# श्री सद्गुरु स्तुति मङ्गलम्।



श्रीमन्तं ज्ञानवन्तं विशदमतिमतां संमतं चारुमूर्तिं।
सौभाग्यैक प्रधानं प्रवरसुखदं सर्वशास्त्र प्रवीणम् ॥
शुद्धानन्द प्रकाशं विबुधजनवरं कर्मभूमिखनित्रं।
बुद्धयब्धिं सूरिवर्यं स्मरत भविजनाः सद्गुरुं दिव्यरूपम् ॥१॥

श्री सागराजित्सूरिश्वर.

विद्वत्वं स्वपरागमेषु पटुताम ध्यात्मविद्यास्वपि।
माध्यस्थं सततोद्यमित्वमतुलं सल्लेखकत्वं तथा ॥
यस्यग्रन्थशतां प्रमाणयति सद्वृत्तिधियां पाटवं।
सूरिर्यच्छतु बुद्धिसागर इति श्रेयांसि वः सोऽन्वहम् ॥

पं. अमोघचरण.

आत्मज्ञान तपोनिधि वरद जे अध्यात्मज्ञानी महा।
विश्वोद्धारक विश्ववंद्य विरला गुरुदेव विश्वे अहा ॥
मोंघा शारदनंद जे परम श्री श्री योगविद्या भर्या।
बुद्धिसागर सद्गुरु निवसज्यो मणि अंतरे दिनकरा ॥

पादराकर.

आत्मज्ञान तपोविभूषित महा वैराग्यदिप्त्याच यै।
पर्यायेण गुणेन बोधयति यो जीवादि तत्त्वानि च ॥
नेत्रं कारुणिकं च राजतितरां यद्ब्रह्मचर्यं व्रतैः।
श्री सूरिश्वर बुद्धिसागर पदाम्भोजं नतोऽयं मणिः ॥

पादराकर.



श्री १०८ महाग्रंथ प्रणेता, योगनिष्ठ, शास्त्रविशारद, जैनाचार्य

**श्रीमद् बुद्धिसागर सूरीश्वरजी.**



जन्म सं. १९२० महा वदी १४ (विजापुर).

देहोत्सर्ग सं. १९८१ ज्येष्ठ वदी ३ (विजापुर).

दीक्षा सं. १९५७ (पालनपुर).

आचार्य पदवी सं. १९७० (पेथापुर)

श्री सद्गुरु मंगलम् !

# ગુરૂવર કે ગુનગાન.

(રાગ પીલુ ત્રિતાલ)

ગુરૂવર કે ગુનગાન ! પ્રાન રટ ! ગુરૂવર.
દિવ્ય જ્ઞાનપરિપૂરિત સૂરિવર !
ચુડામણિ ચારિત્ર યોગિવર !
નય નિક્ષેપ સુજાન ! પ્રાન રટ.
રાગ દ્વેશ મદ મોહ માનકા ત્યાગી, દેવ સમાન !
જ્ઞાતા ગુઢ ગંભિર આગમકે, જડ ચેતન પહિચાન ! પ્રાન રટ.
સ્વાનુભવી શુદ્ધાત્સુપયોગી, દીયા તત્વ કો છાન !
અલખ મસ્ત ॐअर्हम महावीर, અંતર એક નિશાન ! પ્રાન રટ
પરમપ્રેમભર લોચન ખિલસત, દિલભર દયા, ન માન !
મહાકવિ પંડિત વાદિવિજેતા, બ્રહ્મચારી બલવાન ! પ્રાન રટ
જ્ઞાનક્રિયામંડિત, નિશ્ચય વ્યવહાર ઉભય કે જાન !
ખિલસત રગરગ અંતસત્મમેં, પરમતત્વ કે તાન ! પ્રાન રટ
યોગનિષ્ટ મહાકર્મયોગિવર, શાસ્ત્રવિશારદ મહાન્ !
ગુઢજ્ઞાનભર ગ્રંથપ્રણેતા, મુક્તિપુરિ સોપાન ! પ્રાન રટ
ગ્રંથ એક શત આઠ મનોહર, માલા પુષ્પ સમાન !
જગદુદ્ધારક વિશ્વદયાસે, ગુંથત શ્રીજિનબાન ! પ્રાન રટ
યોગિશ્વર અવધૂત ઉજવાલત, જૈન ધર્મ જગ ભાન !
સૂરિસમ્રાટ સકલઆગમધર, સ્વપર સમયકે જાન ! પ્રાન રટ
ષટ્દર્શનવેત્તા સંરક્ષક, શાશન સિંહ સમાન !
ખાખી મસ્ત ભક્તન ભયભંજક, ત્રિવિધતપ વિશ્રામ ! પ્રાન રટ
ગુનપર્યાય ગુનસ્થાનક, નય ભંગ પક્ષ પરમાન !
ઇડા પિંગલા નાદ અનાહત, ખેલત યોગિ સુજાન ! પ્રાન રટ
અમરધામ કે વાસીગુરૂવર, પ્રાતઃસ્મરણિય નામ !
સુરિવર શ્રી બુદ્ધિસગરજી, ચરનન કોટિ પ્રનામ ! પ્રાન રટ
પ્રાન ! પરમ ઉપકારક પદમેં, ત્રિલોક તૃણ સમાન !
બુદ્ધિવાલ મનિ ગાવત દિલભર, શ્રી ગુરૂવરનકે ગાન ! પ્રાવરટ

પાદરાકર.

## ધન્યવાદ.

શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિ ગ્રંથમાળા ગ્રંથાંક ૧૦૯ તરીકે આ ગ્રંથ પ્રકાશને પામે છે. ૧૦૮ મહાગ્રંથોરૂપી પુષ્પોની દિવ્ય આત્મ-જ્ઞાન સુવાસભરી માળાના મેર તરીકે આ ગ્રંથ શ્રીમદ્ ગુરૂદેવના સમાધિમંદિરમાં તેમની ભવ્ય મુર્તિની પ્રતિષ્ઠાના સં. ૧૯૮૨ ના ફાગણુ શુદ ત્રીજના સુપ્રસંગેજ પ્રકટ થાય છે,એ હર્ષનો વિષય છે.

આ ગ્રંથ પ્રકટ કરવામાં પ્રુફો તપાસવામાં તથા ઘણી જાતની જાતિ મહેનત કરી તે સત્વર પ્રકટ કરવામાં તન મનથી મદદ કર-નાર ભાઇ મણીલાલ પાદરાકરની ગુરૂભકિત પ્રસંશનીય છે. તેમની અખંડ મહેનત ન હોત તો આ ગ્રંથ આટલો વહેલો પ્રસિદ્ધ થઈ ન શકત.

ફોટાના બ્લોકો તથા ફોટાઓ તૈયાર કરાવી ઝડપથી પુરા પાડવા બદલ શેઠ મોહનલાલ નગીનદાસ ભાંખરીઆનો ઉપકાર માનવામાં આવે છે.

આ ગ્રંથમાં નીચે પ્રમાણે આર્થિક મદદ મળી છે,જે ગુરૂભકત ઉદારાત્માઓની ગુરૂભક્તિનાંજ દર્શન કરાવે છે અને મંડળ તરફથી તેઓને આભાર સાથે ધન્યવાદ આપવામાં આવે છે.

રૂ ૨૫૦ ) શેઠ છગનલાલ ખેમચંદ મહેસાણાવાળા

રૂ ૨૫૦ ) શેઠ નગીનદાસ રાયચંદ ભાંખરીઆના સુપુત્રો

શેઠ અમથાભાઇનાં સ્વ.ધર્મપત્નિ બાઇ ચંદન તથા શેઠ મણી-લાલનાં સ્વ. ધર્મપત્નિ બાઇ ચંપાના પૂણ્ય સ્મરણાર્થે- હા. ભાઇ અમથાભાઇ તથા હાલાભાઇ. મેસાણા.

# વક્તવ્ય.

પ્રાતઃસ્મરણિય સદ્‌ગુરૂદેવ આચાર્ય ભગવન્ શ્રીમદ્ બુદ્ધિસાગર સૂરિશ્વરજી એમના સ્વર્ગગમનના સ્મણાર્થે પ્રકટ થતો આ " સ્મારક ગ્રંથ " વાંચકોના કરકમળમાં મુકતાં સંતોષ ઉપજે છે.

ગુરૂદેવના સ્વર્ગગમન પછી સત્વરજ આ ગ્રંથ પ્રકટ કરવાના વિચારો જ્યારે અમે પ્રકટ કર્યા, ત્યારે તેને માટે આટલું બધું સાહિત્ય જાહેરપ્રજા પુરૂ પાડશે એવી કલ્પનાયે ન હતી. પ્રસંગની પણ રાહ જોવી ઇષ્ટ જણાયું અને જ્યાં ત્યાં ગુરૂભકતો તરફથી પાદુકાની પ્રતિષ્ઠાઓ, મહોત્સવો, સમાધિમંદિરનાં ખાતમુહુંતો વિ. થવાના સમાચારો મલવા લાગ્યા. મહેસાણાએ તો સૌથીએ પહેલ કરી અને ગુરૂશ્રીના સ્વર્ગગમનથી બરાબર પંદરમેજ દિવસે, સ્વર્ગગમનનાજ સમયે શ્રી ગુરૂદેવની પાદુકાની પ્રતિષ્ઠા કરી. તે પછી અમદાવાદ, પ્રાંતીજ આદિ સ્થળો અને પેથાપુર વિજાપુરમાં સમાધિમંદિરનાં ખાતમુહુર્તો થયાં અને કામ ઝડપથી ચાલવા લાગ્યાં. દરમીયાન ગુરૂશ્રીના જીવંતસ્મારકની યોજના થઇ અને મ્હારા પુત્ર મણીલાલ પાદરાકરે તે બાબત ગુરૂભકિતથી પ્રેરાઇ ઉપાડી લીધી અને તે બહાર નીકળી પડયા અને ટુંક સમયમાં સારી રકમ મેળવી પાછા ફર્યા. છતાં કામ તો ચાલુજ હતું. એટલામાં શ્રી સદ્‌ગુરૂદેવનું સમાધિમંદિર તૈયાર થઈ જવા આવ્યું અને ફાગણ સુદ ત્રીજની પ્રતિષ્ઠા ઠરી, ત્યારે અમારે આ ગ્રંથ માટે તાબડતો તૈયારીઓ કરવાની ફરજ પડી અને આ કામ ઉપડયું. જો કે મારી નાદુરસ્ત પ્રકૃતિના લીધે તે સંતોષકારક તો નહિંજ જણાય.

ધારણા હતી કે ૧૫ થી ૨૦ ફર્માનો આ અંક થશે. છતાં પ્રેસમાં જતાં મેટર તો ૫૦ થી ૬૦ ફર્મા જેટલું થયું. સમય ઘણોજ ટુંકો અને મર્યાદીત સમયમાં આ ગ્રંથ પ્રકટ કરવાની ધારણા ! આમ છતાં ગમે તેટલો ખર્ચ કરીને પણ તે પ્રકટ કરવા નિશ્ચય કર્યો ને કામ શરૂ કર્યું.

અર્ધી મજલે પોહોંચતાં વડોદરા લુહાણા પ્રેસના ઉત્સાહી મેનેજર સાહેબે પોહોંચીવળવા માટે લખાણ ટુંકાવવા ફરજ પાડવાથી કેટલાયે સજ્જન ગુરૂ ભક્ત મુનિરાજો તથા ભાઈઓ અને બહેનોનાં લખાણો ટુંકાવવાં પડયાં અને કેટલાંક તદ્દન કાઢી નાંખવાં પડયાં. અમો ખાત્રીથી જણાવીએ છીએ કે અમારી સખ્ત નામરજી છતાં વખતસર અંક પ્રકટ કરવા ખાતરજ, સમયના અભાવે પહોંચી વળવા માટેજ અમારે ન છુટકે આમ કરવા દિલગીરી ભરી ફરજ પડી છે, અને તે માટે લેખક મહાશયો જેમનાં લખાણો પ્રકટ ન થઇ શકયાં હોય, યાતો ટુંકા થયાં હોય, તેઓ ક્ષમા કરશેજ.

ગુરૂદેવના પટ્ટશિષ્ય શ્રી અજિતસાગરજી સૂરિશ્વરજીની એકલાનીજ વીશ કવિતાઓ અમોએ ઓછી કરી છે, એ પરથી કેટલું સાહિત્ય કાઢવું પડયું હશે તેનો ખ્યાલ આવશે

આ અંક એટલે ગુરૂદેવના સ્વર્ગગમન તથા તેઓશ્રીના જીવનનાં અને ગુરૂભકતોની ગુરૂભકિતનાં દર્શન !

જે ગુરૂદેવને વિશ્વની તમામ કોમો પોતાના માને, જેમને માટે વિશ્વસમસ્ત રડે, જેમને સૌ કોઇ પોતાના કહેવરાવવામાં ગૌરવ માને, તે વિભૂતિ માટે તો કહેવાનુંજ શું હોય ?

ગુજરાત કચ્છ કાઠીયાવાડ, મારવાડ, મધ્યપ્રાંતો, દક્ષિણ આદિ તમામ દેશોનાં શહેર અને ગામડાંઓના સંઘોએ જાહેર સભાઓ ભરી, હડતાળો પાડી, ઓચ્છવો કરી, શ્રીમદ્પ્રતિ પોતાનો ભકિતભાવ દર્શાવ્યો છે. સૌ એ યોગીરાજ જતાં રોયા છે, તેમના આત્માની શાંતિ ઇચ્છી છે.

અનેક રાજા, રાણાઓ, દિવાનો, પ્રધાનો, સંઘો, આચાર્યો, પન્યાસો, તથા શ્વેતાંબર ઉપરાંત સ્થાનિકવાસી ભાઇઓ, વિદ્વાનો તથા તમામ કોમના અસંખ્ય ભાઇ બ્હેનોએ શ્રીમદ્દનો અવસાન બદલ સભાઓ, ઠરાવો, તારો, પત્રો દ્વારા પોતાના શ્રીમદ્ પ્રત્યેના ભકિતભાવ અને પૂજ્યભાવ બતાવ્યા છે.

વળી જાહેર સંસ્થાઓ ઉપરાંત જાણીતાં પેપરો જૈન, વીર-

શાસન, જૈનધર્મપ્રકાશ, આત્માનંદપ્રકાશ, સાહિત્ય, બોમ્બે ક્રોનીકલ, સાંજવર્તમાન, હિન્દુસ્થાન, મુંબાઇ સમાચાર, પ્રજામિત્ર, પારસી, વિવિધવિચારમાળા, સયાજીવિજય, નવગુજરાત, ગુજરાતી પંચ, પ્રજાબંધુ, ગુજરાત સમાચાર, નવયુગ તથા બીજાં મરાઠી, હીન્દી, ઇંગ્લીશ, દૈનિક, અઠવાડીક, માસીક પત્રોએ પણ કોલમોનાં કોલમો ભરી, શ્રીમદ્‌ના સમાચાર વખતો વખત તાબડતોબ પ્રકટ કરી, ફોટાઓ છાપી શ્રીમદ્ પ્રતિ પોતાની પૂજ્ય લગણીઓ બતાવી છે.

તેમજ વિદ્વાનોએ આ સ્મારક અંક માટે ખાસ લખાણો લખી મોકલ્યાં છે, તેમનો આ સ્થળે અંતઃકરણ પુર્વક મંડળ તરફથી હું આભાર માનું છું.

શ્રીમદ્‌ના પટશિષ્ય શ્રી અજિતસાગરસૂરિજીનાં ૨૨ કાવ્યો. શ્રી જયસાગરજી શ્રી મહેંદ્રસાગરજી, તથા શ્રી કીર્તિસાગરજી મહારાજ જેમણે ખાસ લખાણો મોકલેલાં તે પણ લઇ શકાયાં નથી. તેમજ રા. મણીલાલ દોલતચંદ શાહ બી.એલ.એલ.બી.જવેરી જીવણચંદ સાકરચંદ, શેઠ વીરપાળ વર્ધમાન, વકીલ નગીનદાસ સાંકળચંદ પેથાપુરવાળા, રા. ગોરધનભાઈ વીરચંદ, રા નાથાલાલ ધર્મચંદ મહેતા રા. મણીલાલ હીરાચંદ, માસ્તર ચીમનલાલ જેચંદભાઇ, રા, મોહનલાલ ચુનીલાલ ધામી, રા. મોહનલાલ ચુનીલાલ મહેતા, રા. શાંતીલાલ મગનલાલ, રા. ત્રીકમલાલ મોતીલાલ રા. દેશાઇભાઇ ભુલાભાઈ. રા. આત્મારામ ખેમચંદ, રા. ડાહ્યાભાઇ નથુભાઈ, રા કલ્યાણચંદ કેશવલાલ, રા. ભોગીલાલ અમથાલાલ, રા. ચંદુલાલ ગોકળદાસ રા. કેશવ હ. શેઠ તેમજ શ્રીમદ્‌ના ખાસ ભક્ત અભુમીર, તથા કાનજી ગઢવી, તથા અંત્યજ બ્રાહ્મણ ભક્તો, રા. ચંદુલાલ, રા. પોપટલાલ આદિ સદ્‌ગુરૂદેવના પરમ ભક્તોના ઘણા પરિશ્રમે લખી મોકલેલા ઉત્તમ ભાવવાહી લેખો પણ ન લઇ શકાયા બદલ અમો દિલગીર છીએ.

આ અંક પોતાના હમેશના નિયમ પ્રમાણે પણ અતિ ટુંક સમયમાં ઘણી અગવડો વેઠી વખતસર છાપી આપવા બદલ વડોદરા લુહાણાપ્રેસના ઉત્સાહી મેનેજર અને માલીક ભાઇ અંબાલાલ વીઠ્ઠલભાઈનો પણ આ સ્થળે ખાસ આભાર માનીએ છીએ.

# આદિ વચન.

અધ્યાત્મજ્ઞાનના એક દીપકને બુઝાયે આઠ માસ વિત્યા છતાંએ, એ મહાન્ ઉપકારક, સમર્થ સાહિત્યાચાર્ય, અધ્યાત્મ અને યોગમાર્ગપ્રણેતા, જૈન અને જૈનેતર સમાજમાં જ્ઞાનની ઉષા પ્રકટાવનાર ગુરૂદેવ જાણે હજી સ્વર્ગવાસી થયાજ નથી, પાછા દર્શન દેશે એ અમર આશા છુટતીજ નથી. છતાંએ ખાત્રી છે કે એ આશા ઠગારી છે. એમના સ્વર્ગવાસેતો ગુજરાતથી માંડી, કચ્છ કાઠીયાવાડ, મારવાડ, મેવાડ, દક્ષિણ આદિ ભારતવર્ષીય દેશો ઉપરાંત યૂરોપ અમેરિકા આદિ દેશોના વિદ્વાનોનેય રડાવ્યા છે.

ગુરૂદેવના જૈન સમાજ ઉપરજ નહિ પણ ભારતવર્ષપર, માત્ર જૈનો ઉપરજ નહિ પણ મોટા રાજા રાણાઓ પ્રધાનો વિદ્વાનો કવિઓ સાહિત્યભકતો, પંડિતો, શાસ્ત્રીઓ, આચાર્યો, સાધુઓ અને નિરક્ષરો પર પણ અનહદ્ ઉપકારો છે ને તે કદી પણ ન વિસરી શકાય તેવા છે.

તેઓશ્રી કેટલા બધા અબાળ વૃદ્ધ, ઉછરતા મેધાવી યુવકોના, આંગ્લવિદ્યાવિભૂતો તથા જૈનેતરોના માર્ગદર્શક બન્યા છે તે કોનાથી અજ્ઞાત્ છે ?

સાધુઓનાં જાહેર વ્યાખ્યાનની પહેલ કરનાર, આધ્યાત્મજ્ઞાનની, વીરપ્રભુના સાચા ઉંડા ગંભિર તત્વજ્ઞાનની ઉદ્‌ઘોષણાવડે જનતાને જગાડનાર, ક્રિયામાં જ્ઞાનને ઓત્ પ્રોત્ કરનાર, અહિંસા અને સંઘ પ્રગતીને પ્રચારનાર, યુવાનો ને બાલકોમાં વ્યાયામદ્વારા નવાં ચેતન જગવનાર, યોગનાં નવાં રસાયણ દ્વારા બુડ્ઢાઓમાં પણ નવાં જીવન પૂરનાર, દ્રવ્યાનુયોગ જેવા ગહન વિષયને ઘરઘરનો ઉપયોગી માલ બનાવનાર, ગુફા ડુંગર કોતર ભોંયરાં ઓધાં નદિકિનારાના ચુસ્ત ભોગી, બાલબ્રહ્મચારી જ્યારે જૈનધર્મનો ઝુંડો લઇ ગુજરાતને દ્વારે આવી ઉભા અને " જાગ્રત થા જૈન કોમ " નો નાદ પોકાર્યો ત્યારે તેમની એ મસ્તદેહ—જોગીની દાઢી—અને અપ્રત્તદશાનું અનોખું વ્યકિતત્વ જગત્‌ને પ્રતિત્વ થયું.



अष्टांग योगनिष्णात बाळ ब्रह्मचारी मस्त कवि शेखर.

**श्रीमद् बुद्धिसागर सूरिश्वरजी.**

जन्म. स्वर्गगमन.

सं. १९३० माह वदी १४ वीजापुर. स. १९८१ ना जेठ वदी ३ वीजापुर.

K. P. P Bombay 2.

મીસીસ સ્ટીવનસન અને બીજા નાસ્તીક ક્રિશ્ચીયનોના તથા લાલા લાજપતરાયના જૈન ધર્મપરના અછાજતા હુમલા સામે જ્યારે શ્રીમદ્ મેદાન પડયા અને ખરા જવાબોનાં પુસ્તકો અનેક દાખલા દલીલો સાથે લખી પ્રકટ કર્યાં ત્યારે એમની મહાશક્તિ વિશ્વે જોઈ. સ્મરણમાં નથી, લાંબા વર્ષોના ગાળામાં કોઈપણ પંથના આચાર્યે સંસ્કૃત પ્રાકૃત હિન્દી ગુર્જર ગીરામાં લગભગ ૧૨૫ ઉપરાંત ગ્રંથો આટલા ટુંકા વખતમાં આલેખ્યા હોય અને તે પણ ગદ્ય પદ્યમાં અને ઉપનિષદ્ કર્મયોગ આત્મજ્ઞાન અને અષ્ઠાંગયોગ ઉપર. વળી ભજનસંગ્રહના ૧૧ ભાગો, તથા બીજાં ઉત્કૃષ્ટ કાવ્યોના ગ્રંથો લખનાર એ મહાકવિ ને જગતે પૂરતા જ પિછાન્યા હોય તો હવે પિછાનશે ને રોશેજ.

જ્યાં ગયા ત્યાં શાંતિ સૌખ્ય સંપ અને સમાનતાનાં સોણલાંનાજ ઉપાસકને પ્રચારક.

રાજાઓ ભકતો છતાં લઘુતા ? ગિર્વાણના અનન્ય ઉપાસક છતાં બાળજીવોનેયે સમજાય તેવા સાહિત્યનાં આલેખન

જૈન છતાં જૈનેતરોના પરમ પૂજ્ય ! એ ગુરૂદેવના ઉપકારો કેટલા ગણવા ને સ્મરવા ?

જૈન ધર્મની ઉન્નતિ, જૈન સમાજનો ઉદય, જૈન સાહિત્યનો સર્વત્ર પ્રચાર, જૈન કોમની ચઢતીના ઉપાયો અને જૈન જનતાના અંગ–આત્મબળની સતત્ ચિન્તવના ! એ પરમ યોગીએ આજન્મ કરીને તેમાંજ ખપ્યા.

સ્વર્ગગમન પહેલાંથીજ પોતાના ભક્તોને ચેતાવ્યા અને આખર મજલ માટે તૈયારી કરી; પ્રથમથીજ મૃત્યુ જાણે તેજ યોગી. એમણે એ જાણ્યું હતું, પરવાર્યા હતા–શિષ્યોને ભકતોને મળી લીધું હતું કાર્યભાગ જણાવી ભળાવી દીધો હતો. ને હસ્તાં હસ્તાં મૃત્યુને સતકાર્યું–સ્વિકાર્યું હતું. એનાં શાં ગુણગાન ?

એમનાં જતાં એમના ભકતો જરાયે ડગ્યા વિના તેઓશ્રીની તમામ પ્રવૃત્તિઓ ચાલુ રાખી રહ્યા છે. તેઓશ્રીમાન્ પટ્ટશિષ્ય શ્રીમદ્

અજીતસાગરસૂરિ-ઘણા વિદ્વાન્ બાહોશ, ભાષાજ્ઞ, વકતા, કવિ, લેખક, પંડિત, અને શાસ્ત્રજ્ઞ છે. તેમણે પણ સંખ્યાબંધ પુસ્તકો રચ્યાં છે. ગુરૂદેવ એ બાબતમાં સંતોષ પામી ગયા છે.

**શ્રી અધ્યાત્મ જ્ઞાન પ્રસારક મંડળ.** આ મંડળ ગુરૂદેવે સ્થાપ્યા પછી અદ્યાપ સુધી આત્મજ્ઞાનનાં શ્રીમદ્ તેમજ અન્ય પૂર્વાચાર્યોનાં પુસ્તકો છપાવવા, તથા પ્રચાર કરવાના કાર્યને કરવામાં પૂર્ણ દત્તચિત્ત રહ્યું છે. મંડળ તરફથી શ્રીમદ્‌ના સ્વર્ગગમન નીમિત્તે જીવંત સ્મારક શરૂ કર્યું છે. ને રા. મણિલાલ મોહનલાલ પાદરાકરે ભિન્નભિન્ન સ્થળે ફરી ફંડની યોજના પ્રમાણે ગુજરાત ને દક્ષિણમાં ઠેઠ પુના સુધી ફરી લગભગ ૧૬૦૦૦ જેટલી રકમ ભેગી કરી છે. મંડળે શ્રીમદ્‌ના મહાગ્રંથો તો છપાવી પ્રકટ કર્યા છે ને અદ્યાપ તે કાર્ય પાદરા ખાતે ચાલુ છે.

**મંડળની હેડ ઓફીસ** મુંબાઇ ખાતે છે ને ત્યાં એક કમીટી દ્વારા મંડળ હવે વધુ ઉત્સાહથી કાર્ય કરે છે.

**મુ૦ પૂ૦ જૈન શ્વે૦ બોર્ડીંગ-અમદાવાદ** ગુરૂશ્રીની સ્થાપેલ આ સંસ્થામાં મોટી સંખ્યામાં વિદ્યાર્થીઓ લાભ લઇ રહ્યા છે.

**વડોદરા જૈન બોર્ડીંગ**—માં પણ ઉત્તમ કાર્ય ચાલે છે.

**શ્રી યશોવિજયજી જૈન ગુરૂકુળ પાલીતાણા**—૧૦૦ બાળકો પુર આનંદથી વિદ્યાભ્યાસ કરી રહ્યાં છે

શિવાય ઘણીએ સંસ્થઓ શ્રીમદ્‌ની સ્થાપેલી ચાલી રહી છે. શ્રીમદ્‌ના સ્મરણમાં ઘણે ઠેકાણે પાદુકાઓની પ્રતિષ્ઠાઓ થઇ છે. પેથાપુરમાં ગુરૂમંદિર તૈયાર કરવાનું કામ ચાલે છે. મહુડીમાં પણ સમાધિમંદિર તૈયાર થાય છે. અમદાવાદમાં શ્રી સુખસાગરજી મહારાજની પાદુકાની સાથેજ શ્રીમદ્‌ની પાદુકાની પ્રતિષ્ઠા ૨૭ દિવસના મહાન્ ઉત્સવપૂર્વક થઇ છે. મેસાણામાં પણ દાદાસાહેબ શ્રી રવિસાગરજી મહારાજની પાદુકાની સાથેજ શ્રીમદ્‌ની પાદુકાની પ્રતિષ્ઠા થઇ ચુકી છે. પ્રાંતીજમાં પણ પાદુકાની પ્રતિષ્ઠા થઇ છે. અન્ય સ્થળે પ્રતિષ્ઠાઓનાં કાર્યો ચાલુજ છે.

વિજાપુરમાં શ્રીમદ્‌ને અગ્નિસંસ્કાર કર્યો તે સ્થળે શેઠ કંકુચંદ મૂળચંદની વાડીમાં એક વિશાળ સમાધિમંદિર તૈયાર થઇ ગયુ છે. તેમાં પ્રતિષ્ઠા કરવા સારૂ શ્રી ગુલાબચંદજી ઢઢ્ઢાજી એમ. એ.ની માર્ફતે જયપુર ખાતે ગુરૂમુર્તિ તૈયાર કરવા આપેલ. મોટા ખર્ચે તૈયાર થઇ આવેલી આ મૂર્તિ પરમ સુંદર અને આબેહુબ ગુરૂશ્રીના પ્રમાણેજ છે. તેની પ્રતિષ્ઠા ફાગણ સુ. ૩ ના રોજ ચઢતે પ્રહરે થશે. આ પ્રસંગે શ્રી ગુરૂભક્તોનો ઘણો મોટો સમુદાય મળશે. વિજાપુરવાસીઓને સ્વાગત્ કરવાનાં લ્હાણુ લેવાની ઉત્તમ તક સાંપડી છે. સ્વાગતંમાં વિજાપુર અદ્વિતિય છે. ગુરૂદેવનુંજ જન્મ ને નિર્વાણ સ્થાન ! એને તો નમનજ !

છેવટ તમામ ગુરૂ ભક્તોને એકજ વિનંતી. ગુરૂદેવને, તેમનાં આદરેલાં સત્‌કાર્યોને, તેમના આશયોને, ફર્માનોને પૂર્ણપણે વફાદાર રહી, એઓશ્રીના આત્માને શાંતી સંતોષ થાય એમ કરવું, એ પ્રત્યેકનો પરમ ધર્મ ગણાય

ધર્મ દેવ ગુરૂ દેશ સંઘ અને કોમની ઉન્નતિનો ગુરૂ આદેશ ધનાઢયો ધનથી, વિદ્વાનો લેખકો કવિઓ પંડિતો પોતાની વિદ્યાથી, ઇતર જનો અંગબળથી પાળવા કટિબદ્ધ થાય.

ગુરૂશ્રીના શિષ્યો ! ગુરૂદેવના પવિત્ર આસનને–આજ્ઞાઓને–પ્રાણ સાટે સંભાળી શાશન ઉન્નતી કરવા મંડી પડે.

ભક્તો ભક્તિથી તેમનાં સ્મરણપૂર્વક ઉત્તમ પવિત્ર જ્ઞાનવાળું સાચુ જીવન ગાળવા પ્રયત્નવાન બને.

અને ગુર્જરાષ્ટ્ર ! ભારત ! વિશ્વ ! ત્હારા અમોલા સદ્‌ગત્ લાલ માટે અશ્રુ ઢાળી એવા અનેક મસ્ત સાચા યોગીઓ ઉત્પન્ન કરવા કૃપા કર એજ વિનંતી.

શ્રી ગુરૂદેવના પાદપદ્મમાં અમારાં સદ્‌ભાવપુષ્પનાં ભક્તિભાવે સમર્પણ.

વકીલ મોહનલાલ હીમચંદ પાદરા.

# હું અને મ્હારા ગુરૂદેવ !

मुरख अख्खर जे कवइ ते सवि सुगुरु पसाय ।
वर्णमात्र जीणे शिखवीयुं, प्रणमु तेहना पाय ॥

श्री कवीयण.

મહારા ગુરૂદેવ ! એમને માટે શું લખું ? અવકતવ્ય તે વકતવ્યમાં કેમ લવાય ? ત્રેવીશ ત્રેવીશ વર્ષના અખંડ પરિચય ! વિસર્યા કેમ વિસરાય? આત્માનું ભાન તો એમણે કરાવ્યું.

"જ્યાં લગે આત્મતત્વ ચિન્યો નહિ ત્યાં લગે સાધના સર્વ જુઠી:" એ સૂત્રનો સાક્ષાત્કાર એમણેજ કરાવ્યો. ૧૯૫૮ ના માગશર શુદી ૧૦ ના રોજ પાદરામાંજ મને એ ભવ્ય યોગીરાજનાં પ્રથમ દર્શન થયાં ને તેજ સમય મહારા સાચા જીવનની ઉષાનો ! ક્રિયાઓમાંજ મુક્તિ માની બેઠેલાઓને સાચાં આત્મજ્ઞાન–ભેદજ્ઞાન, જડચેતનનાં ભાન અને ઉંડા ગૂઢ તત્વજ્ઞાનનાં દાન એમણેજ કર્યાં ! હું તો એ જીવ્યા ત્યાં સુધી એમની પાછળ પડેલો. અમારા પાદરાના જીજ્ઞાસુ મંડળના ભાઇ માણેકભાઈ, ભાઈલાલભાઇ, પ્રેમચંદભાઇ, મંગળભાઇ, છગનલાલ કારભારી આદિ સાથે ગણત્રીના દિવસો વિત્યે હું તો એમની છાયામાં દોડી જતો, ને તમદિલને એ કલ્પવૃક્ષ પાસે અપૂર્વ શાંતિ મળતી અને એમની કૃતિનાં મોટા ભાગનાં પુસ્તકોનું પ્રકાશન મહારી દ્વારજ થયું અને થતું હોવાથી તે દ્વારા કેટલું બધું જ્ઞાન પમાયું ?

દયાળુ ગુરૂદેવે સ્વર્ગગમન પહેલાં આખરની તૈયારી પત્રદ્વારા મને જણાવી. અને મ્હેં સહકુટુંબ તેમની સેવાનો લાભ, તેમને અંતિમ આત્મોપયોગ દેવનો લાભ; અરે ! છેવટે તેમને છેલ્લું સ્નાન વિલેપન કરવા સુધીનો અલભ્ય લાભ લીધો ! ને જે નજરે શ્રીમદ્‌ને ભક્તિભાવે વિશ્વોપકાર કરતાં જોયેલા તે જ નજરે શ્રીમદ્‌ને ભસ્મીભુત થતાં પણ જોયા ! સંસારની તો એ રીતજ છે ને ?

છતાંયે છેવટ સુધીની તેમની સેવાની પ્રાપ્તિનો સંતોષ રહેછે જ.

હવે કાંઇ એ મળવાના છે ? અમારી તો એ દિશાજ શ્રીમદ્‌ના જતાં હડતાઈ ગઇ: હમારા શંશયો હવે કોણ છેદશે ? અમને અજ્ઞાનાંધકારમાંથી પડતા કોણ બચાવી લેશે? નવાં અભિનવ જ્ઞાનનાં દાન કોણ દેશે ? આ વિચાર તો હવે જીવનભર હૃદય હલમલાવશેજને ! ભારતના દ્વારે એવા ભવ્ય યોગીનો સાચો આત્મઆહલેક હવે ક્યારે શૂણાશે ? એ તો ગયા જ ! એમના માટે હું ભાવનાનેજ પ્રાધાન્ય આપનાર શું લખું ? કંઇજ નહિં ! મારો આત્મા તેઓશ્રીના ચરણમાં અર્પાઇ, કરવા યોગ્ય સૌ કાંઇ યથાશકિત કરી રહ્યો છે, તેમાં એઓશ્રીનો મહાન્ આત્મા બળ પ્રેરો એજ મહદેચ્છા.

ૐ જય ગુરૂદેવ અર્હમ્ શાંતિ
તત્પાદરેણુ
વકીલ મોહનલાલ હીંમતચંદ પાદરા

---

**અ૦ જ્ઞા૦ પ્ર૦ મંડળનાં પુસ્તકો મળવાનાં (સેન્ટરો) સ્થળો.**

સંસારસમુદ્ર તરવાના જહાજ સમા ગુરૂશ્રીના ઉત્તમોત્તમ ગ્રંથો નીચેના સ્થળોએ રૂબરૂ વા પત્રથી મળી શકે છે.

૧ વકીલ મોહનલાલ હીમચંદ. પાદરા. ગુજરાત.

૨ શા. ચંદુલાલ ગોકળદાસ વીજાપુર.

૩ શા. નગીનદાસ રાયચંદ ભાંખરીઆ. મહેસાણા.

૪ શા. આત્મારામ ખેમચંદ સાણંદ.

૫ શા. રતીલાલ કેશવલાલ પ્રાંતીજ.

૬ શ્રી બુદ્ધિસાગરસૂરિ જૈન સમાજ પેથાપુર.

૭ શા મોહનલાલ નગીનદાસ ભાંખરીઆ. ૧૯૨-૯૪ બજારગેટ કોટ મુંબાઇ.

## શાસ્ત્રવિશારદ્ યોગનિષ્ઠ પરમઅધ્યાત્મિક. મહાકવિ.

### આચાર્ય ભગવન્ શ્રીમદ્ બુદ્ધિસાગર સૂરિશ્વરજીનું

### ટુંક જીવન ચરિત્ર.

આત્મજ્ઞાનની મૂર્તિ શા ! સરળ ને શાંતિ સમાધિ ભર્યા !
યોગિરાજ સમર્થ, સત્કવિ, મહા આચાર્ય સાહિત્યના !
દિવ્યાત્મા ગિર્વાણુના પ્રખર જે, વિદ્વાન, વકતા મહા !
ત્યાગી, પૂર્ણ વિરાગની સુપ્રતિમા, ખાખી, સુસાધુ અહા !
ગ્રંથો આત્મજ્ઞાનકુંજ સરખા, જેણે રચ્યા અણુમૂલા !
સિદ્ધાંતો સ્વાદ્વાદના, રગરગે રેલી રહ્યા હોયલાં !
મુક્તિમાર્ગ પ્રવાસી, અદ્ભુત સૂરિ કરૂણાની મૂર્તિ સમા !
વંદુ સદ્ગુરૂ બુદ્ધિસાગર, મણિમય યોગદિવાકરા !

પાદરાકર.

મહાપુરૂષોનાં જીવન દોરવાં એ અસામાન્ય બાબત છે. ગંભીર સાગરમાં ડુબકી મારવા જેવો પ્રયાસ તો ભક્તિવશ થઇને જ કરાયને ? ગુરૂદેવનું ચારિત્રલેખન ! તેમના પદરજરેણુ સમાન ભક્તજનને આલેખવાનો પ્રસંગ આવે છે, એ પણ મહદ્ભાગ્ય ને ? અસ્તુ.

ગુરૂદેવનાં જીવનનાં આલેખન ! ગહન સમુદ્રનાં ડુબકી ! અલ્પજ્ઞ સામાન્ય જનથી કદીએ થઇ શકે ? એ તો સાગરની ગંભીરતા માપવા સમાન મહત્કાર્ય ! પદે પદે સ્ખલનનો ભય ! છતાંય—

अल्प श्रुतं श्रुतवतां परिहासधाम,
त्वद्भक्तिरेव मुखरी कुरुते बलान्माम्
यत्कोकिलः किलमधौमधुरं विरौति,
यच्चारुचाम्रकलिका निकरैक हेतु ॥

તેમ આ પ્રયાસ તો ભક્તિવશ બની કરૂં છું.

ભારતવર્ષમાં પંડિતપ્રવર કવિરત્ન યોગીશ્વર પરમ શાસ્ત્રવેત્તા ષટ્દર્શનનિપૂણ શ્રીમદ્ બુદ્ધિસાગરજી મહારાજને કયો સંસ્કારી જીવત્મા નથી પિછાનતો ? એમનો જન્મ ગુર્જરરાષ્ટ્રના ભૂષણસમા પ્રસિદ્ધ વિજાપુર શહેરમાં, કુર્મક્ષત્રિય (પાટીદાર) કુળમાં અંબા–શિવદાસ–માતાપિતાને ત્યાં ૧૯૩૦ ના મહા વદી ૧૪ શિવરાત્રીના રોજ થયો હતો. બે ભાઇઓ અને બહેનોના તે ભાઇ હતા.

ખેડુત બાલક તરીકેની બાલ્યાવસ્થામાંજ પૂર્વ સત્કર્મસંચય બળે તેઓશ્રીને આગળ વધવાનો માર્ગ મળ્યો હતો. વર્તમાનકાલીન વિચરતા સાધુઓના વડિલો જેમને પૂજ્ય માનતા તે પ્રાતઃસ્મરણિય વિશ્વવંદ્ય શ્રીમદ્ રવિસાગરજી મહારાજનાં દર્શનને પરિણામે વિજાપુરીય શેઠ નથુભાઈ મંચ્છાચંદનો ઉદાર અને વાત્સલ્યભર્યો આશ્રય તેમને મળ્યો અને તે દ્વારા એઓશ્રી વિદ્યા પ્રાપ્તિ કરી શકયા.

બાલ્યાવસ્થાથીજ સંસાર પ્રત્યે અરૂચિવાળા અને ત્યાગધર્મના પ્રેમી શ્રીમદ્‌ને માતપિતાની પરણાવવાની લાલચ ન ગમી અને સુમતિ–મુક્તિમાં આશક્ત તેઓશ્રી ક્ષણિક સંસારી સ્ત્રી ન જ પરણ્યા. છતાંયે માતૃવાત્સલ્ય ભાવે, માતપિતાના જીવતાં દિક્ષા ન લેવાની પ્રતિજ્ઞાવાળા તો બનાવ્યાજ.

અભ્યાસ વધ્યો, વિદ્યાર્થી મટી અધ્યાપક બન્યા, અને પાલણપુર પાઠશાળાની પરિક્ષા લેવા જતાં–પોતાના ઉચ્ચાત્માની પરિક્ષા આપી દેવાઈ. પાલણપુર ઉપાશ્રયમાંજ એક ખુણે પોતે શાંત ચીતે ધ્યાનમાં બેસી ગયા. નિશ્ચય કર્યો અને કૃતનિશ્ચય બની શ્રીમદ્ સુખસાગરજી મહારાજ પાસે માતા પિતા ગત થવાથી સં. ૧૯૫૭ ના માગશર માસમાં સંસાર ત્યાગી દિક્ષા લીધી.

તેઓશ્રીના ચાતુર્માસની શરૂઆત સુરતથી થઇ. ત્યાંથીજ પુસ્તક લખવાની પણ શરૂઆત થઇ. ત્યાંજ ખ્રીસ્તીખંડન પુસ્તક લખ્યું, ત્યાંથી પાદરા પધાર્યા. ત્યાં પણ તેઓશ્રીની ઉપકાર વૃત્તિ

છાની ન રહી અને ત્યાંના વકીલ મોહનલાલ હિમચંદ તથા બીજી જીજ્ઞાસુ મંડળીને ષટ્દ્રવ્યવિચાર, આગમસાર, નયચક્રસાર આદિ તત્વજ્ઞાનના ગહન ગ્રંથો ધરાવ્યા અને ષટ્દ્રવ્યવિચાર ગ્રંથ બનાવ્યો.

હવે શ્રીમદ્‌ની લેખીની અપ્રતિહત્‌પણે વિચરવા લાગી.વકતૃત્વ-શકિત ઉછળવા લાગી અને પાંડિત્ય પ્રકાશી ઉઠયું. જૈન જૈનેતરો તેમનાં વચનામૃતોથી ખેંચાતા ચાતકો જે તેમના માટે તલસવા લાગ્યા અને પોતે આત્મજ્ઞાનમાં મસ્ત થતા ચાલ્યા.

આ જ્ઞાનસુરભિના પરિમળ શ્રીમંત સયાજીરાવ ગાયકવાડના અતંરદ્વારેય પહોંચ્યા, તેમણે શ્રીમદ્‌ને બોલાવી પોતાની ધર્મશ્રવણની પિપાસા બેબે વાર તૃપ્ત કરી મુગ્ધ બન્યા. આમજ માણસા દરબાર, સાણંદ દરબાર આદિ અનેક દરબારો રાજાઓ અમલદારો શેઠ શાહુ-કારો તથા વિદ્વાનો તેમના અનુરાગી બન્યા અને શ્રીમદ્‌ પાકા ખાખી બનતા ચાલ્યા.

૧૯૬૪ માં શ્રી અધ્યાત્મજ્ઞાનપ્રસારક મંડળ તેમના સમક્ષ સ્થાપવામાં આવ્યું. જે મંડળે ૧૦૮ ગ્રંથો શ્રીમદ્‌ની કૃતિના પ્રકટ કર્યાં અને હજીયે અસ્ખલીતપણે ચાલ્યા કરે છે; અમદાવાદની જૈન બોર્ડીંગ, વડોદરાની જૈન બોર્ડીંગ, શ્રી ઘંટાકરણ મહાવીર આદિ અનેક સંસ્થાઓ સ્થાપી, પાલીતાણા ગુરૂકુળ ડગમગતું દેખી તેને પગભર કરાવ્યું. આવાં અનેક કાર્યો કર્યાં.

હવે શ્રીમદ્‌ને શહેરો પ્રતિ અણગમો થતાં ડુંગરા કોતરો ઓઘાં, નદી કિનારા, ગુફાઓ વધુ રૂચવા લાગ્યાં.અષ્ટાંગયોગ, ધ્યાન-સમાધિમાં ઉંડાને ઉંડા ઉતરતા શ્રીમદ્‌નું જીવન એક સાચા ખાખી મસ્તયોગીનું બન્યું, અને સ્વાનુભવના આસ્વાદ લેતા-દેતા છલા છલ ભરેલા અમૃત પાત્ર સમાં પુસ્તકોમાં પણ તેજ અમૂલ્ય સ્વાનુ-ભવ ઉછાળવા માંડયો. પ્રભુભકિતના સાચા ભકત, શ્રીમદ્દે ભજનોના કેકા લલકારવા માંડયા ને ભજન સંગ્રહના અગીઆર ભાગો જૈન જૈનેતરોએ ઘેરઘેર, ખેતરે ખેતર ને જગેજગે ગાવાં માંડયા.

શ્રીસદ્‌ના સદ્‌ગુરૂદેવ પ્રાતઃ સ્મરણિય શ્રી સુખસાગરજી મહારાજે સ્વર્ગગામી થતાં પોતે સાગરગચ્છાધિપતી બન્યા, અને સ્થાનકવાસી સાધુઓ પણ તેમના પ્રેમથી ખેંચાઇ તેમના શિષ્યો બન્યા ( હાલના પટધર પણ ) અને શિષ્ય પરિવાર વધાર્યો.

મહત્ પાંડિત્ય, જાણપણું, ક્ષયોપશમ, કવિત્વશકિત અને બહુ શ્રુતપણું એટલાં બધાં વધ્યાં કે કાશી મુંબાઇ વડોદરા રાજનગર આદિના પંડિતો સમક્ષ તેઓશ્રીને પેથાપુર ખાતે ૧૯૭૦ માં આચાર્યપદ આપવામાં આવ્યું.

યોગની પરિપૂર્ણતાએ યોગનિષ્ઠ અને ષટ્‌દર્શન તથા અનેક શાસ્રોના પારંગતપણાથી તેઓ શાસ્રવિશારદ કહેવાયા.

હવે આ સરસ્વતીનંદન, ભારતવર્ષમાં પોતાના જ્ઞાન–સ્વાનુભવનો લાભ જૈન જૈનેતરોને ભેદભાવ વિના નિરંકુશપણે આપવા લાગ્યા. તેમના બોધેલા અંત્યજો ઉત્તમ દશા મેળવવા લાગ્યા. મુસલમાનો હિન્દુ જેવા બન્યા. દયાનો ઝુંડો ફરકવા લાગ્યો. અને વિશ્વમાં એક મહાન્ યોગી, પ્રખરવકતા, મહાકવિ પરમ પંડિત, સમર્થ આચાર્ય, પ્રખરવિદ્વાન, અનેકવાદિવિજેતા, સ્વપરસમયના જાણ, જૈનજૈનેતરવર્ગસુપ્રસિદ્ધ, વચનસિદ્ધ, બાલબ્રહ્મચારી, અને સમર્થ લેખક તરીકે પ્રસિદ્ધીને પામ્યા.

તેમણે સંકલ્વેલા ૧૦૮ મહાગ્રંથો સંસ્કૃત પ્રાકૃત હિન્દી માગધી ગુજરાતી ભાષામાં, ગદ્ય પદ્યમાં છપાઇ ગયા, અને પોતે શ્રીસંઘ, ભારતદેશ, ધર્મ, સાહિત્ય, ભાષા અને આત્માની સેવાથી સંતોષ પામ્યા જણાયા.

આ સ્થિતિને પામતા સુધીમાં તો તેઓશ્રીને હાથે અનેક મહાભારત સુકાર્યો થઇ ચુકયાં હતાં, અનેક સંઘો કઢાવ્યા, અનેક પુસ્તકાલયો ખોલાવ્યાં, બોર્ડીંગો સ્થપાવી, તથા અનેકને પ્રતિબોધ્યા.

વિજાપુરમાં એઓશ્રીના સદુપદેશથી એક વિશાળ પત્થરનું જ્ઞાનમંદિર તૈયાર કરાવવામાં આવ્યું છે, જેમાં ધ્યાન માટે ભોંયરાં, મોટાં મોટાં કબાટો વિગેરે કર્યાં છે. જેમાં લક્ષાવધીની કીંમતનાં

શ્રીમદે સંગ્રહેલાં પુસ્તકો ઉભરાય છે. જે તમામ મોંઘાંમુલાં છાપેલાં, હસ્ત લિખીત, તાડપત્રોપરનાં પુસ્તકો સહિત જ્ઞાનમંદિર શ્રીમદે શ્રી સંઘને અર્પણ કરી દીધેલ છે. આ સમયમાં આવા જ્ઞાનભંડાર ને જ્ઞાન મંદિરનું શ્રી સંઘને સમર્પણ કરી દેવા જેટલી નિઃસ્પૃહ દશા કોઇ સ્થળે જોવામાં આવતી નથી.

શ્રીમદ્‌ને બાલ્યાવસ્થાથીજ મીઠી પીશાબનો રોગ હતો. જે છેલ્લી હદે પોંચતાં મુંબાઇના પ્રખ્યાત ડૉ. કુપરે વખતોવખત તપાસી મૃત્યુ માટે અમુક મુદત આપેલી. પણ તે મુદત વિત્યે પાછા શ્રીમદ્‌ તો જીવંતને જીવંતજ. ત્યારે કુપરે છેવટે જણાવેલું કે, " તમો સાચા યોગિ છો. તમે અમારા મેડીકલ રેકોર્ડને તોડયો છે. " યોગિઓને કાયદા બાંધી શકતાજ નથી.

૧૯૮૧માં શ્રીમદ્‌ પોતાનાં તમામ પુસ્તકો જલદી છપાવી દેવા આતુર જણાયા. ને સામટા ૨૭ ગ્રંથો સાત આઠ પ્રેસો રોકી છપાવવા આપી દેવાયા. શ્રીમદ્‌ કહેતા કે હવે અવસર થયો છે, પ્રવાસ પૂર્ણ થવા આવ્યો છે. તૈયારી કરો.

અને પછી તો પોતે મહુડીમાં જ વિરમ્યા. ચાતુર્માસ માટે અનેક સંઘો આવતાં પોતે હસતાને કહેતા કે કોણ ચોમાસુ કરવાનું છે ? પણ કોણ માને ? છેવટે પોતે પોતાના પ્રિયભકત વકીલજી મોહનલાલ હીમચંદ પાદરાવાસીને એક લાંબો પત્ર પંદર દિવસ અગાઉ લખાવ્યો કે હવે હું પરવારવારી ગયો છું, સમય નિકટ છે. તમે પણ ચેતજો. તેઓ સહકુટુંબ મહુડી જઇ રહ્યા. મેસાણા નિવાસી ભાંખરીઆ શેઠ મોહનલાલ પણ સહકુટુંબ ત્યાં હતાજ. મહુડી ગામવાસીઓની ભકિત તો હદપારની. વીજાપુરવાળા શેઠ મોતીલાલ નહાનચંદની ગુરૂભકિત એટલી બધી તિવ્ર હતી કે તેઓના ભકિત લોહચુંબકેજ શ્રીમદ્‌ને વિજાપુર ખેંચ્યા. મૃત્યુ પહેલાં ચાર દિવસ સુધી કક્કાવલિ સુબોધગ્રંથ શ્રીમદે લખ્યો ને પછી લખવાનું બંધ થયું શ્રીમદે પોતાનું મૃત્યુ ઘણું પહેલાંથી પરખ્યું હતું. તેમણે જોશીઓને બોલાવી રાજ-

યોગનો યોગ પુછતાં, જેઠ વદી ૩ સવારે આઠ ને નવના વચ્ચે બતાવ્યો. વિજાપુર શેઠ મોતીલાલ નાનચંદના આગ્રહથી શ્રીમદે પોતાને, ત્યાં ત્રીજના સવારે ૬ વાગે પોંચાડવાની શરતે લઇ જવાની સમ્મતી આપી અને પોતાને પાકું થયું હોવાથી હિંચકાને પાટીયે સુવાડી શ્રીમદ્‌ને ત્રીજના સવારે ૭ વાગે વિજાપુર પોંચાડયા. ૐ અર્હમ્ ના ઉચ્ચાર સાથે શ્રીમદ્ તેજ સ્થળ કે જયાં પોતે ઘણો સમય ગાળ્યો હતો ત્યાં વિરમ્યા. પછી પોતાના ભક્ત વકીલજી ને સંકેત કરતાં પોતાના શિષ્યો તથા સૌ ભકતો, શ્રાવકોને પાસે બોલાવી અંતિમનો ઉપદેશ આપ્યો, ત્યારેજ સૌ સમજયા કે 'વખત ભરાઇ ચુકયો.' વકીલજી શ્રીમદ્‌ને આત્માની જાગ્રતદશાનો ઉપયોગ આપવા લાગ્યા. શ્રીમદ્‌ની આ વખતની શાંતિ અપૂર્વ હતી.ડાકટર માધવલાલ નાગરદાસ પ્રાંતીજવાસી લાંબા સમયથી ગુરૂભકિત માટે સાથેજ હતા. શ્રીમદ્‌ના મુખપર અલૌકિક હાસ્ય ને પ્રકાશ પ્રકટયાં ને નેત્ર મિચાયાં ને બીજીજ ક્ષણે તે ખુલી ગયાં. બાજી સંકેલાઇ. અનંતપ્રકાશ કરતો ઉજવળ દીપક બુજાયો. શાશનનો ધોરી ધર્મ સ્તંભ,ગચ્છાધિપતી. મહાન્ આચાર્ય ભગવાન્ પોતાનું આત્મહિત સાધી અનેકને તારી પંથે પડયા. ચાલ્યા ગયા. રહ્યું માત્ર ખોળીઉ. છતાં મૃત્યુ સમયે ને તે પછી ૨૪ કલાક પર્યંત તે મુખશ્રી પરતું વિલસતું હાસ્ય ને પ્રકાશ કયાંયે ન જણાયલાં એવાં હતાં, એમ ડાકટર જણાવે છે. આમ આ મહાપુરૂષની જીવન લીલા સમેટાઇ હસ્તે મુખડે મૃત્યુને ભેટનાર આ વીરકેશરી સુભટ અનંત ધામમાં પરવર્યા.

તેઓશ્રીનાં અંગલક્ષણો ચમત્કારીક હતાં. કપાળમાં ચંદ્ર, કમર સુધી પહોંચતા હાથ, હાથપગનાં આંગળાંમાં ૧૮ ચક્ર ( જે સિદ્ધિમુનિજીએ જોયેલાં હતાં ) પુષ્ટ વિશાળ બલવાન સાડાઆઠમણુનો દેહસ્તંભ, પહાડી અવાજ, એક સાચા યોગી તરીકે તેમને વ્યકત કરતાં.

તેઓશ્રીએ કદી પણ ભારે કપડા કે કામળ વાપર્યાં નથી.

આખી જીંદગીમાં કદી કશાને અઢેલી બેઠા નથી, મુખવાસ કદી વાપર્યો નથી. સ્ત્રીવર્ગથી પરિચય કે પત્રવ્યહવાર કદી કર્યો નથી. રસભર પદાર્થો ખાધા નથી. લેખન વાંચન ધર્મ ચર્ચાવિના અન્ય વ્યવસાય કર્યો નથી. કોઇની નિંદા વિકથા કે ડાકડમાલમાં કદી પડયા નથી. વિલાયતી દવા કદી વાપરી નથી. હમેશાં સરળ દંભરહિત નમ્ર શાંત સંપીલું પ્રેમભર્યું સાત્વિક યોગીજીવન ગાળ્યું છે.

એમનાં ગ્રહસ્થજીવન, કવિજીવન, સાધુજીવન, ભકતજીવન, પ્રેમજીવન, પંડિતજીવન, આધ્યાત્મિકજીવન, મસ્તફકીરીજીવન, યોગજીવન, ત્યાગીજીવન, સાહિત્યાચાર્યનું જીવન, આદિજીવનો પર તો પ્રથક્ પ્રથક્ ગ્રંથો ભરાય. આ ટુંક જીવનમાં શું લખાય ? આતો માત્ર જીવન છાંયા ! સાદ્યંત વિસ્તૃત જીવન તો તૈયાર થાય ત્યારે. ત્યાં સુધીતો આ ટુંક જીવન જળની અંજળીથી જીજ્ઞાસાની તૃષા છીપાવવી રહી.

તેમના જતાં ભારતવર્ષે શું કર્યું તે તો અલ્પાંશે આ ગ્રંથજ કહેશે. બાકી તો જીવંત ચમત્કારસમા યોગી પુરૂષોને જનતા સત્ય સ્વરૂપમાં પૂર્ણપણે જીવતાં કદીયે પીછાની નજ શકે. માત્ર તેમના જતાંજ તે બને, ને આમાં પણ તેમજ બન્યું છેઃ

શ્રીમદ્દના જીવનપરથી આપણુ સૌને તેમના પગલે ચાલવા બળ ને સદ્બુદ્ધિ મળો એજ વાંચ્છા સહિત—

સુરખ અખ્ખર જે કવઇ, તે સવિ સુગુરૂ પસાય.
વર્ણ માત્ર જીણી શિખવીયું, પ્રણમુ તહેના પાય..

ૐ અર્હમ્ શ્રી સદ્ગુર્વે નમઃ

પાદરાકર.

મેળાની માફક જનસમાજ તેમનાં દર્શન માટે ઘણી મોટી સંખ્યામાં આવવા લાગ્યાં. પરંતુ ગુરૂએ તો પરલોકગમનની તૈયારીઓ સજવા માંડી. પોતાના અંતરભાવમાં લીન બની, શાંત મુદ્રાએ માત્ર આંખ અને મુખની પ્રફુલ્લતા પૂર્વક ભાવિક જનોની ભક્તિને સ્વીકારતા હતા. દરમ્યાન સ્થિતિ ગંભીર હતી. પરંતુ અજીતસૂરિ વિગેરે પાછળ હતા. તેમના માટે થોભતા હોય તેમ શાંત ભાવે થોડો વખત રહ્યા, એટલામાં શ્રીઅજીતસૂરિ આવ્યા. તેમનું વંદન વિગેરે ગુરૂશ્રીએ સપ્રેમ સ્વીકાર્યું. સાધ્વીજી લાભશ્રીજી, દોલતશ્રીજી વગેરે સાધ્વીવર્ગનું વંદન ઝીલ્યું, બાદ શાંત મુદ્રાએ થંભ્યા વકીલ મોહનલાલભાઇ આત્મોપયોગનો ખ્યાલ હવે સતત્ દેવા લાગ્યા. ગુરૂશ્રીએ ખુબ પ્રફુલ્લ મુદ્રાએ આંખ ઉઘાડી, ઉપયોગ સહીત પંડીતમરણની દરેક વિધિને સ્વીકારવા લાગ્યા અને વ્રત નિયમ સાથે સવાઆઠ વાગે હસ્તે ચહેરે સ્વર્ગવાસ પામ્યા, આ પ્રસંગનો દેખાવ પાવાપુરીમાં થયેલા ચરમનજીરાજના નીર્વાણનો વખત ખાસ યાદ કરાવતો હતો. હજારો નરનારીઓનાં નેત્રોમાં અશ્રુ વીના બીજું કાંઇ પણ જોવામાં આવતું નહોતું. ત્યાર બાદ ગુરૂશ્રીના મૃત દેહને વિધિ પ્રમાણે સ્નાનાદીક સમગ્ર કીયાઓ કરાવીને નુતન્ વસ્ત્રો પહેરાવી પાટ ઉપર પધરાવવામાં આવ્યું હતું. જેમ જેમ વીજળી વેગે આ માઠા સમાચાર પ્રસરતા ગયા તેમ તેમ જનસમુદાયનાં ટોળે ટોળાં દર્શનાર્થે આવવા લાગ્યાં. અધીક આશ્ચર્યની વાત તો એ છે કે સહુંમ ગુરૂશ્રીના દર્શનનો લાભ લેવા બીલકુલ ભેદભાવ વીના બ્રાહ્મણ, બ્રહ્મભટ, નાગરો, દેશાઇ, વાણીયાઓ, સોની, સુથાર, કડીયા, કાછીઆ, પટેલ, માળી, વહોરા, મુસલમાન, દરજી, ભાવસાર, રંગરેજ, કોળી, વાઘરી અને અંત્યજો સુદ્ધાં આવ્યા હતા, અને ગુરૂશ્રીને જોઇ આંખે અશ્રુ લાવી એમ બોલતા હતા કે અરેરે ! ગુરૂશ્રીતો પોતાનું સાધ્ય સાધી ગયા છે પરંતુ આવા ઉદાર અને વીશાળદષ્ટીધારક, દયાળુ ગુરૂશ્રીના સ્વર્ગવાસથી જૈન સમાજે અરે ! ભારત માતાએ એક અદ્વીતીય પ્રતિનીધી, અસાધારણ સુભટ, ઉચ્ચકોટીનો મહાપુરૂષ, એક ઉત્તમ યોગી, શુભેચ્છક સંત, અવીરલ ઉદ્યોગી, શ્રેષ્ટ કવી, શાસનનો અપ્રતીમ ભકત

જૈન શાસનનો અરે ? ભારતનો દીપતો ભાનુ, સાહીત્યનો વીશીષ્ટ વીલાસી, અધ્યાત્મજ્ઞાનનો અપુર્વ નીધી, નીસ્પૃહી છતાં શાસનની દાઝ ધરાવનાર, સદ્ગુણમંડીત, વીચક્ષણ બુદ્ધિનો સાગર ગુમાવ્યો છે, કે જેની ખોટ પુરાવી અશકય છે. વળી જે સમયે તીર્થો અને ધર્મોપર અનેક આક્રમણો થતાં જાય છે, તેવા વીપત્કાલમાં આવા ધર્મવીર બુદ્ધીસાગર શાસનસ્તંભો, શાસનસુભટો, શાસનરત્નો મહાપુરૂષો શિવગામી થતા જાય છે. એ જાણી કયા શાસનશુભેચ્છકને દુખનાં અશ્રુ ન આવે ? પરંતુ કુટીલ કાળની અને કુદરતની અકળ ઘટના આગળ કોઇનો ઇલાજ નથી, એમ બોલતાં નર નારીઓનો સમુહ આવતો અને જતો હતો. દેશોદેશ તાર તથા ટપાલદ્વારાએ વિજળીના વેગે આ અતી ખેદભર્યા સમાચાર પહોંચાડવામાં આવ્યા. ગુરૂશ્રીની પાલખી તૈયાર થવા લાગી. જેમાં કીંમતી વસ્ત્રો તથા વસ્તુઓ વાપરવામાં આવી હતી. અગર, કર્પુર, કેશર, કસ્તુરી, અને સુગંધીત ચીજોનો મોટો જથો એકદમ ભેગો કરવામાં આવ્યો હતો. ગામમાં એ દીવસની ભારે હડતાળ પાળવામાં આવી હતી. પશુ પક્ષીઓને ઘાસ દાણો અને ગરીબોને ભોજન વીગેરેની ગોઠવણો થઇ હતી. બપોરની ટ્રેનમાં શેઠાણી ગંગાબાઇ શેઠ દલપતભાઇ ભગુભાઇની વિધવા, શેઠ મણીભાઇ દલપતભાઇ તથા રાત્રે વીરચંદભાઇ ભગત, શકરચંદ હીરાચંદ, ભોળા વિમળભાઇ તથા બીજે દીવસે સવારે મુંબઇથી શેઠ જીવણચંદ ધર્મચંદ. અમથાલાલ ભાંખરીઆ વિગેરે અસંખ્ય માણસો આવી પહોચ્યા હતા.

બપોરની તથા રાતની ટ્રેનમાં હજારો માણસો આવી પહોંચ્યાં હતા. રાતના સમગ્ર સમાજ વીદ્યાશાળાના બહારના ભાગમાં એકત્ર થયો હતો, જેમાં પ્રસંગને યોગ્ય આચાર્યશ્રી અજીતસાગરસુરીએ બોધ આપી મરહુમ ગુરૂશ્રીની ઓળખાણ સાથે વીજાપુરના ઉપર તેમનો અપ્રતીમ પ્રેમ તથા ઉપકાર કહી સંભળાવીને તેમના સ્મારક માટે આપણે કાંઇ કરવું જોઇએ વિગેરે કહ્યું હતું. તેજ વખતે ગુરૂશ્રીની અંતીમક્રીયાના કાર્યોના ચડાવા થયા હતા, જેમાં ગુરૂશ્રીને પાલખીમાં પધરાવવાનો ચડાવો થતાં રૂ. ૨૦૧ મહુડીવાળા શેઠ કાળીદાસ માનચંદ બોલ્યા હતા.

# જૈનાચાર્ય શ્રી બુદ્ધિસાગર સુરીશ્વરજી.

## એમના જીવનનો અંતીમ સમય.

### અને સ્વર્ગવાસ.

પુજયપાદ્ પ્રાતઃસ્મરણીય અખંડબ્રહ્મચારી શાસ્ત્રવીશારદ જૈનાચાર્ય યોગનીષ્ઠ અધ્યાત્મજ્ઞાનદીવાકર, શ્રીમદ્ બુદ્ધિસાગર સુરીશ્વરજી મહારાજ આજકાલ કેટલાક વખતથી ગુજરાતના સુપ્રસીદ્ધ અને અતી રસાળ એવા સાબરકાંઠાના પ્રદેશમાં વીચરતા હતા. દરમીયાન ગયા ચૈત્ર માસમાં તેઓશ્રી વીજાપુર મુકામે પધાર્યા, ત્યારે ત્યાં તેમના પ્રશીષ્ય સ્થવીર મુનીરાજ શ્રી વૃદ્ધિસાગરજીએ પોતાના નાશવંત દેહનો ચૈત્ર સુદ ૫ ની રાત્રે ત્યાગ કર્યો. મહુંમ મુનીશ્રી અદ્વીતીય ગુરૂભક્ત હતા. તેમની ભક્તીના બળથી ગુરૂશ્રીએ તેમને અંતીમ આરાધના કરતાં જણાવ્યું હતું કે, ભાઇ વૃદ્ધિસાગર! તું તારા આત્મસ્વરૂપમાં રહેજે. જરાપણ ગભરાઇશ નહી. હું તારી પાછળજ આવું છું! સંત પુરૂષો એક વચની હોય છે. તેમના તે વચનને સત્ય કરવાને ખાતર જાણે તેજ સમયથી ગુરૂશ્રીએ આત્મ–જાગૃતિમાં તિવ્રતા વધારવા માંડી. તે સમયે સાધુ સાધ્વી વીગેરે સમુદાય સમીપમાં બહુ ઓછો હતો, અને ઘણોખરો ભાગ અન્ય સ્થળે વીચરતો હતો, પશ્ચાત હવા તથા શાંતીના માટે પુજય ગુરૂશ્રી ચૈત્ર વદી ૧૦ ને રોજ મધુપુરીમાં (મહુડી) પધાર્યા, અને અન્ય જ-નોને તથા સાધુ સાધવીઓને પત્રથી ખબર આપવામાં આવી કે હવે આ દેહનો ભરૂસો નથી, અને હું તમોને ઘણા નમ્ર ભાવે ખમાવું છું. જો કે આ વખતે ગુરૂશ્રીની તબીયત સારી હતી, છતાં બીમારી-માંથી પસાર થયેલા તેથી શાંતી પુછવાને ખાતર દુર દુર દેશના શ્રાવક તથા શ્રાવીકાઓ, જૈનેતરો અને સાધુ તથા સાધ્વીઓ ગુરૂશ્રીની પાસે મધુપુરીમાં આવવા લાગ્યાં. આ પ્રસંગે મધુપુરી ગામ મટી શહેર થઇ રહ્યું હતું. પરમ ગુરૂભક્ત પાદરાવાળા શેઠ મોહનલાલ હેમચંદ વકીલજી તથા મહાવીનયવાન શ્રીયુત શેઠ મોહનલાલ ભાંખ-

અને પશ્ચાત્ તેઓનું શરીર ન હોય ત્યારે વિજાપુરનો સંઘ આદિ ચતુર્વિધસંઘ તેનો સ્વતંત્ર વહીવટ વ્યવસ્થા કરે. એ રીતે ઠરાવ કરીને વિ. જ્ઞા. મં. માં પુસ્તકસંગ્રહ અન્ય સાધુઓ પાસે મુકાવવો.

૪ અમારો જ્ઞાનભંડાર, અહીંથી વિજાપુરનો સંઘ અન્યત્ર ન મોકલે, ન આપે અને વિજાપુરસંઘની હયાતી સારી રીતે હોય ત્યાં સુધી **અમારા નામ સાથે** અહીં રાખીને સર્વ જૈનોને તથા જૈનેતરોને કાયદા ઘડીને પુસ્તકો વાંચવા આપે અને પાછાં ભંડારમાં મૂકે.

૫ જ્ઞા. મં. પુસ્તક ભંડારમાં અન્ય ધર્મનાં તથા અન્ય ઐતિહાસિક વગેરે પુસ્તકો મુકયાં છે. તે જૈનો વાચે અને તેમાંથી સાર ગ્રહણ કરે અને જ્ઞાનમાં વધારો કરે તથા જૈનોને પ્રસંગે તે ઉપયોગી થાય એવું જાણીને મુકેલાં છે. કેટલાંક પુસ્તકો એવાં છે કે તેનો યોગ્ય અધિકારી ઉપયોગ કરી શકે, એવાં પુસ્તકોને અધિકારીની પરીક્ષા કરી યોગ્ય હોય તો આપવાં અને તે બાબત જ્ઞાની આચાર્ય સાધુ વગેરેની સલાહ લઇને વહીવટદાર કમિટીઓએ વર્તવું.

૬ મુનિ કીર્તિસાગરજી અને વૃદ્ધિસાગરજીનો, જ્ઞાનભંડાર અહીં જ્ઞાનમંદીરમાં અમોએ મુકાવ્યો છે, તે એવી શરતે કે તેઓની મરજી હોય તો અહીં રાખે અગર બીજા ઠેકાણે જ્યાં તેમને યોગ્ય લાગે ત્યાં રાખે, અને તેઓ છેવટ સુધી અહી ભંડાર રાખે તો તેમના સ્વર્ગગમન બાદ તેમની આજ્ઞા પ્રમાણે પાછળથી સંઘ વહીવટ કરે અને તેનો માલીક સંઘ ગણાય અને તેનો અમોએ ઘડેલા કાયદાઓને અનુસરી સંઘ વહીવટ કરી શકે.

૭ મુનિશ્રી વૃદ્ધિસાગરજીનો જ્ઞાનભંડાર અમારા સાધુ શિષ્યોની સલાહ લેઇને અહી રાખવો ઘટે તો અહીં રાખવો અગર જ્યાં વૃદ્ધિસાગરજીના નામની યાદી રહે અને જૈનોને ઉપયોગી થાય ત્યાં રાખવો, તેમાં અજીતસાગરસૂરી, પ્રવર્તક ઋદ્ધિસાગરજી, મુનિશ્રી કીર્તિસાગરજી, મુનિ-જયસાગરજી અને શ્રી ઉત્તમસાગરજીની સલાહ લઇને તે બાબતમા વિજાપુરના સંઘે વર્તવું.

૮ મારી પાછળ સંઘે લખેલી સુચનાઓને ધ્યાનમાં રાખી તે પ્રમાણે જ્ઞાનમંદિરનો વહીવટ કરવો, અને અમારા સાધુ સાધ્વીઓની સલાહ આજ્ઞાથી વહીવટ સુધારા વધારા કે જે સંઘને યોગ્ય લાગે તે સંઘે કરવાં અને જ્ઞાનભંડારમાં વૃદ્ધિ કરવી.

૯ વિજાપુર જ્ઞાનમંદિરમાંનો જ્ઞાવભંડાર કે જે મેં ભેગો કર્યો છે તે સર્વનો માલીક શ્રી સંઘ છે અને તે હું સંઘને સોંપુ છું. અને ઉપરની શરતે, સુચનાઓએ સંઘે વહીવટ કરવો.

× × ×

इत्यैवं ॐ अर्हम महावीर शान्ति.

લેખક બુદ્ધિસાગરસૂરિ

વિ. સં. ૧૯૮૧. ચૈત્રસુદિ ૧૦

આ નકલ આજરોજે સંવત ૧૯૮૧ ના જેઠ વદી ૬ ને વાર શુક્ર જ્ઞાનમંદીરના આવરાના ચોપડાના પા. ૨ ગુરૂશ્રીએ પોતાના હાથે પેન્સીલથી લખેલ છે, તેનો આજરોજે ઉતારો કરી શા. મોહનલાલ હેમચંદભાઇ પાદરાવાળા ઉપર આ નકલ મોકલાવી છે. દા. ચંદુલાલ ગોકલદાસ.

## શું ઉડયા ગુરૂદેવ !

ઉજ્જનગીરિના ઉન્નત શ્રૃંગો-
વાટય જૂએ જોગી ત્હારી !
પામર ભોમથી પરવરીઓ !
કયાં રાજહંસ ત્યજી યારી ?
રંક આગણે રાજ ન સોહે—
દિવ્યાત્મા અલ્પવતારી !
ઉડયા ! ઉડયા ! ગુરૂ અમર ધામમાં !
રડાવીને આલમ સારી !

પાદરાકર.

જેના વાણીવિલાસમાં વિમલતા સ્યાદ્વાદ વિદ્યાતણી,
શાંતિ સંયમ તિવ્ર સ્વાનુભાવની લ્હેરો વહે નિર્મળી;
પરભાવે નવ લેશ રકત, રમતા આત્મોપ્રયોગે દગી,
તે શ્રી સદ્ગુરૂ બુદ્ધિસાગર, કૃપારસબિંદુ એ દ્યો મણિ.

પાદરાકર.

# શ્રીમદ્‌ના અવસાન સમયે આવેલા તારો.

## સાધુઓના તારો.

શ્રીવિજયનેમી સૂરિશ્વરજી. ચાણસ્મા.

Received wire, extremely sorry.

તાર મળ્યો અત્યંત દિલગીર છું.

શ્રીવિજયવલ્લભસૂરિશ્વરજી. ગુજરાંવાલા. પંજાબ.

Extremely regret for Suriji's loss.

સૂરિશ્વરજીના સ્વર્ગગમનથી અત્યંત દિલગીર છું.

શ્રી વિજયનીતિ સૂરિશ્વરજી. વાંકાનેર.

Extremely Sorry for the death of Buddhisager Surijee.

શ્રીમદ્‌ બુદ્ધિસાગરજી સૂરિશ્વરજીના સ્વર્ગગમનથી ભારે દિલગીરી થઈ છે.

શ્રી વિજયમોહન સૂરિજી ખંભાત.

We and Shree Sangha extremely sorry to hear death of Acharya Shree Buddhisagerjee Maharaj

આચાર્ય શ્રી બુદ્ધિસાગરજી મહારાજના સ્વર્ગગમનથી મને તથા ખંભાતના સકળ સંઘને અત્યંત શોક થયો છે.

પં. લાભવિજયજી મુંબાઇ.

Sorry for Jainacharya Buddhisagerji Suri's death done deovandan and worship.

આચાર્ય શ્રી બુદ્ધિસાગરજી સૂરિશ્વરજીના અવસાનથી ઘણાજ દિલગીર છીએ. અત્રે દેવવંદન કરવામાં આવ્યું હતું તેમજ પુજા ભણાવવામાં આવી હતી.

## ગ્રહસ્થોના તારો.

રાય બહાદુર રાય કુમારસીંહજી. કલકત્તા.

જૈનાચાર્ય શ્રીમદ્ બુદ્ધિસાગરજીના અવસાનથી કદી ન પુરાય તેવી ખોટ ગઇ છે તે માટે ઘણાજ દિલગીર છીએ. સભા ભરવાની તૈયારી કરૂં છું.

શેઠ કુંવરજી આણંદજી. ભાવનગર.

આચાર્ય મહારાજ શ્રી બુદ્ધિસાગરજીના અકાળ અવસાનના સમાચાર સાંભળી ભારે દિલગીરી ફેલાઇ છે.

વકીલ. નંદલાલ લલ્લુભાઈ. વડોદરા.

શ્રીમદ્ આચાર્ય મહારાજના અવસાનથી ઘણોજ દિલગીર છું.

શેઠ લલુભાઇ કરમચંદ દલાલ. મુંબાઇ.

તાર મળ્યો. પારાવાર દિલગીર છું.

શી. ડાહ્યાભાઇ ઘેલાભાઈ. મુંબાંઈ.

આચાર્ય મહારાજના શોકજનક અવસાન શ્રવણથી અત્યંક દિલગીર થયો છું.

શેઠ દલસુખભાઈ. મુંબાઈ.

આચાર્ય મહારાજ શ્રીમદ્ બુદ્ધિસાગરજીના શોકજનક અવસાનથી ભારે શોક થયો છે. સમસ્ત જૈન કોમને ન પુરાય તેવી ખોટ પડી છે. સદ્ગત્‌ના અમર આત્માને ચીર શાંતી મળો એમ પ્રાર્થું છું.

ગાંધી-વલ્લભદાસ ત્રીભુવનદાસ. ભાવનગર.

આચાર્ય મહારાજના સ્વર્ગગમનથી અપાર દિલગીર છીએ.

શેઠ મોહનલાલ નગીનદાસ ભાંખરીઆ. મુંબાઈ.

તાર મળ્યો. દિલગીરીનો પાર નથી. અમે અને બીજાઓ મેલમાં આવીએ છીએ.

શેટ ડાહ્યાભાઈ ફીલાચંદ મુંબાઈ.

આચાર્ય મહારાજના સ્વર્ગવાસથી ઘણાજ દિલગીર થયા છીએ.

શેઠ મનસુખલાલ લલુભાઈ મુંબાઈ.

આચાર્ય શ્રીમદ્ બુદ્ધિસાગજી મહારાજના અતિ શોચનીય સ્વર્ગગમનથી અસહ્ય દિલગીરી ઉપજે છે. જૈન કોમને ભારે ખોટ પડી છે. તેમના અમર આત્માને શાંતી મળો.

શેઠ અમૃતલાલ શકરચંદ હીરાચંદ અમદાવાદવાળા. મુંબાઈ.

ગુરૂદેવનું સ્વર્ગગમન સાંભળી અપાર શોક થયો છે.

શેઠ કસ્તુરભાઈ મગનલાલ વલસાડ

આચાર્ય મહારાજના અકસ્માત સ્વર્ગગમન માટે ઘણીજ દિલગીરી થઈ છે. તેઓશ્રીના આત્માને શાંતી મળો.

શેઠ પુનમચંદ મોહનલાલ મેસાણાવાળા. મુંબાઇ.

આચાર્ય મહારાજના સ્વર્ગવાસનો તાર મળ્યો. દિલગીરીનો પાર નથી.

શેઠ ચીમનલાલ ડાહ્યાભાઇ મુંબાઇ.

ગુરૂશ્રીના સ્વર્ગગમનથી અતિ શોક થયો છે. શ્રીજીના આત્માને શાંતી ઇચ્છું છું.

શેઠ હીરાલાલ ચીમનલાલ મુંબાઇ.

શ્રીમદ્ બુદ્ધિસાગરજી મહારાજના સ્વર્ગવાસથી ઘણાજ દીલગીર થયા છીએ. સમસ્ત વિશ્વના જૈન સંઘને તેમની ખોટ અસહ્ય છે. તેમના આત્માને શાંતી મળો.

શેઠ રવચંદ વજેચંદ. મુંબાઈ.

આચાર્ય મહારાજનો શોચનીય સ્વર્ગવાસ સાંભળી અતિશય સંતાપ થાય છે.

શેઠ કેશવજી જગાભાઈ. તળાજા.

આચાર્ય મહારાજના અવસાન શ્રવણથી ભારે શોક થયો છે. તેમની મોટી ખામી પડી છે. તેમના આત્માને શાંતી મળો.

શેઠ અંબાલાલ નારાયણભાઇ જવેરી. વડોદરા.

મહાત્માજીના સ્વર્ગવાસથી ભારે દિલગીર થઈ છે.

## સંસ્થાઓના તારો.

પાલીતાણા. શ્રી યશોવિજય જૈન ગુરૂકુળ.

ઘણાજ દિલગીર છીએ. જૈન કોમને ન પુરાય તેવી ભારે ખોટ પડી.

વડોદરા. જૈન યુવક મંડળ.

આચાર્ય મહારાજ શ્રીમદ્ બુદ્ધિસાગરજીના સ્વર્ગગમન માટે ઘણાજ દિલગીર છીએ. જૈનોમાં આજે ભારે ખોટ ગઇ છે. દિલગીરીમાં ભાગ લઇએ છીએ.

વડોદરા. જૈન બોર્ડીંગ.

આચાર્ય મહારાજ શ્રીમદ્ બુદ્ધિસાગરજી મહારાજના આત્માને શાંતિ મળો.

સેક્રેટરી જૈન બોર્ડીંગ—**વડોદરા.**

## સંઘોના તારો.

કલકત્તા.

શ્રી આનંદવિજયજીના સમક્ષ કલકત્તાનો જૈનસંઘ શ્રી બુદ્ધિસાગરજી મહારાજના અવસાન માટે ઘણીજ લાગણી ભરેલી દિલગીરી સાથે તેમના આત્માની શાંતિ ઇચ્છે છે.

પ્રાણજીવનદાસ જેઠાભાઇ.

આકોલા.

શ્રીમદ્ બુદ્ધિસાગરજી સૂરિશ્વરજીના અવસાન માટે ઘણાજ દિલગીર છીએ. તેમના આત્માને શાંતિ મળો.

સોમચંદ—સંઘ સમસ્ત.

મેસાણા.

આચાર્ય મહારાજના સ્વર્ગગમનથી સકળ સંઘ અતિશય દીલગીર છે આજે અને આવતી કાલે હડતાલ પળાવી છે.

કરાંચી.

ઘણાજ દિલગીર છીએ. જૈન સંઘને આચાર્યશ્રીના દેવગત થવાથી ઘણીજ ભારે ખોટ ગઇ છે.

પોપટલાલ.

ભાવનગર.

આચાર્યશ્રીના સ્વર્ગગમન માટે બધા દિલગીરી જાહેર કરે છે.

ભાવનગર જૈન સંઘ.

સોનગઢ.

આચાર્ય મહારાજ શ્રી બુદ્ધિસાગરજી મહારાજના અવસાનથી પારાવાર ખેદ થયો છે.

જૈનસંઘ—સોનગઢ.

વડનગર.

આચાર્યશ્રીના સ્વર્ગગમનથી અત્રેનો સકળ સંઘ ઘણો દિલગીર થયો છે.

જૈનસંઘ—વડનગર.

વડોદરા.

આચાર્ય મહારાજના અકાળ અવસાન બદલ વડોદરાનો જૈન સંઘ દિલગીરી પ્રદર્શિત કરે છે.

અંબાલાલ.

વડોદરા-રાવપુરા.

આચાર્ય મહારાજના કાળગત થયાના સમાચાર સાંભળી હદપાર શોક થયો છે.તેમના આત્માને શાંતિ ઇચ્છીએ છીએ.

વડોદરા રાવપુરા-જૈનસંઘ.

વલસાડ.

આચાર્યશ્રીના અકસ્માત અવસાન માટે જૈનસંઘ ઘણોજ દિલગીર છે.

વલસાડ જૈનસંઘ.

વલસાડ.

શ્રી બુદ્ધિસાગરજી મહારાજના કવખતના સ્વર્ગગમનથી વલસાડના જૈનો ઘણાજ દીલગીર છે.

પુલચંદ.

---

# શ્રીમદ્દના અવશાન સમયે આવેલા પત્રો.

## સાધુ મુનિરાજના પત્રો.

પૂજ્ય જૈનાચાર્ય શ્રીમદ્ વિજીયકમલસૂરીશ્વરજી મહારાજ સાહેબ આદીઠાણું ૧૨ ના તરફથી તત્ર શ્રી વિજાપુર મધ્યે પરમ-પૂજ્ય જાત્રારાધક શ્રી સંઘયોગ્ય ધર્મલાભ વાંચશો. શ્રી બુદ્ધિસાગર-સૂરીશ્વરજીના અકસ્માત કાલધર્મ પામ્યાનો તમારા તરફનો તાર મળ્યો. બીના જાણી ઘણી દીલગીરી થાય છે તે સ્વાભાવિક છે. તેઓ શાંત માયાળુ અને આનંદિક સ્વભાવવાળા હોઈ સર્વને કોઇને યાદ આવે તેમ બનવા જેવું છે. બાકી તો આયુષ્યના ક્ષય થવાથી સર્વને માટે એજ રસ્તો છે. એટલે ધર્મસાધનમાં વિશેષ તત્પર થઈ તેમનાં આત્માને શાન્તિમળે. એજ. દા૦

શ્રી વિજયનીતિ સૂરિશ્વરજી, વાંકાનેર.

સૂરિશ્વરજીના સ્વર્ગગમનના સમાચાર સાંભળી અત્યંત ખેદ થયો છે. માન્દગી વધારે હતી તે અમારા જાણવામાં નહતું મહા-પુણ્યશાળી તેઓ હતા. અત્યારે પણ પુરણ અંતરાય ઘણા વષે મેળો થયો નહીં અને નાની. વયમાં અકસ્માત કાળરૂપી રાક્ષસે બળાત્કાર કર્યો અને જૈનકોમમાં આવા સારા માણસની ખોટ પડી હવે એવા ઉત્તમ પુરૂષની ખોટ આવા સમયમાં કોણ પુરનાર છે?

श्री जीनकृपाचंद्रसूरिजी. बालोतरा.

आ. शु. २.

अपरंच पत्र २०-६-२५ का आया. वांचणेसे हमारे परम सुहृद सुज्ञवर्य परमोधर्मि शास्त्रप्रेमी योगनिष्ठ ख्यातिनिष्पा-

दक मुनिपति श्रीद् आचार्यजी श्रीमद् बुद्धिसागरजी स्मरणमें आये. विधिवशात् वियोगका अफसोस ही साथमें ही उत्पन्न भया. क्या किया जावे? अशक्य अनुष्ठानसे जोर नहिं. तुम लोकोंके मस्तक पर छत्र थे. प्रारब्धसे उठ गया. अनित्यादि भावनाहिसे चीत्तको व्यग्रताका निवारण भया तपसंयममें विशेष उध्यम रखो. आयुष्य का विश्वास नहिं हय.

શ્રી વિદ્યાવિજયજી,

શું લખું, એજ વિચારી રહ્યો છું? તેઓનો અને સ્વર્ગસ્થ ગુરૂદેવ શ્રીવિજયધર્મસૂરીશ્વરનો ઘનિષ્ઠ સંબંધ હતો એ હું સારી પેઠે જાણું છું. જૈનસમાજની આવી પરિસ્થિતિમાં આચાર્યશ્રી બુદ્ધિસાગરજી જેવા વિદ્વાન યોગી અને નિરભિમાની ત્યાગી મહાત્માનું સ્વર્ગગમન જૈન સમાજને માટે કેટલું બધું હાનિકર્તા છે? એનો હું જ્યારે વિચાર કરૂં છું ત્યારે ખરેખર ભારે દીલગીરી ઉત્પન્ન થાય છ. તેઓ ગુણાનુરાગી હતા, નહિ કે દુરાગ્રહી. તેમની કૃતિયોએ જૈનસાહિત્યમાં અતુલિત ફાળો આપ્યો છે, હું આ ટુંકા પત્રમાં શું લખું?

તમારો તાર આચાર્ય મહારાજના નામથી આગરા ગયેલો ત્યાંથી ખીવાણદી ગયો હતો અને તેનો જવાબ પણ આચાર્યશ્રીએ આપ્યો છે એમ મને જણાયું હતું. મને નથી તાર મળ્યો કે નથી પત્ર. મેં તો બોમ્બે સમાચારમાં સમાચાર વાચ્યાં હતા, ભલે તાર કે પત્ર ન આવ્યો. મારૂં હૃદય તો પેપરમાં વાંચીને રડી પડયું હતું. વિદ્યાર્થીઓને તે પ્રસંગે મારાથી બન્યો તેટલો ઉપદેશ આપ્યો હતો. આખી સંસ્થામાં શોક છવાયો હતો મારૂં તો નમ્ર મન્તવ્ય છે કે શાસનની સેવા કરનાર એક પણ વ્યક્તિનો જૈનસમાજની કમભાગ્યનું સૂચક છે.

વિદ્યાવિજય.

સ્થાનકવાસી મુનિરાજ શ્રીમદ્ નાગચંદ્રજી સ્વામિ.

અશાઢ શુદી ૧૨

કચ્છ કાડાંકરા.

આજે જૈનપત્ર વાંચતાં આચાર્યશ્રી બુદ્ધિસાગરજીના અવસાનની ખીના જાણતાં ભારે ખેદ થયો. મર્હુમ મહાત્મા આધ્યાત્મિક જ્ઞાનના પૂર્ણ પ્રણેતા હતા. સરલ શાંત અને પૂર્ણ શુદ્ધ સંયમી હતા. પોતાની સાધુવૃત્તિમાં રહી જીવન ગાળ્યું હતું. જૈન જૈનેતર વર્ગને અતિહિતાવહ વિવિધ વિષયનાં પુસ્તકો રચી મહાન્ ઉપકાર કર્યો છે. ખટપટ પ્રપંચોથી વેગળા રહી હમેશ શુભપ્રવૃત્તિમાં તેમણે જીવન ગાળ્યું હતું. આવા સાધુરત્નની જૈનસમાજમાં ભારે ખોટ પડી છે. એમના અમર આત્માને અમે શાંતિ ઈચ્છીએ છીએ.

મુનિરાજ શ્રી હંસવિજયજી તથા પન્યાસજી શ્રી સંપતવિજયજી. વડોદરા.

તાર મળ્યો બુદ્ધિસાગરસૂરિશ્વરજીનો સ્વર્ગવાસ જાણી ઘણા દીલગીર થયા છીએ. શહેરમાં જૈનજૈનેતરોમાં પાખી પડાવી છે.

મુની શ્રી કાન્તીવિજયજી. પાલણપુર.

આચાર્ય મહારાજના જાતે અમદાવાદ દર્શન થયાં હતાં. તેઓશ્રીના દેવલોક ગયાના સમાચાર સાંભળી અત્યન્ત દીલગીરી થઇ છે. મરહુમ સૂરિજી મહારાજનાં આત્માને શાન્તી મળો.

पं. श्रीमद् ललितविजयजी महाराज साहेब.

भायखला—मुंबाइ.

सूरिश्वरजीके अवसानका समाचार सुनकर अनहद दुख हुआ. शेठ देवकरण मूलजी ओर हाथीभाईसे स्वर्गारोहण सुनकर बडाही आघात हुआ.

पडते कालमें सारासार वस्तुओंकी हानी होता चलाहो जाता हय पीछे उनकी जगा खाली रहती हय. परंतु भावी भाव बलवान हय. इत्यादि.

મુ૦ રાણપુર.

મુ૦ રાણપુરથી લિ૦ પં. શ્રી કેશરવિજયજી તથા દેવવિજયજી ઠા૦ ૬ તરફથી વિજાપુર સંઘ સમસ્ત યોગ્ય ધર્મલાભ સાથે તમારો તાર મળ્યો, બુદ્ધિસાગરસૂરીશ્વરજીના કાલધર્મના માઠા સમાચાર જાણી ઘણા દીલગીર થયા છીએ. ભાવી આગળ કોઇનું ચાલતું નથી આજે દેરાસરજીમાં આંગી પૂજા વગેરે ભણાવવામાં આવેલ છે. મુ૦ રાણપુર, કેશરવિજયજી તથા દિગ્વિજયજી.

રાંદેર નીશાલ ફળીઆ.

રાંદેરથી લી૦ જૈનમુનિ હિરસાગરજી. બીજું અત્રે તાર પહોંચ્યો છે. આવા દુઃખદ સમાચાર સાંભળી અત્રે સંઘમાં દીલગીરી પ્રસરી હતી. સંઘ સાથે દેવવંદન ક્રિયા કરી મહારાજજીના આત્માને શાન્તિ ઇચ્છી હતી. અને એમના માનમાં ધામધુમથી પૂજા ભણાવવામાં આવી હતી.

મુનિ કાન્તિવિજયજી જામનગર.

શ્રીમદ બુદ્ધિસાગરસૂરિશ્વરજીના નિર્વાણ થયાના દિલગીર ભર્યા સમાચાર મળ્યા. સંઘ સાથે દેવવંદન આદિ કરેલ છે. તેમની છાયામાં આરામ મળશે એવી આશામાં એકદમ અસતનો તાર મળ્યો.

પન્યાસ શ્રી ધર્મવિજયજી મહારાજ તથા ચીમનવિજય

પાટણ.

આચાર્ય માહારાજ કાળ ધર્મ પામ્યા જાણી અત્રે ઘણી દીલગીરી દેખાઇ છે, દેવવંદન વિગેરે સુકાર્યો કર્યાં છે.

મુનિ જ્ઞાનસાગર સાધ્વી શણગાર શ્રી આદિ, ડીસા.

આજરોજે સાંજના ૩ વાગે તારથી શ્રી આચાર્ય મહારાજ સાહેબ શ્રી બુદ્ધિસાગરજી દેવલોક પામ્યા છે તે જાણી ઘણીજ દીલગીરી થઈ છે અને દેવવંદન સાધુ શ્રાવક સાધવીએ વાંદ્યા છે, આવા મહાન્ પુરૂષની ખોટ પડવાથી જૈનશાસનમાં મોટી ખોટ પડી છે શાસનમાં આવા મહાન પુરૂષોની ખામી પડવાથી બહુજ દીલગીર થયા છીએ.
એજ. લી૦ તાબેદાર સેવક-ઉજમ રવચંદ.

મારતરથી લી૦ દાનમુનિ. ગઇ કાલ આચાર્ય મહારાજ શ્રી બુદ્ધિસાગરજી પરમ ઉપકારીશ્રીના સ્વર્ગવાસની ખબરથી અફસોસ, જૈન શાસનમાં સાચો હીરો અગર મહંતાધિરાજની ખામી થઇ પડી એવા સાધુઓ નિવડવા વિરલ છે. જૈનશાસનમાં ચડતી થવા સંભવ જણાતો નથી. જ્ઞાનથી ચારિત્રથી તેઓશ્રીનો જશ માણસે માણસ મુક્તકંઠે નાના મોટા ગામનગરે લોકો ગાતા હતા. સર્વ નિરાશ થઈ દિવસ પણ દુઃખના લોકોને થયેલ છે. શું કરવું? આપણો કાંઈ ઉપાય નથી. લી૦ દાનમુનિ-

## બુદ્ધિસાગરસૂરીવરનો વિરહ.

કાંતિવિ૦ તીલકસાગર

બુદ્ધિસાગરસૂરિ મહારાજના ભજન ભાવથી લોક ગાય છે, તેનું કારણ કે ભજન ભાવવાહી અને બહુજ પ્રિય છે. સૂરી મહારાજ બુદ્ધિસાગરજીનો બેવાર મેળાપ. તેમાં પેલી વાર પણ અમને શાંત રસ આવેલ બીજી વાર મોહન ચક્કલીના બંગલે સૂરીજીના દર્શનનો લાભ થયેલ ત્યારે અમારી ચક્ષુ શાંત ઠંડી થયેલ.

લી. મરહુમ સૂરીવર ૧૦૦૮ બુદ્ધિસા૦ મા૦ સા૦ નો કાંતિવિ૦

ૐ શાંતિ.

श्रीः ॥

शा० जै० श्री बुद्धिसागरसूरिजी म० के स्वर्ग गमनसे आपको कष्ट हुआही होगा, मगर इस बातमे मेरेको भी बहुत दुःख हुआ. ऐसे ज्ञानी-ध्यानी-गंभीर-गुणग्राही-सज्जन होने बडे मुश्किल हैं. मेरे पर बडी कृपा रखते थे पत्र व्यवहारकी कृपाथी मगर दर्शनका अंतराय रहा. श्रावण शु० १.

मणिसागर—कोटा.
जैन धर्मशाला—राजपुताना.

પન્યાસહીરમુનીજી                                        વીશનગર.

પરમપુજ્ય પ્રાતઃસ્મરણીય આચાર્યવર્ય શાસનોન્નતિકારક આચાર્ય મહારાજ શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિશ્વરજી મહારાજના સ્વર્ગગમનથી બહુજ દીલગીરી થાય છે. ભારતવર્ષમાંથી અદ્વિતીય અધ્યાત્મીક હીરો ચાલ્યો ગયો છે, આવા પ્રભાવશાળી પુરૂષોથીજ શાસનની શોભા વધે છે. શ્રીમદના જીવનમાં શાસનને અનેક પ્રકારના લાભો મળ્યા છે. તેઓશ્રીનું યોગજીવન બહુજ ઉંચ્ચ પ્રકારનું હતું-તે સર્વત્ર પ્રસિદ્ધ છે. કવી જીવનમાં તો પોતે ભારતવર્ષિય કવિચક્રમાં ચક્રવર્તિ તુલ્ય હતા. આચાર્ય મહારાજના સ્વર્ગ પધારવાથી અમને અનહદ ચીંતા થઈ છે અને એક જૈનશાસનમાં સ્તંભભૂત આચાર્ય મહારાજ ખોઇ બેઠા છીએ.

મુનમોહનવિજયજી.                                        વીરમગામ.

શ્રીમદ્ બુધ્ધિસાગરસૂરીશ્વરજીના સ્વર્ગવાસના સમાચાર જાણી પારાવાર દીલગીરી થઇ છે.

मुनीराज श्रीहरीसागरजी                                        पालीताणा

श्रीमान् अध्यात्मयोगी श्री बुद्धिसागरजी सूरीकी देहगती हो गइ. इस अशुभ समाचारसे हमारे हृदयको सहसा

व्यथित कर दिया. मुजे आशा थी की इस प्रवासमें श्रीमद् के दर्शन जरुर करुंगा, परन्तु यह मेरी आशा कुपछायवत् अद्रश्य हो गई. आपके लाला लचपतराय की उत्तर स्वरुप पुस्तक पढके जो मेरी पुज्य बुद्धि हुई. और दर्शनकी लालसा थी सब आशा निराशामय होगई. सद्गतूकी जेसे योगी इस संसारमें अब न होवेंगे

લાભવિજય પ્રેમવિજય નરોડા.

આજ રોજ તાર મળતાં સૂરિશ્વરજીના સ્વર્ગગમનના સમાચાર જાણતાં ભારે ખેદ થયો છે અત્રે દેવવંદન આદિ સુકૃત્યો કરવામાં આવ્યાં છે. આચાર્ય મહારાજ જતાં તેમની ઘણીજ ખામી પડી છે, ભાવી પ્રબળ છે.

મુ. દર્શનવિજય, જ્ઞાનવિજય, ન્યાયવિજય.

સૂરિશ્વરજી જતાં જૈનશાસન એક વીર હાકલ મારનાર નેતાને ખોઇ બેઠું છે. ગુર્જર સાહિત્ય તેમને માટે આંસુ સારે તેમ બન્યું છે.

લી. મુનિ હીમતવિજયજી તથા દુર્લભવિજયજી તથા કાંતીમુનિજી,
અમદાવાદ,

આચાર્યશ્રી બુદ્ધિસાગર સૂરીજી દેવગત થયા તે સાંભળી હમો ઘણા દીલગીર થયા છીએ. અને દેવવંદન કરેલ છે. હાલના સમયમાં એક મહાન પુરૂષની ખોટ પડી છે. તે ભુલાય તેમ નથી.

શ્રી વિજયભૂપેંદ્રસૂરિજી. પાલીતાણા.

મર્હુમ શ્રી બુદ્ધિસાગરસુરીશ્વરજી માટે લખ્યું છે જેવાજ ધ્યાની તથા બાહ્યઆડંબરથી અરૂચીવાળા તથા ગચ્છાદિ મમત્વથી

સેંકડો કોશ દુર રહેનેવાલા હતા. ઉપરની વાત તેઓના ગ્રંન્થોથી માલુમ પડે છે. મહુંમ આચાર્યશ્રી બુદ્ધીસાગરસુરીજીના સ્વર્ગગમનથી શ્રી સંઘને તથા તેઓના ગુણગ્રાહક પુરૂષોને તથા વીજય ભુપેન્દ્રસુરી આદિ મુનિમંડળને પણ બહુ દીલગીરી થઈ. પણ આ રસ્તો બધાને માટે મોડો વેલો જવાનો છે. ફુલ કરમાઈ જાય છે પણ તેની વાસના રહી જાય છે તેવીજ રીતે મહુંમની કીર્તી આ દુનીઆમાં રહી ગઈ છે.

## સાધ્વીજીઓના પત્રો.

સાધવીજી મનોહરશ્રીજી તથા સુશિલાશ્રીજી, મહેસાણા.

સાધવીજી લાભશ્રીજી તથા ખીમ શ્રીજી તથા કંચનશ્રીજી, ભાવનગર

સાધવીજી શૃંગારશ્રીજી તથા મુક્તાશ્રીજી, ડીસાટાઉ.

સાધવીજી તીલકશ્રીજી તથા હેમશ્રીજી આદિ, રાધનપુર.

સાધવીજી જૈનશ્રીજી તથા પદ્મશ્રીજી, માંગરોળ બંદર.

સાધવીજી હેતશ્રીજી તથા ઉત્તમશ્રીજી, સાણંદ.

સાધ્વીજી મંગળશ્રીજી તથા કંચનશ્રીજી, સગરામપરા—સુરત.

# જુદા જુદા ગ્રહસ્થોના આવેલા પત્રો.

વડોદરાના નેકનામદાર દિવાન સાહેબ,

સર મનુભાઇ નંદશંકર મહેતા,

હજુર કચેરી,

વડોદરા, તા. ૧૫ ૬–૨૫.

રા. રા. વકીલ મોહનલાલ હીમચંદભાઇ, પાદરા.

વિ. વિ. પ્રાતઃસ્મરણીય પૂજ્યપાદ શાસ્ત્રવિશારદ યોગાનષ્ઠ જૈનાચાર્ય શ્રીમદ્ બુદ્ધિસાગર સૂરિશ્વરજી મહારાજે વીજાપુર ગામે તા. ૯–૬–૨૫ ના રોજ સ્વર્ગગમન કર્યું. તે સાંભળી ઘણા દીલગીર છીએ. પ્રભુ તેઓશ્રીના આત્માને શાંતી આપો.

ગુજરાતના મહાકવિ શ્રીયુત્ નાનાલાલ દલપતરામ કવિ, એમ. એ.

હઠીભાઇની વાડી–અમદાવાદ,

તા. ૧૧ જુન ૧૯૨૫

પત્ર મળ્યો વાંચીને એ સૌને અવશ્યમેવના સમાચાર જાણ્યા. નીત્ય નીરખીએ છીએ, સૌનું એ ભાવી છે, બુદ્ધિ, જ્ઞાન ને અનુભવનાં એ ડહાપણ છે. પણ હૃદય એ ડહાપણનો બોલ સ્વીકારવા ના પાડે છે.

એ તો ખરેખર સાગર હતો.

જૈનસંઘ આજે જાણતો નથી કે એનું કેટલું આત્મધન હરાયું છે.

એવો સાધુ સંઘને પચાસે વર્ષેએ મળે તો સંઘનાં સદ્ભાગ્ય

એ તો સાચો સન્યાસી હતો.

એના દીલની ઉદારતા પર સંપ્રદાયીઓને વશીકરણ કરતી.

જ્ઞાન અને ભક્તી પરમાત્મ યોગ માટે જરૂરનાં છે પણ મનુષ્યોના મનુષ્ય પ્રતિના ધર્મ ઘણુા વીસરે છે. તે પોતેપોતાના સંકોચના દુર્ગોમાં ભરાઇ રહે છે. બુદ્ધિસાગરજી મહાનુભાવ વિરામતામાં ખેલતા સંપ્રદાયમાં તો એ શોભતા પણ અનેક સંપ્રદાયીઓના સમુદાય સંઘમાં પણ એમની તેજસ્વીતા અછાની નહોતી.

એમની ભવ્યમૂર્તી એમના આત્મસ્વરૂપ જેવી ભવ્ય હતી. વિશાળ મૂખારવિંદ, ઉંચ્ચ અને પુષ્ટ દેહસ્થંભ, યોગેન્દ્રના જેવી દાઢી! એમનો જબરજસ્ત દંડ! આપણે સૌ માનવજાત મૂર્તિપૂજક છીએ. અને એ ભવ્ય મૂર્તિ અદૃશ્ય થઇ છે, પણ નીરખી છે તેમના અન્તરમાંથી તે જલદી ભુસાશે નહિજ.

આનંદઘનજી પછી આવા અવધૂત જૈનસંઘમાં થોડાજ થયા હશે. સાથના શિષ્યમંડળના તો બ્રહ્મજન્મદાતા પિતા અને શિરછત્ર ગયા છે. કેટલીક વેળા આશ્વાસનનાં વચન ઉચ્ચરવાં એ યે ભીથ્યા છે.

નાનાલાલ કવિના જયશ્રી હરિ.

તા. ક. એક મારૂં ભજન સાંભરી આવે છે તે લખું છું. એનું પ્રથમ ચરણ તો જુના એક પ્રસિધ્ધ ભજનનું છે. બાકીનું મારૂં છે. એમાં શ્રી બુદ્ધિસાગરજીનીજ જાણે આત્મપ્રતિમા ઉતરી હોય એવું છે માટે મોકલું છું.

મળે જો જતિ સતિ રે કોઇ સાહેબને દરબાર
ધીંગાધોરી ભારખમાં
સદ્ધર્મ તણા શણગાર
પુન્ય પાપના પરખન્દા
કાંઇ બ્રહ્મ—
આંખલડી અનભોમાં રમતી
ઉછલે ઉરનાં પુર
સત્ ચીત્ આનંદે ખેલંદા
ધર્મ ધુરંધર શૂર
મળેજો જતિ સતિરે
કોઇ આહલેકના દરબાર.

પંડિત લાલચંદ્ર ભગવાનદાસ ગાંધી.

વડોદરા રાજ્ય સેંટ્રલ લાયબ્રેરી.

સંસ્કૃત વિભાગ-વડોદરા જેઠ વદી ૪. ૧૯૮૧

આજે એકાએક વજ્રપ્રહારની જેમ શ્રી બુદ્ધિસાગરજી સૂરિજી મહારાજના સ્વર્ગવાસના દુઃખદ ખબર મલ્યા. અતિવ દિલગીરી થઇ. સદ્ગત તો પોતાનું સાધ્ય સાધી ગયા છે, પણ તેમના સ્વર્ગ વાસથી જૈનસમાજે પોતાનો એક અદ્વિતીય પ્રતિનીધી, અસાધારણ સુભટ, ઉચ્ચ કોટિનો મહાપુરૂષ, એક ઉત્તમ યોગિ, સુભેચ્છક સંત, અવિરલ ઉદ્યોગી, શ્રેષ્ઠ કવિ, શાશનનો અપ્રતિમ ભક્ત, જૈનશાશનનો ભાનુ, સાહિત્યનો એક વિશિષ્ઠ વિલાસી, અધ્યાત્મજ્ઞાનનો અપૂર્વ નિધિ, નિઃસ્પૃહી છતાં શાશન દાઝ ધરાવનાર, સદ્ગુણમંડિત, વિચિક્ષણ બુદ્ધિનો સાગર ગુમાવ્યો છે, કે જેમની ખોટ પુરાવી મુશ્કેલ છે.

જે સમયે તિર્થો અને ધર્મ ઉપર અનેક પ્રકારથી આક્રમણો થતાં જાય છે, તેવા વિપત્કાળમાં આવા ધર્મવીર બુદ્ધિસાગર શાશન સ્તંભો, શાશન સુભટો, શાશન રત્ન મહાપુરૂષો અદ્રશ્ય થતા જાય છે એ જાંણી કયા શાશન શુભેચ્છકને દુઃખનાં અશ્રુ ન આવે !

સદ્ગતના આત્માને શાંતિ મળો એમ પ્રાર્થું છું.

Bhaialal Jain. H. M. B. Katni, C. P.
Municipal Commissioner. 16 June 25.

My Dearest brother Padrakar.

Padra.

The news of the demise of most revered Shree Buddhisager Suriji Maharaj, broke upon me like a thunderbolt A Most briliant Jewel of learning has been snatched from the Jains. This is the most irreparable loss. You'll do a most noble service to the country by writing the life of His Holiness. I very much appriciate your nice idia.

શ્રીયુત્ ભૈયાલાલ જૈન.
મ્યુનીસીપાલ કમીશનર.

કટની ( સી. પી. )
૧૬ જુન ૧૯૨૫.

પ્રિય ભાઇ પાદરાકર,

મહાન્ યોગીરાજ શ્રી બુદ્ધિસાગરસૂરિજી મહારાજના સ્વર્ગ ગમનના સમાચારે મારા હૃદયપર વજ્રપ્રહાર કર્યો છે. એક મહાન્ જળહળતુ વિદ્વદ્ રત્ન આપણી પાસેથી ખુંચવી લેવામાં આવ્યું છે. આપણને ના પુરી શકાય તેવી ખોટ પડી છે. પૂજ્યપાદશ્રીનું જીવનચરિત્ર લખીને તમે દેશની મહાન્ સેવા બજાવી શકશો. તમારો તે સુંદર વિચાર મને બહુજ ગમ્યો.

श्रीस्वामिनारायणाय नमः
मी. अ. शु. १३.

सकलजैनसाधुचक्रचुडामणिभ्यः न्यायव्याकरणसाहित्यादि पारावारपारिणेभ्यः प्रकृतिजन्यसौजन्यवात्सल्यदयौदार्यदाक्षिण्यादिगुणगणेभ्यः सुगृहीतनामधेयेभ्यः सागराऽजिताऽऽचार्येभ्यः श्रीनगरात् गिरिजाशंकरशर्मा सस्नेहं सखेदं विज्ञापयति ॥

अखण्डभूमण्डलप्रख्यापित सत्कीर्तयस्तुच्छीकृतसंसारसुखाः श्रीबुद्धयब्ध्याचार्याः स्वस्वरूपमुगता इति कर्णोपकर्णिकयाऽऽकर्ण्यं वज्रपात इव भूविदलनमिव सकलयकुभः शून्या इव दिनमणिस्तिमिराक्रान्त इव निखिलविश्व सखेदमिव सकलसहृदयविद्वज्जनानामपरेषां तद् वचन चन्द्रचातकानामापामराणामपि हृदि महान् शोकः समजनि । हा धिक दैव ! किमिदन्त्वया चरितम् । केवलं विजयपुरस्यरत्नमहारि । अहो दुर्विधेऽल्पवयस्स्वनेकजनज्ञानोपदेशपरायणेषु सकलमनुजहितकारिषु तत्रभवत्सु असमञ्जसं व्याधायीति महच्चित्रमिति । इदानीं महज्जनचरणकमलोपासननिर्मलान्तःकरणा स्तेषु दृढतरबद्धसौहृदास्तद् दर्शनं विना निमेषमपि स्थातुमशक्नुवन्तो महाजनाः कं शरणं यास्यन्ति कमान्वेष्यन्ति क्व गमिष्यन्ति कस्याग्रे स्वीयदुःखं निवेदयिष्यन्ते । हा दैव निघ्रण निर्लज्ज परुषहृदय नास्तिते दया । सकलसाधुसमूहतिलकामानाः गा-

म्भीर्यधैर्यवीर्यौदार्यदयादाक्षिण्यसौजन्यवात्सल्यसौहृदयादिगुण-निधयोऽखिलविश्वहितोपदेशपरा दिगन्तकीर्तयः पूर्वोक्ता महात्मान् आकस्मिकतया त्वयास्त्रपथ मुपनीताः

एतदुदन्तं दूरस्थितानामहर्दिवं परिचय शून्यानामस्मादृशानामपि चेतः प्रसन्नं विक्षोभयति किं पुना रात्रिन्दिवमाचार्यचरणकमलोपासननिर्मलान्तःकरणानाम् भवादृशाणामन्तःकरणं विक्षोभये तत्र किमुत वक्तव्यम् । तथाप्यनेकज्ञानग्रन्थपरिशीलनपरास्तुच्छीकृतविषयसुखा गुरुशिष्यपरंपरास्थितिपर्यालोचनशशश्रृंगायमानव्यवहारगोचरा ज्ञानमेवात्मसाधनमिति मन्वानाः सर्वं विश्वं कालकवलमिति स्वान्ते निर्धारयन्त. स्वकीयं स्वान्तं शान्तिपरं विधास्यन्ति इति शासे आसासेऽय तत्र स्थितानाम् । स्वाश्रितजनानामपि ज्ञानवार्तालापेन मरुमरीचिकातोयवदयं संसार इति बोधेन च शान्ति विधास्यन्ति इति शिवम् ॥

ले० भोलानाथ केशवराम शर्मा.

पत्रप्राप्त्युत्तरमुपसरन्तु भवन्तः । तत्रस्थितानां परमप्रीतिपात्राणां शास्त्री माइशंकर.

પેથાપુર. તા. ૧૬-૭-૨૫.

પરમપ્રીય-સન્માનનીય-શ્રી વકીલજી મોહનલાલભાઈ પાદરા.

પેથાપુરથી લી શુભેચ્છક શીવલાલના પ્રેમથી વંદન સ્વીકારશો. શ્રીમદ્ બુદ્ધિસાગરજીસૂરિશ્વરજીના સ્મારકઅંકમાં તેઓ પુજ્ય પરમાત્માના ગુણાવીંદ ગાવાને હું અલ્પજ્ઞ કંઇ શકતીવાન નથી. હું તો તેઓના પુજ્યપાદનું પુજન કરી તે પાદને સાષ્ટાંગ દંડવત્ કરી તેઓના હાસ્યમંદ મુખનાં દર્શન ને વંદન કરી તેઓની શિક્ષાના તાત્પર્યનું સ્મરણ કરી તેઓના બતાવેલ પંથે આ જીંદગીમાં બાકી રહેલી મુસાફરીમાં પ્રયાણ કરતો રહીશ, એજ મારા નીરંતર હૃદયનું સ્મારક તેઓશ્રીનો સર્વજ્ઞ પવીત્ર આત્મા સ્વીકારશે. એમ મારી ખાતરી છે.

આપના પુજ્ય પ્રયાસ પ્રત્યે મારી સહાનુભૂતી છે. શુભ પ્રયાસ આપનો સફળ થાઓ.

આપનું હમેશનું શુભ ઇચ્છિનાર
શીવલાલના વંદન સ્વીકાર્યો
કારભારી શ્રી પેથાપુર દરબાર.

ઝવેરી મુળચંદ આશારામ વૈરાટી. અમદાવાદ.

તા. ૧૬-૬-૧૯૨૫.

તા. ૯ મી નો ગુરૂ મહારાજના કાળ ધર્મ પામ્યાનો પત્ર વાંચી અત્યંત ગમગીન થયો છું. જૈનપત્ર અને મુંબઇ સમાચારમાં પ્રગટ થયેલ તેમના ફોટાને જોતાં હૈયું ભરાઇ આવે છે. એ નિર્લેપ પ્રેમમૂર્તિના વિરહની વેદના કયા કરૂણ શબ્દોમાં જણાવું. સર્વ જગત્‌ને જૈન સમજી ઉપદેશ આપનાર એ જગતયોગિની ખોટ શી રીતે પુરાશે ? એક વખતે અત્રેના આંબલી પોળના ઉપાશ્રયે ગુરૂ મહારાજના વંદને ગયો હતો ત્યાં ઉપર એક કુતરો ચઢી આવ્યો અને મહારાજ સાહેબની નજીક આવી ઉભો. ત્યાં તો એ વિશ્વોપકારી સદ્‌ગુરૂનું હૃદય ઉછળવા લાગ્યું અને કુતરાને સંબોધી કહેવા લાગ્યા કે કુતરસીભાઇ ધર્મધ્યાનમાં મસ્ત રહેજો. આત્માને ભુલી ના જશો. કુતરો પણ મુગ્ધ ભાવે સામે જોઇ રહ્યો. એ પંદર વર્ષ પર બનેલી વાત આજે યાદ આવતાં ચક્ષુઓ ભરાઇ જાય છે, તેમણે લખેલા ગ્રંથો ભજનો વગેરે તરફ દૃષ્ટિ નાખું છું ત્યાં તો એ જગત્ ઉપકારી ગુરૂના જવાથી જગત્‌ની ખોટ માટે શી ગણના કરૂં ? નાના બાળકો અને અજ્ઞાન ગામડીઆઓ તરફનો તેમનો પ્રેમ હદ ઓળંગી જાય તેવો હતો. મારી સાથેની એક વખતની ધર્મચર્ચામાં જ્યારે તેમણે યોગના અભ્યાસ માટે આબુ જેવા પહાડ ઉપર એક નીર્જન સ્થાનમાં યોગના અભ્યાસીઓ માટેની એક પાઠશાળા માટેના વિચારો જણાવ્યા ત્યારે તો થોડી વખત હું દીંગમૂઢ થઈ ગયો. હું તે તેમને મસ્ત ફકીર લખું કે આહાલેક જગાવનાર યોગી લખું ? હું તે તેમને કવિ લખું કે વકતા લખું ? ઇતિહાસજ્ઞ લખું કે તત્ત્વજ્ઞાની લખું ? જગત્‌માં વસતા એક સાધુ લખું કે જગત્‌ને પેલે પાર ઉભેલા એક યોગી લખું ? હું તે તેમને વિદ્વાનોના ધર્મોપદેશક લખું કે ભોળા ગામડીઆઓ ના અને તિર્યંચોના પણ ધર્મોપદેશક લખું ? આમ બધી બાજુએ દૃષ્ટિ નાખતાં કેવળ મનોમુગ્ધતાજ આવે છે. ઇત્યાદિ.

રતીલાલ મગનલાલ દલાલ. પેરિસ–ફ્રાન્સ.

શ્રી. અધ્યાત્મ જ્ઞાન પ્રસારક મંડળ–મુંબઈ.

શ્રીયુત્ મણિલાલ પાદરાકર.

જત ભાઇ શ્રી નેમચંદભાઈ ઉપર તમારા તરફથી મોકલી આપેલા શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિશ્વરજીના સંબંધના સર્વ કાગળો મળ્યા. પૂજ્ય ગુરૂમહારાજ સાહેબનો સ્મારક અંક બહાર પાડવાનો આપનો પ્રયત્ન પ્રશંસનીય છે–અને શિષ્ય તરીકે મારે ફાળો આપવો જોઇએ તેવા રૂણાનબંધન અનુસાર આ સાથે સ્વરચિત કાવ્ય મોકલી આપું છું. જે આપ પ્રગટ કરશોજી.

અલબત્ત એમનો સ્મારક અંક ગુજરાતી સાહિત્યને તેમજ જૈનઆલમને અને ખાસ કરીને તેમના અંગતના શિષ્ય મંડળને અતિ ઉપયોગી તેમજ ઉપકારી નીવડશેજ. જે શકિતએ સ્વજીવનમાં ૧૦૮ થી પણ વિશેષ પુસ્તકો જન સેવા અર્થે લખ્યા છે. તે શકિત પૂજા અર્થે જે જે થાય તે થોડું છે. તેમનો ઉદ્યોગ–તેમની ખંત, તેમની ભાવના, તેમની શકિત અથાગ હતાં. સાગર તે તો જ્ઞાનનો સાગર હતો–બોલવા બેસે અને વખત વહિ જાય પણ થાકે નહિ. એ મૂર્તિ ગઇ. એ શકિત લય પામી–પણ અનેક એવા જીવાત્માઓ છે કે જેમાં એ શકિત્તએ શકિત–રૂપ ચીંનૃગારી પેદા કરી છે. તે કેમ હોલવાશે ?

છેવટે આપના પ્રયત્નમાં આપ ફળીભૂતથાવ અને વિશ્વવ્યાપી સાગર શકિતનું સાહિત્ય–વાંચન વિશ્વમાં ફેલાય એવા સર્વ પ્રયત્ન તમારા તરફથી થાઓ એ અભિલાષાએ હું વિરમુ છું.

લી. સ્નેહાધિન

રતીલાલ મગનલાલ દલાલ. પેરીસ. ( ફ્રાન્સ ).

વીસનગર. રૂદનતીથિ.

ઓ ! પૂજ્ય મોટાભાઈ !

આ એકાએક વજ્રપ્રહાર શો ? શો ભયાનક કારમો કોપ વીધિનો ? મ્હારો તારણહાર, સાચા આત્મધર્મનો બતાવણહાર શું સાચેજ ઉઠી ગયો ? એ નય નિક્ષેપ સપ્તભંગી અને હેયજ્ઞેયાદિને સ્ફુટ રીતે જણાવનાર યોગીરાજ શું જતાજ રહ્યા ? આ સાચું છે ? મેં તો માનવા નાજ પાડી. પણ ઉપરાઉપરી સમાચાર મળ્યા અને બાપા તથા હું બહાર નીકળી પડયાં. તમે તો જાણો છો બધીયે વાતમાં વીસનગર પાછળ છે છતાંએ અમે ગામમાં હડતાલ પડાવી. રૂપીયા ભેગા કરી પુજાઓ ભણાવવા માંડી છે. પુજાઓ માટે રૂપીયા મળેજ જાય છે. દેવવંદન પણ કર્યું છે.

ઓ ભાઈ ! હવે અધ્યાત્મજ્ઞાનગંગાની લહરીઓ કોણ ઉછાળશે ? હવે આત્મધર્મના ઝંકાર કોણ જગાવશે ? આત્મા અને પુદ્ગલના ભેદ કોણ જણાવશે ? હા, આત્મધર્મના ઓલીયા, સાચા સંત, કીર્તિકાનનકેસરી, કવિસમ્રાટ, સૂરિશેખર; અનેકવાદિવિજેતા એ બુધ્ધિનિધાન ગુરૂદેવ કયાં મળશે ! ભાઈ ! આપણું તો સર્વસ્વ ગયું હો ! જેણે માણસ બનાવ્યા, જેણે સાચું આત્મજીવન જીવતાં શિખવ્યું જેણે મુક્તિમાર્ગ બતાવ્યો એ ગુરૂદેવ આચાર્ય ભગવન્ ચાલ્યાજ ગયા ? હાય ! બાપાને પણ ઘણું લાગ્યું. મારે તો બાર વૃત્ત લેવાના તથા શિરપર એ અવધૂત યોગીરાજનો વાસક્ષેપ નંખાવવાના મનોરથ મનમાં જ રહ્યા.

હવે તો એમના આદેશો શિરોધાર્ય કરી તેમનાં સ્મરણ—માનસીક પૂજન—અને અર્ચન કરવાંજ આપણે માટે રહ્યાંને ?

વીરા ! હવે નહિં મળે હો એ સાચા સૂરિવર ! એવા સમર્થ સાહિત્યાચાર્ય, પ્રખર વકતા, મહાકવિરાજ, ષટ્દર્શનવેત્તા, સ્વભાવમાં રમનાર આત્મદર્શી દયાળુ ગુરૂદેવ !

નમન એમના ચરણમાં ! એ આનંદઘન અવતારના પદપદ્મમાં.

ગુરૂદેવની ચરણરજ.

બ્હેન લાડકી વિશ્રામભાઈ. વીશનગર.

મુળચંદભાઈ હરિલાલ. સુકલતીર્થ

તા. ૧૧ મી ના સયાજી વિજયમાં એકદમ પૂજ્યપાદ મહારાજ શ્રીના સ્થુલ શરીર છોડયાના અસહ્ય અને માઠા સમાચાર વાંચ્યા. ખરેખર એમના જેવા સમર્થ અને અનુભવી સાચા સંતની આપણુ સર્વને તેમજ જૈનસમાજને ખોટ પડશે. એવા સાચા અને અનુભવી સમર્થ સંતો આ જમાનામાં ફક્ત ગણુત્રીનાજ હોય છે. એમનો અદ્દભુત આત્મા જયાં હશે ત્યાં શાંતીજ અનુભવતો હશે પરંતુ આપણે એમના તરફની પ્રેમ ભકતીના લીધે હર હંમેશ એમના આત્માને શાંતી ઇચ્છીશું

× × ×

હું મારા કર્મવશાત્ એમના દર્શન કરવાની ઇચ્છા હોવા છતાં નજ પામી શકયો. નીર્માણ ! પ્રભુ મહાવીર એમના આત્મા ને અનેક ઘણી શાંતી આપો.

શ્રીયુત્ જયંતીલાલ ઓચ્છવલાલ મહેતા વડોદરા મામાનીપોળ.
બી. એ. એલ. એલ. બી.

ગુરૂશ્રી દેવલોક પામ્યાના દુઃખદ સમામાર જાણ્યા ત્યારથીજ હૃદય કકળી ઉઠયું છે. ચેન નથી પડતું. દુર રહેતા છતાં એ અમારી તો સમીપજ હતા. એમના હૃદયના-આત્માના અણદીઠ તારો સર્વ દીશાઓ ભેદી મારા કાનમાં ગુજી રહેતા.

એ સમર્થ હતા કારણ કે યોગી હતા. મને તો એમણે યોગ તથા વિશ્વ પ્રેમથી તૃપ્ત કરી દીધો છે. મારો સંસાર માર્ગ પણ તેમણેજ સરળ કરી દીધો છે કારણ કે તેઓશ્રી વચનસીદ્ધપુરૂષ હતા. મારાપરના એમના આર્શીવાદો હંમશા ફળ્યા છે. હું આ મારો સ્વાનુભવ લખું છું.

ગુરૂશ્રીએ ધાર્યું હોત તો પોતાનો રોગ જડમુળથી ઉખેડી શકત. શરીર કંચન સમાન કરી દેત એ પણ નક્કી. પરંતુ એમના બળવાન આત્મા માટે એ શરીર એમને નાલાયક લાગ્યુ હશે. કારણ

કે કર્મના ભોગો એમણે એ શરીર દ્વારા ભોગવ્યા છે. છેલ્લા ત્રણ વર્ષથી એ શરીરના મૃત્યુની વાતો સાંભળતો. મૃત્યુનીવાત (!) અને તે પણ એમનાજ શરીરના મૃત્યુની વાત (?)

શેઠ ભોગીલાલ વીરચંદ દીપચંદ જે. પી                    મુંબઇ

× × ×

ગઈકાલ બપોરના આચાર્ય મહારજ શ્રીમદ્ બુદ્ધિસાગરજીના કાળધર્મ પામ્યાના ખેદકારક સમાચાર મળ્યા તેથી ભારે દીલગીરી થઇ છે. તે કાગળમાં લખી જાય તેમ નથી. ખરેખર કોહીનુર ખરી પડયો. એમના જેવા આચાર્ય ગુરૂ હાલના કાળમાં થવા મુશ્કેલ છે. સ્વપ્નામાંયે ધાર્યું ન હોતું કે એકાએક ગુરૂશ્રી કાળધર્મ પામશે. આપણને તેઓશ્રીની ખોટ લાગે તે સ્વાભાવીક છે પણ તેઓશ્રીતો આ દુનીયામાં અમર નામ કરી ગયા છે અને તરી ગયા છે. વધુ લખવા કલમ ચાલતી નથી.

વકીલ નંદલાલ લલ્લુભાઈ.                    વડોદરા.

ગઇ કાલ રોજ પૂજ્ય આચાર્ય મહારાજ શ્રીમદ્ બુદ્ધિસાગર સૂરિશ્વરજી દેવલોક પધાર્યાના સમાચાર જાણી ઘણીજ દીલગીરી થઇ છે, અત્રેના સકળ સંઘમાં શોકની લાગણી પ્રકટી નીકળી છે. અત્રેના સંઘમાં શેઠ તરફથી તથા મામાની પોળેથી તથા મારા તરફથી વીજાપુરના સંઘ ઉપર દીલગીરીના તાર ગયા છે. અત્રેના જૈનસંઘ તરફથી શહેરમાં પાખી પાળવામાં આવી છે તેમજ કોઠી પોળના દેરે મોટા ઠાઠથી પુજા ભણાવી ભકતી કરવામાં આવી છે.

ગુરૂ મહારાજે શાસનની જે સેવા બજાવી છે તે અમુલ્ય છે. તેઓશ્રી અખંડ પરીશ્રમથી જે સાહિત્ય જૈનસંઘને વારસામાં

આપ્યું છે તેની કદર હવે પછી થશે. પ્રત્યેક મહાન્ વ્યક્તીની તેની હયાતીમાં જે કદર થાય છે તેના કરતાં તેમના પશ્ચાત્ તેમની ખરી ખુબી માલુમ પડે છે.

પટેલ મુળજીભાઇ જેઠાભાઇ. વડોદરા લાડવાડા.

શ્રીમદ્ જૈનાચાર્ય શ્રી બુદ્ધિસાગરજી મહારાજના શરીરનો વિલય થવાના સમાચાર છાપાદ્વારા મળ્યા. એ મહાપુરૂષના સમાગમનો લાભ મને પાદરે મળેલો, તેથી દેહવિલયના સમાચાર મળતાંજ તેમના પ્રતિના સદ્ભાવનું પૂણ્ય સ્મરણ થયું અને હૃદયને આઘાત પણ થયો. આવા સચ્ચારીત્રવાન્ વિદ્વાન્ અને ધર્મનિષ્ટ જીવન ગાળનાર મહાપુરૂષોની દેશમાં ખોટ છે તેમાં અધિક ઉમેરો થયો. તેમના સત્સંગથી ઘણાને ઉચ્ચ જ્ઞાન માર્ગ મળ્યો છે. આત્માનુ દર્શન થયું છે. પ્રભુ તેમના આત્માને શાન્તી આપે.

ડૉ પ્રાણજીવનદાસ મયારામ આતરસુંબા

આચાર્યશ્રી બુદ્ધિસાગરજી મહારાજને મળવા સાથેજ તેઓ પ્રત્યે પૂજ્યભાવ થઇ જાય તેવો તેમનો પ્રભાવ હતો. તેઓશ્રી જૈન કોમના જેટલા મહાન્પુરૂષ હતા તેટલાજ સમસ્ત હિંદુ કોમના હતા તેઓશ્રી સાથે પાદરા મુકામે જે જ્ઞાન ગોષ્ટીનો સ્વાદ અનુભવ્યો છે તે કદીપણ વીસરી શકાય તેમ છેજ નહિ. જૈનધર્મ શુરવીર પ્રજાનો ધર્મ છે તે વાતનું પ્રતિપાદન તેં તેમના પાસેથીજ પહેલ વહેલા સાંભળેલું. અને તેમની તે વાત પ્રતિપાદન કરવાની શૈલી તો ખરેખર અનુકરણીયજ હતી. તે મહાન્ આત્માની આપણીપર અમી દ્રષ્ટી હો.

મુંબાઈ

શેઠ હીરાલાલભાઇ સુમનકાર્યાલય ચોપાટી વાલકેશ્વર

× × ×

જૈનશાસનના પવિત્ર નાયકનો દેહદિપક બુજાયાના સમાચાર જાણી મને સખત આઘાત થયો છે.

× × ×

એ મહાત્માના દર્શનથી મને એમ થતું કે આ કોઈ સાધારણ મનુષ્ય નથી પણ તત્વજ્ઞાની દેવ છે અને ખરેખર એમની છબી જોઇને હરકોઇ કહેતું કે આ એક પવિત્ર મહાન્પુરૂષ છે. એમના ગુણો લખવાની મારામાં શકતી નથી. એમણે રચેલા ૧૦૮ ગ્રંથો યાવતચંદ્ર-દિવાકરો ચીર સ્મરણીય રહેશે. એ મહાત્મા સંસ્કૃત પ્રાકૃત હીંદી અને ગુજરાતી ભાષાના તો સાક્ષર હતા. આર્યાવર્તમાં ભાગ્યેજ કોઇ એ મહાત્માથી અજાણ્યો હશે. હું વીજાપુર આવ્યો ત્યારે બજારમાં જૈનેતર વર્ગની દુકાનો અને ઘરોમાં આ મહાત્માની એકેક છબી મેં નજરે જોઇ છે. વિજાપુરની પ્રજા એ મહાત્મા માટે હાડમાંસ વેચી આપે તો કાંઇ વધારેના કહેવાય, કારણ કે વીજાપુર માં જન્મ લઇ તથા ત્યાંજ નીવાર્ણ પામી તેમણે વીજાપુરને અમરકીર્તિવંતુ કર્યું છે. એ મહાત્માએ ગુજરાત કાઠીઆવાડમાં શહેરે શહેરે અને ગામડે ગામડે ફરી અહિંસાપરમોધર્મનો પડહ વજાડયો છે. હવે એવા મહાપુરૂષ ક્યાંથી મળશે ? એક બાળક જેવા નિર્દોષ પ્રેમાળ સ્વભાવથી તેમણે આખી ગુજરાતને વશ કરી હતી. ગુજરાતના જૈનો અને ઈતર કોમો માટે એમણે હાડ ચામ વેચી આપ્યાં હતાં. પછી બાકી શું રહ્યું. આવાં મહાત્માની યાદ ઇતિહાસમાં સુવર્ણ અક્ષરે લખાશે અને તત્ સમયની જૈન કોમ જાણશે અને બોલશે કે એક મહાત્મા થઇ ગયા છે. ખરેખર એમણે ફકીરી દીપાવી છે. એમના આત્માને પ્રભુ શાંતી આપો.

મુરબ્બી શ્રી મોહનલાલભાઇ.

મહેસાણાથી લી. તાબેદાર શુભેચ્છક વીરપાલ વર્ધમાન વકીલ. આપનો પત્ર મળ્યો વાંચી ઘણોજ અફસોસ. મહાત્મા અગર મારા ધર્મપિતાશ્રી બુદ્ધિસાગરજી મહારાજ હતા, એમાં બે મત હોઇ શકેજ નહિ આ ખુલ્લુ છે. તેઓ મારા ધર્મપીતા હતા તેટલુંજ નહીં પરંતુ મેં જે કાંઇ તેમનાથી સાંભળ્યું, તેનો જેટલો ફેલાવો જે જે ઇસમના પરિચયમાં આવ્યો તે ઇસમના કર્ણોમાં મેં કર્યો છે. અને તેમની મૂર્તી હમેશાં મારા હ્રદયમાં ખડી છે, ધર્મ શું ચીજ છે તેનું ભાન કરાવનાર મારા માટે તેઓ જ હતા અને તે લાભ અર્થેજ મારો આત્મા મારા સ્થૂલ દેહને વકીલાત કરવા પર ભૂમીમાં ઘસડી લાવ્યો હતો. એમજ મારૂં માનવું છે. એટલુંજ નહીં પણ વીજાપુર છોડી મહેસાણા આવતાં સ્ટેશન ઉપર આશીર્વાદ આપનાર તેઓજ હતા. હું માત્ર કમભાગ્યશાળી હતો કે લેવો જોઇતો લાભ મેં તેમનાથી પ્રમાદ વશ ન લીધો. પરંતુ તેમના આત્મમંદીરમાં મારા માટે વીશાલ સ્થાન હતું. આથી આગળ વધીને કહું તો મારામાં તેમની દ્રષ્ટિએ જે કંઈ અપૂર્ણ વસ્તુસ્થીતી સમજવામાં જણાતી હશે તે તેઓ ગયા શીયાળામાં મહેસાણા આવી દૂર કરવાના હતા, અને તેવું વચન તેઓશ્રીએ મને આપ્યું હતું. કેટલો પ્રેમભાવ(?) શું લખવું(?) તેજ હવે મને દ્દષ્ટિગોચર થતું નથી. પરંતુ તેમનો આત્મા સ્વર્ગભુમીમાં ગયો તેમ સાંભળતાં હ્રદય શોકવાન થવાની સાથે મેં તે મહાન્ આત્મા સાથે ઓતપ્રોત થયો હોય તેમ તેમની પાસે મારા કાંઈ અપરાધ થયા હોય અવીનય થયો હોય તેની ક્ષમા ચાહી હતી અને તેમનો આત્મા મોક્ષ પ્રાપ્ત કરે તેમ ભાવના ભાવી હતી અને શોકમાં મારા જેવા શુદ્ર આત્માનેજ નુકશાન થયું તેમ નહી પરંતુ હીંદનો સુર્ય અસ્ત પામ્યો તેમ મને જણાયું હતું.

શા વીઠલભાઇ હરીચંદ ત્થા પરમાણુંદ માધવજી પાલીતાણા

પરમપૂજ્ય ગચ્છસ્થંભવિધ્વદ્દવર્ય યોગનિષ્ટ જૈનાચાર્ય શ્રીમદ્ બુધ્ધિસાગર સૂરિશ્વરજી મહારાજ કાળધર્મ પામ્યાના ઓચીંતા સમાચાર જાણી અમો ઘણા દીલગીર થયા છીએ. ખરેખર જૈન સમાજને એક મોટા વિદ્વાન્ નરરત્નની ભારે ખોટ પડી છે. તેનું વર્ણન કરવું અશકય છે.

મસાલીઆ લહેરચંદ મંછાચંદ રાધનપુર

મહારાજશ્રીના કાળ કર્યાનો તાર વાંચી ઘણા દીલગીર થયા છીએ. મહાજન તરફથી ગામમાં હડતાલ પાડી છે.

શા. મનસુખલાલ ડાહ્યાભાઇ વઢવાણ કાંપ

ધર્મધુરંધર શાસનના સ્થંભ મહાજ્ઞાની અદભુત યોગી કવિવર યોગનિષ્ટ આચાર્ય શ્રીમદ્ બુદ્ધિસાગર સૂરિજીના સ્વર્ગગમનના સમાચારથી ઘણીજ દીલગીરી થઇ છે. તે મહાપુરૂષ જૈનધર્મની સાચીસેવા સદૈવ બજાવી જૈન શાસનમાં સારૂં અજવાળુ પાડી ગયા છે. અનેક ઉત્તમ ગ્રંથો રચીને ભવીજીવોને મહાન્ ઉપકાર કરી ગયા છે. એટલે એ મહાત્માનું નામ કદી ભુલાય તેમ નથી. એ ઉપકારીને કોણ ભુલે.

× × ×

અત્રે શ્રી સંઘ તરફથી પાખી પાડી શોક પ્રદર્શીત કરવામાં આવ્યો છે. પૂજા આદિ સદ્દગતના આત્માને શાંતી અર્થે અનેક સુકાર્યો થયાં છે.

રમણીકલાલ પુના.

× × ×

મુંબાઈથી ગુરૂ મહારાજના સ્વર્ગવાસનો તાર મળ્યો અને ભારે આઘાત થયો. હવે આવા ગુરૂ મળવા મુશ્કેલ છે. દીલમાં ઘણુજ લાગી આવે છે. આટલો વખત પાસે રહ્યો અને આવા વખતે મારા જેવા કમનસીબને ત્યાં રહેવું ના બન્યું. એ દુર્ભાગ્ય છે, શું લખું ? હીંમતે અને કલમ ચાલતી નથી.

× × ×

તાર મળતાંજ અહીં અને લશ્કરમાં પાખી પાડી હતી પુજા આંગી આદિ સત્કાર્યો ચાલુજ છે. શોકપ્રદર્શન સભા પણ ભરીએ છીએ. શહેરમાં અઠાઇ ઓચ્છવ શરૂ થયો છે. જૈનધર્મનો મોટામાં મોટો થાંભલો જતો રહ્યો.

× × ×

તળેગામમાં પણ પાખી તથા સભા ભરવામાં આવ્યાં છે.

× × ×

અહિંના લોકોને ઘણુંજ લાગી આવ્યું છે અને દેવવંદન આદિ ક્રિયા આચાર્ય શ્રી જયસૂરિજીના હાથથી થઇ છે.

શેઠ અમ્રતલાલ સકરચંદ હિરાચંદ.

અમદાવાદવાળા. મુંબઇ. તા. ૧૩-૯-૨૫

પૂજ્ય આચાર્ય માહારાજ સાહેબના માનમાં તમામ બજારો, જૈન સંસ્થાઓ, પનાલાલ હાઇસ્કુલ, મુળજી જેઠા માર્કેટ, ચાંદી સોનાના, તથા વાસણ બજાર, કે જ્યાં આપણા જૈન ભાઇઓની લાગવગ ઓછી છે તે પણ મહારાજ સાહેબના પ્રભાવથી બંધ રહ્યાં હતાં. આવતી કાલે સવારે ભાયખળે મુંબઇ જૈન સંઘની એક જાહેર સભા આ માટે મળનાર છે. માહારાજ સાહેબના સ્વર્ગવાસના સમાચાર શ્રી ગોડીજીને દેહેરાસરે, મંગળવારે સાંજે ચોઢવામાં

આવ્યા ત્યારે ઓચીંતા આ વજ્રપાતથી લોકોના હૃદય પર ભારે આઘાત થયો હતો. અને લોકોની આંખમાં આંસુ નીકળી પડયાં હતાં. મુંબઈમાં જૈનભાઇઓએ ધાર્યા કરતાં વધુ શોક પાળી સદ્દગત્ પ્રત્યેની પોતાની પૂજ્ય ભાવના બતાવી આપી છે અને મુંબઇ શહેર કે જ્યાં આપણા ભાઇઓની વધું લાગવગ ન હોવા છતાં પણ, આટલાં બધાં બજારો બંધ રહે, અને હડતાળ પડે, તે નવાઇ જેવું ગણાય.

શેઠ હીરાચંદ આશાજી — સુરત સગરામપુરા.

× × ×

પૂજ્ય ગુરૂશ્રીના અવસાનથી હૃદયમાં દીલગીરીનો આઘાત થયો. મહારાજશ્રીનો માયાળુ સ્વભાવ, ઉત્તમ બોધ તપ ત્યાગ વૈરાગ્ય અને ઉત્તમ આત્મજ્ઞાન સાદાઇ નમ્રતા વીગેરે ગુણો મારા હૃદયમાં કોતરાઇ રહ્યા છે. તેમના આત્માને શાંતી મળો.

વકીલ છોટુભાઇ ગુલાબચંદ — સુરત ગોપીપુરા.

× × ×

અમારા અશુભ કર્મના ઉદયને લીધે થોડા વખતથી ગુરૂ મહારાજનાં દર્શન કરી શકયા નહોતા, એ મહાત્માનો આખી જૈનકોમ તથા અન્ય દર્શનીયો પર ઘણો ઉપકાર થયો છે. અને તેની કીમત જો કે તેમના દર્શનનો લાભ લેનારને તો હતીજ પણ હવે તો સર્વ કોઇને લાગ્યા વિના રહેશે નહિ. એ મહાત્મામાં કંઈ અજબ શકતી હતી. તેમનાં જેટલાં ગુણગાન કરીએ તેટલાં ઓછાં છે. આપણ સર્વને તેમની ઘણીજ ખોટ પડશે. બધાનેજ ખોટ પડી છે. એવા ગુરૂ હાલ તો મળવા મુશ્કેલ છે. તેમના પવિત્ર આત્માને શાંતી મળો.

× × ×

સદ્‌ગતના સ્વર્ગવાસના સમાચાર જાણતાંજ અત્રે દેવ વાંદવામાં આવ્યા હતા. તથા શહેરમાં લાઇન્સમાં તથા કતારગામના તમામ દેરાસરોમાં આંગીપુજા કરાવામાં આવી હતી. શ્રી રત્નસાગરજી જૈન વિદ્યાશાળા બંધ રાખવામાં આવી હતી. આદીશ્વર ભગવાનને દેરે તથા બીજે અઠ્ઠાઇ ઓચ્છવો શરૂ છે. ગરીબોને કેરી પુરીનું ભોજન તે દિવસે આપવામાં આવ્યું હતું. આ સંબંધમાં આગળ હીલચાલ ચાલુ છે.

શા. ભોગીલાલ મગનલાલ. સાણંદ તા-૨૦-૫-૨૫

શ્રીમદ્ સદ્‌ગુરૂ પરમપુજ્ય આચાર્ય માહારાજ શ્રી બુધ્ધી સાગરજી સુરીશ્વરના સ્વર્ગવાસના સમાચાર સાંભળી હમો બહુ દીલગીર થયા છીએ. માહારાજ શ્રી જૈન કોમમાં સ્તંભ રૂપ હતા. તેમની ખોટ પુરાય તેમ નથી.

વકીલ દલપતભાઇ પોપટલાલ અમદાવાદ

શ્રી મોહનલાલ ભાઈ! પતાસાની પોળ

પૂજ્ય ગુરૂશ્રી બુદ્ધિસાગરજી કાળધર્મ પામ્યાના સમાચાર જાણી મને ઘણીજ દીલગીરી થઈ છે અને તેઓશ્રીનો વિયોગ અસહ્ય થઇ પડયો છે.

× × ×

પૂજ્ય ગુરૂશ્રીના મારા પોતાના પર ઘણાજ ઉપકારો થએલા છે. મારામાં મારા પિતાશ્રીએ જૈન ધર્મના સંસ્કારોનાં બીજ વાવેલાં છે પરંતુ વિચાર કરતાં શીખ્યો અને અન્ય ધર્મનાં પુસ્તકો વાંચતો થયો અને આપણા ધર્મમાં બીજાના પુસ્તકો પણ વાંચતો થયો ત્યારબાદ મારા વિચારો હાલના કહેવાતા સુધારકો જેવા થઇ ગયા અને તેમ કરતાં હું જૈન ધર્મના માર્ગમાંથી ખસી ગયો. તે વખતે મને જૈન ધર્મમાં દૃઢ કરનાર પૂજ્યશ્રીજ હતા. અને તેવું એક વખત નહિ

પણ ઘણીવાર બનેલું હતું અને તે બધાએ વખતે પૂજ્યશ્રી મને લક્ષમાં રાખતા અને સારા વિચારો સુધારતા તથા મને જૈનધર્મમાં દૃઢ કરતા.

× × ×

મને જો કાંઇ જૈનધર્મનું તત્વ જાણવાની ઇચ્છા થતી હોય અને તેના પર પ્રેમ આવતો હોય તો તે પૂજ્યશ્રીનોજ ઉપકાર છે. અધ્યાત્મ જ્ઞાનમાં મને હાલમાં જે રસ પડે છે તે પણ તેઓશ્રીનોજ ઉપકાર છે.

× × ×

અધ્યાત્મ જ્ઞાનમાં અને દ્રવ્યાનુયોગમાં તેમનો જોટો મળવો મુશ્કેલ છે. તેઓ હંમેશાં રાજયોગમાં રહેતા એમ માનું છું.

તેઓશ્રીની મન વચન અને કાયાના ત્રણેયોગથી પ્રાણી માત્ર ઉપર અત્યંત દયાળુતા તેમજ મૈત્રી ભાવ તેમજ દરેક પ્રાણીનું ભલુ કરવાનું તીવ્ર ઇચ્છા જોઈ હું તો અજાયબજ બની જતો.

તેઓશ્રીને રગેરગે જૈનધર્મની લગની લાગેલી હતી. અને જૈનો દ્રવ્યથી દુઃખી ના થાય તથા નકામો દ્રવ્ય વ્યય ના થાય તેને માટે હંમેશાં ધ્યાન રાખતા અને જૈનો તથા જૈનધર્મની ઉન્નતિ માટે હંમેશા મન વચન અને કાયાથી કાળજીવાળા રહેતા.

× × ×

સંવત ૧૯૮૧ ના ચૈત્ર વદી ૩ ના અરસામાં આપના ઉપર પંદર પાનાનો પત્ર મારી પાસે લખાવ્યો છે હવે મને ભાન આવે છે કે પત્રદ્વારા છેવટનો ઉપદેશ પૂજ્યશ્રીએ મને આપેલો. પોતે પરવારી લઇ જાણે સૌની સાથે છેવટના મળી લેતા હોય તેમ એ પત્રમાં પૂજ્યશ્રીના ઇસારા છે.

પરંતુ તે અજ્ઞાની મનુષ્યની સમજ બહાર હોવાથી કેમ સમજાય ?

ભોજક હરીલાલ ત્રીભોવનદાસ. પાટણ.

જૈનાચાર્ય શ્રીમદ્ બુધ્ધીસાગરજી સૂરીશ્વરજી માહારાજ સાહેબના અકાલ મૃત્યુના સમાચાર તારથી જાણી અમો અત્યંત દીલગીર થયા છીએ.

અમો અત્યાર સુધીમાં ઘણા મુનીરાજોના પરીચયમાં આ-વેલા છીયે. તેમાં સ્વર્ગસ્થ સુરીશ્વરજી માહારાજ પ્રથમ પંકતીના યોગનીષ્ટ, વીદ્વાન સમર્થ કવી, નિંદા વિકથા રહીત, અધ્યાત્મ જીવન ગાળનાર અદ્ભુત યોગી હતા. તેઓશ્રીમાં અનેક સદ્‌ગુણો હતા. તેમજ તેઓશ્રીએ જે જે પુસ્તકો રચેલાં છે તે ખરેખર જૈન તેમજ જૈનેત્તર કોમને ઘણુંજ લાભકારક છે. માહારાજ સાહેબે જે જે પુજાઓ રચી છે. તે અમોએ ઘણે સ્થલે ભણાવેલી છે. તે સાંભલી શ્રોતાજનોને અતી આલ્હાદ ઉપજે છે. માહારાજ સાહેબની ખોટ કોઇ રીતે પુરવાર થઇ શકે એમ નથી. અમો તેઓશ્રીના આત્માની શાંતી ઇચ્છીયે છીએ.

શ્રીયુત માવજી દામજી શાહ. મુંબાઈ.

બાબુ પનાલાલ પુનમચંદ જૈન હાઈસ્કુલ

શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય શ્રીમદ્ બુધ્ધીસાગરસુરી માહા-રાજના સ્વર્ગવાસના સમાચાર વર્તમાન પત્રો દ્વારા જાણ-વામાં આવતાં ખેદ થયો છે. આચાર્યશ્રીના અવસાનથી જૈનસમાજે જેમ પોતાનુ અમુલ્ય રત્ન ગુમાવ્યુ છે. તેમજ જૈનેતર દૃષ્ટિએ પણ ઉદાર વીચારવાન ગુરૂ રત્નજ ખોયુ છે.

શા. બાલાભાઈ જેચંદભાઈ. અમદાવાદ.
ઝવેરી ભોલાભાઈ વીમલદાસ. ,,
માસ્તર હીમતલાલ મગનલાલ. ,,
શા. બાલાભાઇ બાપુજી. ,,

પુજ્ય પ્રાતઃસ્મર્ણિય આચાર્ય મહારાજના સ્વર્ગગમનથી અત્રે હાહાકાર વર્તાઇ રહ્યો છે; અત્રે વદી ૧૦ થી સતાવીશ દીવસનો મહોત્સવ શરૂ થયો છે. અશાડ સુદી ૧૦ ને દીવસે અષ્ટોત્રી સ્નાત્ર તથા સુદી ૧૨ ના દીવસે સુરીશ્વરજીના પગલાંની પ્રતિષ્ટા કરવાની છે.

શા. કસ્તુરચંદ વહાલચંદ પાટણ.

પુજ્ય મહારાજજી સાહેબના સ્વર્ગગમનથી અત્રે સર્વત્ર ભારે દીલગીરી ફેલાઇ છે. અઠ્ઠાઇ મહોત્સવ શરૂ થઇ ગયો છે. તથા મહારાજશ્રીનું સ્મારક ફંડ પણ થયું છે

શેઠ ફુલચંદ ખેમચંદ. વળાદ.

સુર્યસમાન ધર્મધુરંધર યોગનિષ્ઠ શ્રીમદ્ બુદ્ધિસાગર સુરીશ્વરજી મહારાજના સ્વર્ગવાસથી ઘણીજ દીલગીરી ફેલાઈ છે. જૈનધર્મના મહાત્મા પુરૂષની એક મોટી ખોટ પડી ગઇ છે, તેમના આત્માને પરમ શાંતી મળો.

શેઠ તુલસીદાસ જગજીવનદાસ. મુંબાઈ.

યોગનીષ્ટ શ્રીમદ્ આચાર્ય બુદ્ધીસાગરજીનો સ્વર્ગવાસ સાંભલી બહુજ દીલગીર થયા છીયે. મહારાજશ્રીના સ્વર્ગવાસથી મુંબાઇમાં તમામ ધંધા રોજગાર બંધ રહ્યા હતા.

શેઠ. મગનલાલ કકલદાશ. દોશી . પાલણપુર.

ગુરૂ માહારાજના કાળ કર્યાનું જાણી ઘણાજ દીલગીર થયા છીયે. અત્રેના શંઘ તરફથી પુજાઓ. ઓચ્છવ. તથા સભાઓ વીગેરે મુકાર્યો ચાલુ છે.

શેઠ. બાબુલાલ માણેકલાલ પુના.

ગુરૂ માહારાજશ્રી બુધ્ધીસાગર સુરીજી કાલધર્મ પામ્યાના સમાચર સાંભલી અત્રે સંઘમાં તેમજ અમને ઘણીજ ઉદાસી થઈ છે. ગુજરાતી, મારવાડી, કચ્છી, કાઠીયાવાડી વીગેરે સર્વેએ મલી આજરોજ બજારમાં પાખી પાલી છે. અઠ્ઠાઇ ઓચ્છવ શરૂ કરાવ્યો છે. જૈનકોમમાં આજે ઘણી મોટી ખામી પડી છે.

શેઠ ભાઇચંદભાઇ જેચંદભાઇ તથા દયાચંદભાઇ–તથા શેઠાણી.

મુંબાઇ.

ગુરૂ માહારાજ આચાર્યશ્રી બુધ્ધીસાગરજી સુરીશ્વરજીના સ્વર્ગવાસ પામ્યાના સમાચાર સાંભલી ઘણા દીલગીર થયા છીએ. તેમના અમર આત્માને શાંતી મળો એમ ઇચ્છીયે છીયે.

ઝવેરી. ભુરીયાભાઇ જીવણચંદ તરફથી

શેઠ. ફતેચંદ ઝવેરચંદ

પૂજ્યપાદ્ ગુરૂવર્ય શ્રીમદ્ બુધ્ધિસાગરજીસૂરિના સ્વર્ગવાસના શોકજનક સમાચાર સાંભળી અત્યંત ખેદ થયો છે.

સાહીત્ય ક્ષેત્રમાં જીવનપર્યંત સતત્ કાર્ય કરી જૈનપ્રજા ઉપર તેમણે કરેલ ઉપકાર જૈનસમાજ ભવિષ્યમાં દીર્ઘકાળ પર્યંત સ્મરણ કર્યા કરશે. સાધુ જીવનમાં લોકોપકાર માટેની પ્રવૃતી શરીરની દરકાર કર્યાવીના ચાલુ રાખવી એ મહાન્ આત્મા સીવાય બની શકતું નથી.

શેઠ સારાભાઇ ડાહ્યાભાઇ. અમદાવાદ.

શ્રીમાન્ પરમ પૂજ્ય સર્વોત્તમ શ્રમણગુણસંપન્ન આચાર્ય મહારાજશ્રી બુદ્ધિસાગરજીનું અવસાન થયાના ખબરથી ભક્તજનોના હૃદયને ભારે આઘાત થયો છે. ભકતવત્સલ પુજ્યશ્રીના ગુણોનું મનન કરતાં શ્રવણ અને હૃદયને વજ્રાઘાત થાય તેમાં કાંઇ વિશેષ અતિશયોક્તિ નથી. મારા જેવા જીવને એ ભગવાનશ્રીના દેહનાં દર્શનનો લાભ લેવાની તક ન મળી, તેમાં દુર મુંબાઇ હોવાનું કારણ બન્યું, અત્યારે શ્રીમાન્ શ્રીના આત્માને સર્વોત્તમં શાન્તિ મળે એવી ઇચ્છા રાખી હું વિરમુછું.

દા૦ બાલાભાઇ ગટાભાઇ

લલ્લુભાઇ ગુલાબચંદ ઝવેરી. મુંબઇ.

પૂજ્ય ગુરૂવર્ય શ્રી શ્રીમદ્ જૈનાચાર્ય શ્રી બુદ્ધિસાગરજીના અકાલ દેહોત્સર્ગના ખેદજનક સમાચાર અત્રે ગઇકાલે સાંજના સાંભળી અમો ઘણા દીલગીર થયા છીએ-તેઓશ્રીએ દેશના જુદા જુદા ભાગોમાં વિહાર કરી પોતાની અમૃત વાણીથી અનેક શહેરો અને ગામોના સંઘો ઉપર અનહદ ઉપકાર કરેલા છે. તેઓશ્રીની ધર્મને અંગે સાહિત્ય અને અધ્યાત્મજ્ઞાનને અંગેની સેવાઓ અનુપમ છે. અને તે માટે જૈન સંઘ હંમેશ તેઓશ્રીનો પરમ આભારી રહેશે. તેઓશ્રીની "અહિંસા" માટેની લાગણી પણ સર્વોત્તમ હતી. તેઓ સ્થળે સ્થળે માંસાહારી તેમજ અન્ય કોમોવાળાને વિહાર દરમિયાન પ્રતિબોધ કરતા હતા. તેઓશ્રીના દેહોત્સર્ગથી જૈનસમાજને અત્યંત ખોટ થઇ છે અને તે પુરાવી અશકય છે. સંસાર અસાર છે. જેટલો સંબંધ હોય તેટલોજ કામ આવી શકે છે

દા૦ મગનલાલ.

શેઠ અમૃતલાલ કેવળદાસ. મુંબાઇ તા. ૧૦-૬-૨૫
ગીરગામ સેન્ડહરસ્ટરોડ.
મોરારજી ગોકળદાસ બીલ્ડિંગ

શ્રી આચાર્ય મહારાજશ્રી બુદ્ધિસાગરજીના એકદમ દેવગત થયાના સમાચારજાણી અમો તથા અમારા ઘરમાંથી પણ સર્વે ઘણાંજ દીલગીર થયાં છીએ. અમોએ દીન ૨ પહેલાં કાગળ પણ લખીને તબીયતના સમાચાર પુછાવ્યા હતા. અમોને આવી ખબર હોત તો દીન ૨-૩ પહેલાં ત્યાં આવી જાત તો અમોને છેવટનાં તેમનાં દર્શનનો લાભ પણ થાત. વળી અમોને ગઇ કાલે સાંજે ખબર મલી હતે તો રાત્રે અત્રેથી મેલગાડીમાં નીકળી બપોરે ત્યાં આવત તો તેમના અગ્નિદાહ વખતે પણ અમોને ત્યાં હાજર થવાનો લાભ પણ મલત. મહુડીના મહાજને ગઇ કાલે અત્રે અમોને તારમાં ખબર આપી હતે તો અમો તરત ત્યાં આવીને જે લાભ લેવાનો હોત તે લઇ શકત. બનવા કારણ આગળ કોઇનો ઉપાય નથી. અમોને છેવટની વખતે કંઇપણ લાભ મળી શકયો નહીં. તેના માટે અમોને ઘણુંજ લાગી આવે છે. આવા મહાત્માજીની એક મોટી ખામી પડી છે તે ખોટ કોઇ રીતે પુરી શકાય તેમ નથી. તેમના ગુણો વિશે જેટલું લખીયે તેટલું થોડું છે.

લી. સેવક અમૃતલાલ કેવળદાસ.

શેઠ ગુલાબચંદ આણંદજી. ભાવનગર.

પરમ ઉપગારી ગુરૂ મહારાજશ્રી બુદ્ધિસાગર સૂરીશ્વરજીનો સ્વર્ગવાસ થયાની ખબર સાંભળી બહુ દીલગીરી થઈ છે. આવા સમર્થ સાધુ આકાળમાં બહુજ જુજ છે તેમાં જે ખાદ સંઘને પડે છે તે ન પુરાય તેવી છે. તેઓ વિદ્વાન્ સાક્ષર ચારિત્ર શુધ્ધ રીતે પાલન કરનાર શુરવીર આદર્શ મુનીમહારાજ હતા. એમણે કાવ્યો તથા પુસ્તકોનો પ્રચાર કરવામાં બહુ સારો લાભ આપેલ છે. ગુરૂકુલની સંસ્થાને નવું આદર્શ જીવન આપવાની તેમના હૃદયની શુભલાગણી

ને અને પ્રેરણા અત્યુત્તમ હતાં. એવાં એવાં અનેક શુભકાર્યો તેમણે કરી આ દેહના અંત સમય સુધી જીવન કૃતાર્થ કર્યું છે. તેમના પ્રેરેલાં આદરેલાં બતાવેલાં કહેલાં જે જે કાર્યો છે તે તમામ ને વધુ બલ મળો અને સદ્‌ગત્ પરમ ઉપગારી ગુરૂમહારાજને પરમ-શાન્તિનો માર્ગ નજીકમાં મલો તેમ હું ઇચ્છુ છું એજ વિનંતિ.

લી. સેવક ગુલાબચંદ આણંદજી ની ૧૦૦૮ વાર
વંદણાસ્વીકારશોજી.

मोरवी

योगलिखीतंग मोरवीसे नगरशेठ चिक्रमचंद्र अमृतलाल. वज्रपातरुप जैनसमाचारद्वारा यह खबर सुनी की आचार्य सूरिश्वर बुद्धिसागरजीका स्वर्गवास हो गए. केसा गजब किया के पेसे २ रत्न पुरुषोंको उठा २ के अपनी कचहरी भरते है ! तो क्या फीर भी तेरे पास कमी रह गई के उत्तम २ रत्न समान पुरुषोंको तो ले गया, और कोई जगतका उद्धार करने वाले और जैनधर्मको दीपानेवाले अनुभवी रहे तो उसको भी नहीं छोडता है पेसा अन्याय अब तुझे नहीं करना चाहिए! इतनेमें पालनपुरसे घुमता हुवा आपका पत्र मिला.

लिखी. नगरशेठ विक्रमचंद्र अमृतलाल.

મણીલાલ નથુભાઇ દોસી — અમદાવાદ.

ગઇ કાલે સયાજીવિજય વાંચતાં "જૈનાચાર્ય શ્રીમદ્ બુદ્ધિસાગરજી નો સ્વર્ગવાસ" એવું મથાળુ નજરે પડ્યું. કેટલાક વખતથી તેમની તબીયત નરમ હતી એમ મારા સાંભળવામાં આવ્યું હતું પણ હું તેમને મળી શકું તે પૂર્વે તો તેમના કાલધર્મ પામ્યાના સમાચાર મળ્યા એટલે તેમને સ્થુલદેહે મલવાની ઇચ્છા તો મનમાંજ રહી ગઇ. જે વસ્તુ આપણા હાથમાં નથી. ત્યાં નિયતિને વશ થયા વિના છુટકો નથી, તેમના અવસાનથી જૈનપ્રજાએ એક હીરો

ગુમાવ્યો છે. સાહિત્યને પોતાના એક ભક્તની ખોટ પડી છે. તેમના અનેક મિત્રોને સાચા સલાહકારની ખામી જણાઇ છે. જૈનધર્મ પ્રત્યે બધી કોમના મનુષ્યોનું વલણ થાય તે માટે તે રાત દિવસ મથી રહ્યા હતા. અને પોતાના હાથમાંથી કલમ તો કવચિત જ છોડતા હતા. જૈનપ્રજાના ભાવી કલ્યાણને વાસ્તે અનેક વિચારો કરતા હતા. પણ જ્યાં ત્યાં કુસંપ દેખી તથા લોકોની તેમની સલાહ પ્રમાણે ચાલવાની મંદતા જોઇ ઘણીવાર નીરાશના ઉદ્ગાર તેમના મુખમાંથી નીકળી પડતા હતા. એટલે છેવટે સ્વસુધારણા તરફ તેમનું ચિત્ત વધારે ખેંચાયું હતું. છતાં જૈન કોમના ઉદયના પ્રશ્નો કોઇ ચર્ચતું હોય તો તેમાં તે રસભર્યો ભાગ લેતા હતા. તેમની ઘણી ઉંચ ભાવનાઓ મનમાં ને મનમાં રહી ગઈ. આપણે ખરા હૃદયથી એવીજ પ્રાર્થના કરીશું કે તેઓશ્રી જન્મ લે ત્યારે એવા સંજોગોમાં તેમનો જન્મ થાય કે જ્યાં તેમની ભવ્ય ભાવનાઓ સફલ થવાનો પ્રસંગ મલે. આપણે કહેવું જોઇએ કે તેમણે તેમના કર્તવ્ય ક્ષેત્ર પ્રદેશમાં તેમનાથી બનતું કર્યું છે. અને પોતાના આત્મ પ્રકાશને માટે રાતદિન પ્રયત્ન કર્યો છે. આપને હું શું લખી શકું ? આપ ઘણા વર્ષથી તેમના નીકટ પરીચયી હતા. આપના એ ગુરૂવર્ય હતા. તે તો પોતાના કેટલાક અપૂર્વ ગુણોને લીધે તથા લખેલાં સંખ્યાબંધ પુસ્તકોને લીધે પોતાનું નામ અમર મૂકતા ગયા છે, છતાં પાછળ રહેલા તેમના ભક્તો શિષ્યો તથા અનુયાયીઓની ફરજ છે કે તેમણે તેમનું નામ ચિરસ્થાયી રહે તેવું કાંઇ સ્મારક કરવાને પ્રયત્ન કરવો જોઇએ.

લી૦ સેવક મણિલાલ નથુભાઇ દોશી બી. એ.

અમદાવાદ હાજા પટેલની પોળ.
પાછીઆની પોળ તા. ૧૦-૬-૨૫

અમદાવાદથી લી૦ બાલાભાઇ અમરતલાલ બીજું ગઇ કાલ રોજ શ્રીમદ્ બુદ્ધીસાગરજી મહારાજ શ્રી દેવગત થયાનું જાણી અતરે જૈનભાઇઓને અને બેનોને ઘણીજ દીલગીરી થઇ છે અને આ હકીકત બે કલાકમાં અમદાવાદ શહેરમાં પસરી ગઇ હતી જો કે શ્રી બુદ્ધિસાગરજી જેવા વિરલા પુરૂષો હવે આ કાલમાં ભાગ્યેજ થઇ આવશે. જો કે મહુર્મના દર્શનની આતુરતા આજ લગભગ ૧૫ દિવસથી થએલી પણ મારા કમનસીબના ભાગ્યેજ તેમના દર્શન માં અંતરાય પડેલો. લી૦ બાલાભાઇ અમૃતલાલ ( અમદાવાદ )

મુંબાઇ

ભાંખરીઆ ભાઇઓ ! તા૦ ૧૦-૬-૨૫

મુંબાઇથી લી૦ શા૦ મણીલાલ અમથાલાલ એન્ડ બ્રધર્સ ભાંખરીઆ. ગઇકાલ રોજ તાર સાંજના ચાર વાગે મળ્યો હતો. શાસ્ત્ર વિશારદ યોગનિષ્ઠ આત્મજ્ઞાનદિવાકર જૈનાચાર્ય શ્રીમદ્ બુદ્ધિસાગર સૂરીશ્વરજી મહારાજના કાલધર્મ પામ્યાના સમાચાર જાણીને અત્યંત દીલગીર થયા છીએ. ને જૈન કોમમાં એક મોટી ખોટ પડી છે. પણ આપણો ઉપાય નથી. સર્વે બજારોમાં ખબર આપવામાં આવી હતી. ને અમારા ભાઇ અમથાલાલ ગઇકાલ રોજ મેલમાં નીકળી તમારી તરફ આવેલા છે. આજરોજ, ચાહ બજાર, કરીઆણા બજાર, ખાંડ બજાર, ત્રાંબા કાંટો તથા સોના ચાંદી બજારો બંધ રાખવામાં આવેલ છે. આવતી કાલે મારકીટ તથા સરાફ બજાર બંધ રહેશે તા. ૧૦-૬-૨૫.

લી૦ શાહ ચંદુલાલ નગીનદાસ.

વ્ય રા.

રા. મુરબ્બી ધર્મનિષ્ટ વકીલ સાહેબ મોહનલાલભાઈની સેવામાં હાલમાં હું અહીઆં છું. આપે આપેલાં પુસ્તક પૈકી માત્ર એકજ "યોગ દીપક" વાંચી રહ્યો છું. બીજાં પણ અવકાશ મળે તેમ શાંતિથી વાંચવાની ઉમેદ છે "યોગદીપકના" વાંચન પછી મુનિરાજ શ્રીમદ્ બુદ્ધિસાગરજી પ્રત્યે મારો જે આદર ભાવ હતો તેમાં એટલો બધો વધારો થયો છે કે હવે તો તે આત્મવિલાસી યોગીને મળી રૂબરૂ વધુ લાભ મેળવી લેવાની તીવ્ર જીજ્ઞાસા થઇ છે. ઇશ્વર પ્રસંગ આપશે ત્યારે સહજ તેમ થશેજ.

લી૦ સેવક દયાળજી ડા. દેશાઇના પ્રણામ.

મુંબઇથી લી૦ અમ્રતલાલ સકરચંદ.

મહારાજ સાહેબનાં કાલધર્મ પામ્યાના સમાચાર જાણી જીવને અત્યંત ખેદ થયો છે. અને તે નીમીતે અતરેના ગોડીજીના દહેરાસરમાં સુરતના મહાજન તરફથી પૂજા ભણાવવામાં આવી હતી. એજ

શેઠ જગાભાઇ દલપતભાઈ અમદાવાદ.

મારાથી કાગળ લખ્યા સિવાય બીજો ઉપાય નથી ને શું લખવું તે સૂજતું નથી તે છતાં લખું છું તે ક્ષમા કરશો. હું આપને પહેલાં મળ્યો પછીથી અગિયારશે આબુ ગયો હતો ત્યાં મહીનો રહ્યો ને પછી અંબાજી અને કુંભારીઆજી અને પાલણપુર બે દિવસ રહી ઘેર આવ્યો છું. મારા ઉપર અત્રેથી મારા ગુમાસ્તાએ મહારાજ સાહેબનો કાગળ હું તથા મણીલાલ કયાં છીએ તે બાબત આવ્યો હતો. તે સમાચાર મને આબુથી આવ્યાબાદ અંબાજી ગયા પહેલાં મળ્યા. તરતજ મેં મહારાજ

સાહેબને કાગળ લખ્યો. પણ તે વખતે મને કાંઇ પણ ખબર તેમના મંદવાડની નહોતી તેથી મારા કમનશીબે મેળાપ પણ થઇ શકયો. તે વાત સંભાળેથી શું થાય છે તે હુંજ જાણું છું.

લી. જગાભાઇ.

મંગળદાસ તથા સારાભાઈ મુંબાઇ.

ગુરૂશ્રી આચાર્ય શ્રીમદ્ બુદ્ધિસાગરજી સ્વર્ગગત થયાથી હમોને દરરોજ દીલગીરી થયા કરે છે. એવા મહાન્ પુરૂષ જેવા નામ તેવા ગુણવાલા આલોક કે પરલોકની અંદર હમને ફરીને મલવા મુશ્કેલ છે. હમારૂં તેમજ અમારા ગામનું તેમજ દરેક જૈન બન્ધુઓના છત્રરૂપ હતા. વળી હમારા કમનશીબે તેમનાં દર્શન કરવા પણ અમો શક્તિમાન થયા નહી જ્યારે જ્યારે જે જે ટાઇમે શ્રીમદ્ આચાર્ય શ્રીબુદ્ધિસાગરજીનું નામ યાદ આવે તે વખતે દીલગીરી થયા કરે છે. તે હવે પળે પળે યાદ આવ્યા કરે છે. એવા દેવ જેવા ગુરૂનો સમાગમ થવો હવે મુશ્કેલ છે.

મંગળદાસ તથા સારાભાઇ

મશાલીઆ લહેરચંદ મંછારામ રાધનપુર.

બીજું મહારાજ સાહેબના કાળધર્મ પામ્યાના સમાચાર અત્ર તારથી મળેલ હતા. વાંચી ઘણાજ દીલગીર થયા છીએ. દેવનંદન ઉપાશ્રયે થયું હતું બીજે દિવસે મહાજન તરફથી પાખી પાળી હતી

ચંદુલાલ ડાહ્યાભાઇ કલકત્તા

પુજ્ય મુનિ મહારાજ શ્રી. આચાર્ય મહારાજ શ્રી બુદ્ધિસાગરજી મહારાજ દેવલોક પામ્યાની ખબર જાણી ઘણીજ દીલગીરી ઉપજી છે. અને સમસ્ત જૈન સંઘે એક અમૂલ્ય રત્ન ગુમાવ્યું છે.

સમસ્ત સંઘ ઉપર તેઓશ્રીએ કરેલા અનહદ ઉપકારો તથા શ્રી સંઘની ઉન્નતિ માટે કરેલા અત્યંત પ્રયાસો અત્યારે તેઓશ્રીની ગેરહાજરીમાં દરેકને યાદ આવે તે વાસ્તવિક છે.

ચંદુલાલ ડાહ્યાભાઈ

સૂરેંદ્ર                                                  મુંબાઈ.

અમારા પરમપૂજ્ય ગુરૂશ્રી મહદૃપકારી આચાર્ય ભગવાન્ શ્રીમદ્ બુધ્ધિસાગરજી મહારાજશ્રી કાલધર્મ પામ્યાના સમાચાર મારા પ્રવાસમાં છાપાદ્વારા જાણી ઘણો ખેદ થયો છે.

પાટણથી શેઠ નગીનદાસ મંગળચંદ તથા દલપતચંદ તથા અમારી માતાજી. ચંદ્રવિજયજી મહારાજશ્રીએ દેવ વંદાવ્યા હતા. બાદ આજરોજ પાટણ શહેરમાં પાખી પડાવી છે, તથા ચકલે ચકલે ગાયો વિગેરે ઢોરોને ઘાસ નંખાવ્યું છે એજ

દા. નગીનદાસની વંદણા.

આનંદ પ્રેસ                                                  ભાવનગર.

ગઈ કાલે પૂજ્ય આચાર્ય મહારાજ શ્રીબુધ્ધિસાગરજી મહારાજના સ્વર્ગગમનના સમાચાર જાણી અત્યંત દીલગીરી થઇ છે. સ્વર્ગસ્થનું જ્ઞાનધ્યાન અને ચારિત્રનું સ્મરણ ! એ વિશે કંઇ ઓછું કહી શકાય તેમ નથી. ખરે તેમનાજેવા મહાપુરૂષનો વિયોગ જૈનકોમને ગ્લાની કર્તા છે, એક રત્ન ગુમાવેલ છે. પૂજ્ય ગુરૂમહારાજના પવિત્રાત્માને અખંડ શાન્તિ મળો તેવી મારી પ્રાર્થના છે.

લી૦ સેવક ગુલાબચંદ લલ્લુભાઈ.

ઝવેરી મોહનલાલ હેમચંદ મોમ્બે.

મુંબાઈથી લી૦ શા. મોહનલાલ હેમચંદ. આજે અત્યારે આચાર્ય મહારાજ શ્રીમદ્ બુધ્ધિસાગરજીના કાળધર્મ પામ્યાના સમાચાર જાણી અમે ઘણા દીલગીર થયા છીએ. એવા મહાન્ પુરૂષની શાશનમાં એક ખોટ પડી છે.

લી૦ શાહ મોહનલાલ હેમચંદ.

ઝવેરીભુવન વલસાડ.

લલ્લુભાઇ ગુલાબચંદ ઝવેરી.

પરમ પૂજ્ય પરમ ઉપકારી શ્રીમદ્ જૈનાચાર્ય શ્રી બુદ્ધિસાગરસુરીશ્વરજીએ ગઇ કાલે કાલકર્યાંના સમાચાર અત્રે અમોએ ગઈ કાલે સાંજના સાંભળ્યા. પરમ પૂજ્યપરમ ઉપકારી શાંતમૂર્તિ આચાર્યશ્રીના દેવધર્મ પામવાથી જૈનસમાજને ઘણી મોટી ખોટ પડી છે આ ખેદકારક સમાચાર સાંભળી અમોને તથા અત્રેના શ્રી સંઘને અત્યંત દીલગીરી થઇ છે. અત્રેથી દીલગીરી પ્રદર્શીત કરનારો તાર આજ રોજ સવારે રવાના કર્યો છે. જે મળ્યો હશે.

લલ્લુભાઇ ગુલાબચંદ ઝવેરી

ઝવેરી કેશવલાલ ઘેલાભાઈ. નેમચંદ તથા મોતીલાલ

આચાર્ય મહારાજ શ્રીમદ્ બુદ્ધિસાગરજી વિજાપુર મુકામે જેઠ વદ ૩ ને સવારે આઠ વાગે કાળ કર્યાનું જાણી ઘણા દીલગીર થયા છીએ. જૈનકોમમાં મહાપુરૂષની ખામી પડી છે મુંબાઇ સમાચાર પત્ર બુકપોષ્ટથી આપના ઉપર મોકલ્યું છે.

લી૦ ઝવેરી કેશવલાલ ઘેલાભાઇ અમદાવાદ.

સ્વચંદભાઇ ચાણસ્મા.

વિશેષ ગુરૂ મહારાજ શ્રીમદ્ બુધ્ધિસાગરજી મહારાજ સાહેબના કાલ કર્યાના દીલગીરી ભરેલ સમાચાર જાણી ઘણાજ દીલગીર થયા છીએ આ ખબર મળવાથી ગામમાં પાખી પડાવી છે. તથા કાલે સતરભેદી પુજા ભણાવવા નક્કી કર્યું છે.

લી૦ સ્વચંદ.

આગરા

લી૦ આગરાથી પેથાપુરવાળા શાહ સોમચંદ ગોવંદરામ તથા પરી ડાહ્યાભાઇ માણેકચંદ. આચાર્ય મહારાજ કાલ કરી ગયાનો વીજાપુરથી તાર હતો ને સાંભળી અમો ઘણા દીલગીર થયા છીએ. લી૦ શા. સોમચંદ ગોવિંદરામ—આગરા.

આકોલાથી લી૦ પેથાપુરવાલા. બાદ ગુરૂ મહારાજ શ્રી બુધ્ધિસાગરજીના કાળ કર્યાના સમાચાર જાણી ઘણાજ દીલગીર થયા છીએ. તેમના આત્માને શાન્તી મળો તેમ ઇચ્છીએ છીએ.

શા૦ ન્યાલચંદ ફતેચંદ, શા. ફકીરચંદ છનાભાઈ તથા શાહ કેશવલાલ મનસુખરામ-પટવા શરપચંદ હાથી તથા બુધાલાલ મંછારામ.

રાજનગર.

એતાનશ્રી રાજનગરથી શાહ પોપટલાલ શામળદાસ હીમતલાલ અમીચંદ શાહ. રતીલાલ વાડીલાલ, ચમનલાલ સુખલાલ, રતનચંદ મનસુખરામ તથા શાહ ભાઇલાલ નાનાલાલ જત યોગનીષ્ટ બાલ બ્રહ્મચારી શ્રી ૧૦૦૮ સુરિશ્વરજી બુધ્ધિસાગરજીના અવસાનનાં સમાચાર સાંભળી અમો સર્વે અત્યંત દીલગીર થયા છીએ. તેમના આત્માને શાન્તી થાઓ. એવું અમો અંતઃકરણ પુરવક ઇચ્છીએ છીએ.

ઝવેરી ચંદુલાલ મુળચંદ                                    પાલનપુર.

આજે પૂજ્યપાદ ગુરૂ મહારાજ સ્વર્ગ સીધાવ્યાના માઠા સમાચાર સાંભળી ઘણા દીલગીર થયા છીએ. જૈનોના એક મહા પુરૂષની ખોટ પડી ગઇ છે, તેથી વારંવાર ખેદ થાય છે, પરમાત્મા તેમના આત્માને શાંતી આપે તેવી પ્રાર્થના છે.

લી૦ ઝવેરી ચંદુલાલ મુળચંદ.

મોહનલાલ ચુનીલાલ.                                    મુંબાઇ.

બીજું અમો સાંભળી ઘણા દીલગીર થયા છીએ કે શ્રીમાન્ શ્રી બુધ્ધિસાગરજી આચાર્ય મહારાજ કાલધર્મ થયા. તે સાંભળી અમોને ઘણો આઘાત થયો છે. અમો આળસમાં મળવા આવવા રહી ગયા છીએ. પાંચમાં આરામાં હાલના વખતમાં જૈન કોમે એક વીદ્વાન્ ગુરૂ ગુમાવ્યા છે.

વડોદરા.

વડોદરાથી લી૦ ઝવેરી જેઠાલાલ ચુનીલાલ તથા શાંતિલાલ જેઠાલાલ તથા બેન ડાહી અત્રે જેઠ વદી ૫ ને દિવસે હડતાલ પાડી હતી. ને ત્યારથી શહેરમાં તથા અહીં કોઠીપોળે તથા મામાની પોળે અઠ્ઠાઇ ઓછવ ચાલુ થયો હતો તે જાણશો.

વડોદરા.

ઝવેરી જેઠાલાલ ચુનીલાલ વિ૦ લખવાનું કે ગુરૂ મહારાજે કાલ કર્યો તે નીમિત્તે અત્રે વદી ૫ ને દિવસે મહાજન તરફથી આખા શહેરમાં હડતાલ પાડવામાં આવી હતી. અને મામાંનીપોળે તથા કોઠીપોળે તથા શહેરમાં પીપળાશેરીમાં અઠ્ઠાઇ ઓચ્છવ શરૂ થયો છે. તે જાણવા સારૂં લખ્યું છે.

પરીખ નગીનદાસ મનસુખભાઇ. અમદાવાદ.

જત ગઇ કાલરોજ ગુરૂદેવ યોગનિષ્ટ. શ્રીમદ્ બુદ્ધિસાગર સૂરીશ્વરજી કાલધર્મ પામ્યાના અતિશય દુઃખદ્ સમાચાર સાંભળી હ્રદયને પારાવાર દુઃખ ઉત્પન્ન થયું છે. છેવટના ટાઇમે દર્શનનો લાભ પણ હું ન લઇ શકયો. તે હ્રદયને સાલ્યાં કરે છે. ભાવી પ્રબલ છે સર્વને માટે તે રસ્તો એક દિવસ છે. એમ ધારી પૂજ્ય મર્હુમ ગુરૂદેવ તેમના જીવનના ધ્યેય સત્‌ચિત્તઆનંદરૂપ સત્યસ્વરૂપમાં લીન થઇ કૈવલ્યપદ પ્રાપ્ત કરી અખંડ આનંદ અનુભવો અને તેમના અમરાત્માને પરમશાન્તિ પ્રાપ્તથાઓ એમ ઇચ્છુ છું. આજે બાર વાગ્યા પછી ખબર પડી કે દહન ક્રિયા બપોરે બે વાગે થવાની છે અને અત્રેથી ઘણા માણસો ગયા છે. આ ખબર પણ સવારમાં મલી-હોત તો સવારની ગાડીમાં અત્રેથી આવી શકત અને પૂજ્ય ગુરૂ-દેવનાં મૃત દેહનાં પણ દર્શન કરી શકત પણ તે ખબર મોડી મલવાથી હ્રદયને અત્તીશય ખેદ થયો છે. આ કલીકાલમાં તેમના જેવા યોગી પુરૂષો મલવા દુર્લભ છે. અનેક ભક્તજનો યાતો શ્રાવકોને તો આ બનાવથી દુઃખ થાય પણ જૈનેતર પ્રજાને પણ પ્રભુવીરના શાસનનો આસ્તંભ ટૂટી પડતાં અત્યંત ક્ષોભ થયો છે. પણ તેમાં ઉપાય નથી. પ્રભુ તેમના પરમપવિત્ર આત્માને શાન્તિ અર્પો એજ ૐ શાન્તિ.

દા. સેવક નગીન.

મુંબાઇ.

મુબાઇ બંદરથી લી૦ પારી રવચંદ વજેચંદ તથા ભાઇ છોટાલાલ તથા ભાઇ અંબાલાલ તથા ભાઇ બહેચરલાલ વીગેરે બીજું દીલગીરી સાથે જણાવવાનું કે પૂજ્ય યોગનિષ્ઠ પરમપુજ્ય આચાર્ય મહારાજ શ્રી....શ્રી બુદ્ધિસાગરસૂરિશ્વરજી મહારાજ ગયા કાલે સવારે આઠવાગે કાલધર્મ પામ્યા છે. તે સાંભળી અમો ઘણાજ દીલગીરી પામ્યા છીએ અને દીલગીરીનો પાર રહ્યો નથી.

અમે કાંઇ કાગળમાં વિશેષ લખી શકતા નથી એજ સંવત ૧૯૮૧ ના જેઠ વદી ૪

લી૦ રવચંદ વજેચંદ તથા ભાઇ છોટાલાલ

મુંબાઇ.

મુંબાઈથી લી૦ મોહનલાલ ચુનીલાલ ઝવેરી. વિશેષ લખવાને ઘણીજ દીલગીરી થાય છે, જે પુજ્ય ગુરૂ મહારાજશ્રી બુદ્ધિસાગરજી સૂરીશ્વરજી સ્વર્ગવાસ પામ્યા, તે ખબર જાણી હું ઘણોજ દીલગીર થયો છું. ઓચિન્તુ ગુરૂ મહારાજને શું થઇ ગયું ? મને જો વખતસર આપના તરફથી સમાચાર મળ્યા હોય તો જરૂર ગુરૂજી પાસે આવીને દર્શનનો લાભ લેત પણ હું કમભાગ્ય જેથી શ્રી ગુરૂ દર્શનનો છેવટમાં ભાગ લઈ શકયો નથી. ગુરૂજી મારા પરમ ઉપકારી હતા, અને તેઓ મારા ઉપર અત્યંત કૃપા રાખતા હતા. સંદેહો તેઓને પૂછીને દૂર કરતો હતો. તેની આપસાહેબને ખબર છે. છતાં મને તેમની નરમ તબીયતના સમાચાર આપના તરફથી મળ્યા નહીં તે ઘણુંજ દુઃખનું કારણ થઇ પડયું ને ભાવી બનવાનું બની ગયું. લી૦ મોહનલાલ ચુનીલાલ મુંબઇ.

ખંભાત.

ખંભાતથી લી૦ દીપચંદ પાનાચંદ, બકોરદાસ રતીલાલ વીગેરે

પત્ર મળ્યો વાંચી ઘણાજ દીલગીર થયા છીએ પરમ પૂજ્ય આચાર્ય શ્રી બુદ્ધિસાગરજી કાલધર્મ પામી સ્વર્ગે સિધાવ્યા તે વાંચી મનને ઘણોજ આઘાત થયો. લાચાર તેઓશ્રી જૈન કોમના એક અનુપમ સાક્ષર વિદ્વાન્ હતા. તેમના અવસાનથી કોમમાં ખરેખર ખોટ પડી છે. આવાં પુરૂષોની ગેરહાજરીથી જૈનની પડતી જણાય છે. કાલની ગતી ગહન છે તેમાં ઉપાય નથી. લાંબા વખતથી જણાય છે કે ગયેલા પુરૂષોની જૈન કોમમાં ખોટ પુરાતી નથી પરંતુ આચાર્યશ્રીજીની ખોટ તો ભારે પડી છે,

॥ શ્રીહરિ ॥

વસો શ્રી હરીમંદીર તા. ૧૧-૬-૨૫

માસ્તર વ્યાસ ગોરધન લલ્લુરામ. ગઈ કાલે શ્રી બુધ્ધિસાગરજી ગુરૂદેવ શ્રી હરિ થયા તેવા માઠા સમાચાર મલવાથી વસોમાં ભારે ગમગીની ફેલાઈ હતી ને હડતાલ પાડવામાં આવી હતી. મહારાજ શ્રી મહાન્ બુધ્ધિશાલી હતા તેમજ પક્કા વિદ્યા વિલાસી હતા તથા દરેક જગ્યાએ સદ્બોધ આપી ઘણાઓનાં મન જીતી લીધાં હતાં. એવા મહાન્ પુરૂષ આ પૃથ્વીમાંથી ઉપડી જવાથી ભારે ખોટ પડી છે.

મુંબાઈ

ગુરૂ મહારાજ યોગીનિષ્ટ બાલ બ્રહ્મચારી આચાર્ય શ્રીમદ્ બુધ્ધિસાગરજી મહારાજના દેવગતના સમાચાર સાંભળી હું. નહી પણ આખો જૈન સમુદાય દીલગીર છે. જૈન કોમમાં મહારાજ સાહેબની મોટી ખોટ ગઇ. અતરે ભાયખલે પન્યાસજી શ્રી લલીતવિજયજીના પ્રમુખપણે સંઘ તરફથી જાહેર સભા ભરી તેમના ગુણગાન ગાઈ દીલગીરી બતાવી હતી ને જીવ દયાની ટીપ થઇ જેના હું જીવ છોડાવી આવ્યો હતો ને બપોરે પૂજા ભણાવી હતી એ સહેજે જાણવા લખું છું.

લી૦ ડાહ્યાભાઇ ન્હાલચંદ

ગાંધી આત્મારામ સાણંદ,

આચાર્યશ્રીના સ્વર્ગગમનના સમાચારથી થએલી દીલગીરી. આચાર્યમહારાજશ્રી બુદ્ધિસાગર સુરીશ્વરજી મહારાજના દેહોત્સર્ગની ખબર મળતાં ગાયોને ઘાસ નાંખવામાં આવ્યું હતું અને શ્રી પદ્મ પ્રભુજી મહારાજના દેરાસરે ત્રણ દીવસ પુજા ભણાવવામાં આવી હતી. અત્રેથી ગુરૂશ્રીના અગ્નિ સંસ્કારની ક્રીયામાં ભાગ લેવાને મોટી

સંખ્યામાં માણુસો ગયા હતા. જેઓએ ગુરૂશ્રીની પાલખી ઉપાડવામાં તેમજ સ્મારક ફંડમાં બાવીસો રૂપીઆ ભર્યા હતા. તેઓશ્રીના સ્વર્ગગમન નીમીત્તે શ્રી પદ્મપ્રભુજી મહારાજના દેરાસરે જેઠ વદી ૧૧ થી અષ્ટાન્હીકા મહોત્સવ શરૂ કરવામાં આવ્યો હતો અને સમવસરણની રચના કરવામાં આવી હતી, દરરોજ ગુરૂશ્રીની બનાવેલી પુજાઓ ભણાવવામાં આવતી હતી. પુજામાં આચાર્ય શ્રી વિજય સીધ્ધી સુંરીશ્વરજી તથા મનહરવીજયજી ગણી ત્થા શ્રાવકો ત્થા સાધવીઓ ત્થા શ્રાવીકાઓ મોટી સંખ્યામાં હાજર રહેતાં હતાં. દરરોજ જાતજાતની આંગીઓ બનાવવામાં આવતી હતી, આંગી રચવા માટે અમદાવાદથી મોતીલાલભાઈ આવેલા હતા, ગામનો ઉત્સાહ અપૂર્વ હતો. તેઓશ્રીના સ્મરણની વાર્ષીક તીથીએ કાયમ પુજા ભણાવવા ત્થા .તે દિવસે સાગર ગચ્છને જમણ આપવા અત્રેના આશારામ ઘેલાભાઈએ રૂ. ૨૫૦૦) શ્રી સાગરગચ્છને અર્પણ કર્યા છે. અષ્ટાન્હિકામહોત્સવમાં બેન્ડવાજુ પણ લાવવામાં આવેલ હતું. ઘણી ભકિતપૂર્વક પૂજા ભણાવવામાં આવતી હતી.

લી૦ સેવકો.

ગાંધી આત્મારામ ખેમચંદ.

મહેતા દલસુખભાઇ ગોવીંદજી.

વરસોડા.

વિ. સદ્દગુરૂ મહારાજના સ્વર્ગવાસથી અત્રેના સંઘમાં અત્યંત દીલગીરી થઈ હતી, અમારો મુખ્ય આધાર ગુરૂ મહારાજ ઉપર હતો, અત્રે અઠ્ઠાઈ ઓચ્છવની અશાડ શુદી ૨ થી શરૂઆત અને અશાડ સુદી ૧૦ પુર્ણાહુતી થઈ છે.તે પ્રસંગે અત્રે સંઘે અમારા ગામના પ્રમાણમાં બહુ સારો ભાગ લીધેલ હતો. અમારા જેવા અવિવેકી અને અજ્ઞાનોને ગુરૂ મહારાજે વખતો વખત પધારી જે જે ઉપકાર કર્યા છે તે ભૂલી શકાય તેમ નથી. ગુરૂ મહારાજને આ ગામ પ્રિય હતું. લી૦ નાથાલાલ.

ગાંફ.: તા. ૧૫–૨–૨૫

પરમ પવિત્ર શ્રીમાન્ આચાર્ય મહારાજ શ્રી બુદ્ધિસાગરજી સુરીશ્વરજી દેહમુક્ત થયાનો પત્ર આવ્યો તેથી આ અજ્ઞાની જીવને ઘણીજ દીલગીરી થઇ ને તે નિમિત પરમ કૃપાળુ પરમાત્માનું ધ્યાન ધરી આત્માને શાંત પાડયો. અત્રેના અમારા સ્નેહી વર્ગમાં સમાચાર જણાવતાં સરવે એ દીલગીર થઇ ઘડીભર પ્રભુધ્યાનમાં ચીત્ત પરોવ્યું. સદ્‌ગત ગુરૂ મહારાજે મારા ઉપર તથા પ્રાંતિજના સંઘપર ઘણોજ ઉપકાર કર્યો છે. પ્રભુ સરખા ગુરૂ મહારાજ નીરંતર ધર્મ લાભની આશીશ દેતા સાંભળ્યોજ કરે છે.

મથુરભાઈ.

નડીઆદ નાગરવાડો તા૦ ૨૪–૬–૨૫

પૂજ્યપાદ શ્રી બુદ્ધિસાગરજી મહારાજના દેહોત્સર્ગના સમાચાર સાંભળી પારાવાર ખેદ થયો છે. જેવાએ ગુરૂ હતા; તેવા ત્યાગી છતાં મહાત્મા હતા. મારા પ્રતિ સામિજીનું મમત્વ ? મને દર્શન આપવા પારાવાર કષ્ટ વેઠી નડીઆદ રસ્તામાં આવે તેવો તેમણે કરેલો વિહાર અને છેલ્લા મને તેડાવવાના પોતે લખેલા પત્રો એ તાજા–પ્રસંગો જયારે યાદ આવે છે ત્યારે તેમના અંતિમ દર્શનનો મને લાભ ન મળ્યો ત્યારે એમ લાગે છે કે કર્મ કરતાંય પ્રારબ્ધ બલવત્તર છે. આ પત્ર લખું છું ત્યારે તેમની પવિત્ર છાયા આંખ આગળ તરવરે છે. સં૦ ૧૯૧૧ પછીના બધા પ્રસંગોનું સમરણ કરાવે છે.

જયન્તિલાલ મોરારજી

સુમનકાર્યાલય નંબર. ૧૩
ચોપાટી મુંબાઈ. તા૦ ૧૧-૫-૨૫

યોગનીષ્ટાચાર્ય મહારાજશ્રી બુદ્ધિસાગરજીએ દેહત્યાગ કર્યાના શોક સમાચાર જાણી હૃદયને દુઃખ થાય છે. હૃદયને દુઃખ થવાનું કારણ એજ છે કે એમના ગુણો મેં મારા બીજા સંબંધીઓ જોડે સાંભળ્યા હતા અને એમની છબીનાં દર્શનથી મને કોઈ મહાત્મા હોય એમ ભાન થયું ને ભાઇ હીરાલાલ મારફતે મેં જાણ્યું કે એમણે ૧૦૮ પુસ્તકો રચ્યાં છે એજ એમની સુંદરમાં સુંદર યાદી. એજ એમના જીવનનું સુવર્ણ સામ્રાજ્ય. એજ એમના જીવનનો ઇતિહાસ. જગત્ ૧૦૮ પુસ્તકો વાંચે વિચારે અને એમના જીવનની નકલ કરી પોતાનું જીવન આદર્શ કરે. જૈનધર્મમાં દરેક સાધુ શ્રી બુદ્ધિસાગરજીની તુલે આવે અને અહિંસાપરમોધર્મનો ધર્મધ્વજ અખીલ ધરણી પર ફરકાવે. પ્રભુ એમના આત્માને અખુટ શાંતિ આપો અને આશીર્વાદનો વરસાદ વરસે એમ હું અંતઃકરણ પૂર્વક પ્રાર્થના કરૂં છું. એજ અરજ

લી૦ ઈશ્વર.

મુંબાઈ.
પાયધુની ત્રાંબાકાંટા તા૦ ૧૦-૬-૨૫

પરમ પૂજ્ય શ્રી જૈનાચાર્ય બુદ્ધિસાગરજી મહારાજ કાલધર્મ પામ્યાના સમાચાર સાંભળીને મારા જીવને પારાવાર ખેદ ઉત્પન્ન થાય છે. હું નિર્ભાગ્ય હોવાથી મારાથી કંઇપણ લાભ લેઈ શકાયો નથી. આજે અમારો સુતર બજાર બંધ રાખ્યો હતો એટલે આખો ત્રાંબાકાંટો બંધ રહ્યો હતો અને નવાણું પ્રકારની પૂજા આડંબરથી ભણાવવામાં આવી હતી. અને શ્રીફળની પ્રભાવના પણ કરી હતી. તેમાં ચડાવાના પૈસા સારા થયા હતા. આજે સાંજરે ભાવના પણ છે. આંગી લાખેણી રચાવેલી છે જણાવવા માટે લખું છું જેઠ વદી ૪ બુધવાર.

લી૦ વાડીલાલ દોલરામ

બાલાભાઈ ભાઈલાલ                                                    ખેડા.

આચાર્ય મહારાજ શ્રીમદ્ બુદ્ધિસાગરજીના સ્વર્ગવાસનો પત્ર વાંચી અત્રેનો સંઘ ઘણો દીલગીર થયો છે અને સંઘે સારી રીતે પાખી પાળવામાં સારો આદર બતાવ્યો છે. હડતાલ જેવી પાખી પાળી છે. આચાર્ય મહારાજ જૈન ધર્મના મુગટ સમાન હતા એઓ સાહેબની ખોટ હાલના જમાનામાં જૈન સંઘમાં કોઇ પણ પુરનાર નથી. એજ

તા૦ ૯–૬–૨૫

મહુધા.

વિ૦ કોણ ધારતું હતું કે આમ એકાએક અણધારેલા અશુભ સમાચાર અત્રે આવી પહોંચશે. માનનીય પૂજ્ય સદ્‌ગુરૂશ્રીના કાલ ધર્મના સમાચાર આજે મળ્યા. દિલગીર છું પણ ઉપાય શું કરૂં ? તેમના જેવા પવિત્ર આત્માને માટે બીજો વિચાર શું કરાય ? તેમના આત્માની શાન્તિ અર્થે જે બને તે કરવું એજ

લી૦ મણીલાલ.

પુના સીટી લૉ કોલેજ

દેસાઇ ચુનીલાલ દુર્લભદાસ

શ્રીમદ્ આચાર્ય પ્રભુજી બુદ્ધિસાગરજીસૂરીએ અમરાપુરવાસ કીધા પછી મારો જૈન તત્વજ્ઞાનના લાભનો ઝરો એકાએક વહેતો બંધ થયો છે. જૈન ફીલોસોફીના ઉદાર અને દયા યુક્ત સિદ્ધાન્તોએ તે પ્રભુશ્રીના સત્સમાગમથી મારા હૃદય ઉપર ઉંડી શુભ અસર કરી છે. હવે તેઓશ્રીના ઉત્તમ વિચારોની છાપની અસર હરદમ ચાલુ રાખવા તેઓશ્રીનાં પવિત્ર પુસ્તકો છે. એમ હું નમૃતા પૂર્વક માનું છું.

વિર્નુપંતજી પાટણ.

અત્યંત દીલગીરી સાથે મનમાં ઘણુંજ દુઃખ થાય છે કે આચાર્ય ગુરૂ મહારાજ શ્રી બુદ્ધિસાગરજી દેવલોક થયા. તે જાણી ઘણોજ દીલગીર થયો છું, પણ એમના આત્માને પરમેશ્વર સુખી અને સંતોષીત રાખે. એમણે એમના દેહનું સદા કર્તવ્ય બજાવ્યું છે. એજ

શા૦ ડાહ્યાભાઈ ઘેલાભાઇ મુંબાઇ.

ગઇ કાલ સાંજના ચાર વાગે શેઠ નગીનદાસ રાયચંદ ઉપર આચાર્ય મહારાજ શ્રી બુદ્ધિસાગર સૂરિશ્વરજી કાલ કર્યાના સમાચારનો તાર મળ્યો જે સાંભળી અમો ઘણા દીલગીર થયા છીએ ને તે દીલગીરીનો વળતો તાર ગઇ કાલ કીધો છે. વળી અત્રે મહારાજ સાહેબ કાલ કર્યાના સમાચાર સાંભળી આજે ખાંડબજાર તથા મુડીબજાર તથા તાંબાકાંટો તથા કરીઆણા બજાર વગેરે ઘણાં બજાર બંધ છે.

દા. ડાહ્યાભાઈ ઘેલાભાઇ.

ચીમનલાલ ડાહ્યાભાઇ. તાંબાકાંટા મુંબઇ નં. ૩

આચાર્ય શ્રી યોગનીષ્ટ શ્રીમદ્ ગુરૂ શ્રીમદ્ બુદ્ધિસાગરજી સૂરીશ્વરજી સાહેબના કાળધર્મ પામ્યાના સમાચાર મલવાથી અમોને આજે ઘણીજ દીલગીરી ઉત્પન્ન થઇ છે, આંજે અત્રેના સુતર બજાર તેમજ બીજાં બજારો બંધ રાખી પાખી પાળવામાં આવી છે. તેમજ પૂજા ભણાવવામાં આવી છે, તથા પ્રભાવના આંગી વિગેરે ધર્મકાર્ય યથાશક્તિ કરવામાં આવ્યાં છે. મહાન્ ગુરૂશ્રીની આજે મોટી ખોટ પડી છે તેનાં માટે ઘણીજ દીલગીરી થઈ છે આજે તાર પણ કર્યો છે.

પ્રતાપ ચુનીલાલ.

પાલાંઠ.

ભુરીઆભાઈ જીવણચંદ તથા શેઠાણી તથા ભાયચંદભાઈ તથા દયાચંદ તથા દીપચંદ.

વિશેષ આચાર્ય શ્રી બુદ્ધિસાગરજી સુરીશ્વરજી કાળધર્મ પામ્યા તે સમાચાર સાંભળી અમો ઘણા દીલગીર થયા છીએ. અમોને તથા જૈન કોમને મોટી ખોટ પડી છે એમના આત્માને શાંતિ મલો. લી૦ ભુરિયાભાઇ જીવનચંદ.

મોરબી જેઠ વદી ૬

મોરબીથી લી૦ શ્રાવીકાબાઈ મણી તથા મોંઘીબાઇ રંભા બાઇ તથા વેલી વગેરે

મહારાજ સાહેબ બુદ્ધિસાગરજી કાળધર્મ પામ્યાના સમાચાર નીતિવિજયજી આચાર્યના મુખથી સાંભળી બહુજ દીલગીરી થઈ છે જૈનનો ઉગતો સૂર્ય આથમી ગયા જેવું થયું છે—

ડીસા ટાઉનથી.

જેઠ વદી ૪ ની બપોરે ૩ વાગે તાર આવેલો તે વાંચતાંજ મારી આંખો અંધારામાં આવી ગઇ અને હઇયુ ભરાઇ આવ્યું. ઓચીન્તો આવો બનાવ એકદમ બની ગયાથી દીલગીરીનો પાર નથી મહારા પ્રત્યે તેઓ સાહેબની લાગણી પુરેપુરી હતી. હું બે વર્ષ ઉપર વીજાપુર ગએલો ત્યાર પછી મહારા કમનશીબે દરશન પણ થયાં નહીં તેથી બહુજ લાચાર છું. જૈનધર્મમાં ખરેખરી ખોટ પડી. તેમાં વળી પાલણપુરવાળાને દીલગીરીનો નથી માગું છું કે તેઓ શ્રીનાઆત્માને શાંતિ મળો તથાસ્તુ:

શાહ જીવરાજ રવચંદ તથા ભાઈ હીરાલાલ. માણુસા.

બાદ અત્રે આચાર્ય મહારાજ શ્રીમદ્ બુદ્ધિસાગરજી સૂરીશ્વરજી કાળ ધર્મ પામ્યા એવા સમાચાર ફરી વળવાથી અમોને અતીશય દીલગીરી ઉત્પન્ન થઇ છે. જૈન કોમમાંથી એક થાંભલો જતો રહ્યો છે. અમોને દીલગીરીનો પાર નથી કંઇ ચેન પડતું નથી. એજ સં૦ ૧૯૮૧ ના જેઠ વદી. ૫

લી૦ શાહ. જીવરાજ રવચંદ તથા ભાઈ હીરાલાલ

શા૦ તારાચંદ બહેચરદાસ મુ૦ પાટણ

આચાર્ય મહારાજ શ્રીમદ્ બુદ્ધિસાગરજી સુરીશ્વરજી કાલ ધર્મને પામ્યા તેવા સમાચાર શેઠ નગીદાસ ઉપરના તારથી જાણી મને ઘણીજ દીલગીરી થઈ છે. પાચમા આરામાં આવા મહાન્ પુરૂષ મળવા મહા દુર્લભ છે. એક ચળકતો હીરો ગુમ થયો છે. ભાવી બનવા વસ્તુ બન્યા કરે છે. એજ

ગુલાબચંદ ઉકાભાઈ પાલીતાણા.

વિશેષ દીલગીરી સાથે લખવાનું કે આજરોજ ગુરૂ મહારાજના દેવલોક પામ્યાના સમાચાર સાંભળી અમો સૌ ઘણા દીલગીર થયા છીએ. ઘણુંજ ખોટું થયું. પંચમકાળમાં આવા મહાન્ પુરૂષની જૈનધર્મમાં મોટી ખોટ પડી. પણ કાલની ગતી ઘણીજ વિચિત્ર છે, એજ

શા૦ પુલચંદ મુળચંદ કટોસણ.

ગુરૂ મહારાજ દેવગત્ થયા તેથી અમને દીલગીરી ઘણી છે. આપને પ્રથમ કાગળ પાનસર લખ્યો હતો. તે કાગળ પાછો આવ્યો છે ને ગુરૂ મહારાજે ઘણો ઉદ્ધાર કર્યો ને ઘણાને પોતે તાર્યા.

મુંબાઇ.

મુંબાઈ બંદરથી લી૦ તલકચંદ કેવળ માણુસાવાળા તથા ચંદુલાલ ડુંગરશી વીજાપુરેવાલા વિગેરે

વિ૦ લખવાનું કે પરમ પૂજ્ય મહાન્ ઉપકારી ગુણુસિન્ધુ રત્નનાભંડાર આચાર્ય મહારાજ સાહેબ શ્રી બુદ્ધિસાગરજી સૂરીશ્વરજી કાલધર્મ પામી ગયા તેથી મારા હૃદયમાં દીલગીરીનો પાર નથી. તેમ અત્રેના સકલ સંઘને મહાખેદ ઉત્પન્ન થયો છે. આ કાલમાં આવા યુગપ્રધાન મહાત્માની મોટી ખોટ ગઇ છે. હવે આખા ગુજરાતમાં કોઈ પણુ માણુસને તલ માત્ર પણુ વીસરજન થવા પામશે નહિં. મહારાજશ્રીના મહાન્ ઉપકારો શાન્તવૃત્તિ અખંડ બ્રહ્મચર્ય અદ્વિતીય હતાં. તેમના આત્માને ચિરંજીવીં શાંતી રહો. તેઓશ્રી પરમાત્મ પદવિના ધણી થયા હશે. તેમના વીશેમાં હું એક અલ્પ બુદ્ધિવાળો તૃણુ સમ ગુણુ ગાવાને સમર્થ નથી પણુ મારી મનોકલ્પના એ મને ભાષ્યું. એજ.

ગુરૂ મહારાજશ્રી બુદ્ધિસાગરજી સાહેબના એકાએક કાળ ગમન થયાના ગમગીની અને દુઃખદાયક સમાચાર તાર મારફતે સાંભળી અમારા જીવને તથા અમારા વડીલ ભાઇ મોતીલાલભાઇને તથા અમારા ઘરમાં સરવે બૈરાં છોકરાંઓને ઘણુંજ દુઃખ થયું છે. ને તે સમાચાર સાંભળી અમેં તુરત સંઘ ભેગો કરવાની ખટપટમાં પડયા હતા ને સંગ ભેગો કર્યો હતો ને સંઘમાં સખત પાખી પાડવાનો ઠરાવ કર્યો હતો ને રાતના મર્હુમના માનમાં ડોશીવાડામાં ભેગા થઇ શોક પ્રદર્શીત કરીને શહેરમાં પાખીનો બાહ્મણુ ફેરવ્યો હતો. ને શહેરમાં જેઠ વદી૪ બુધવારે સખત પાખી મર્હુમના માનમાં પાડી હતી ને ઢોરોને પુષ્કળ ઘાસ નંખાવ્યું હતું. વલી મર્હુમના માનમાં પંચાસરે અઠ્ઠાઇ ઓચ્છવ માંડવાનો ઠરાવ કર્યો હતો. શ્રીમદ્દની વિદ્વતા તથા તેમના ત્યાગીપણાનાં અત્રે ઘણાં વખાણુ થાય છે ને મર્હુમની ખોટ કોઇ રીતે પુરાય તેમ નથી.

મહુંમના એકાએક દેવલોક પામ્યાના સમાચાર સાંભળી અમારા જીવને ઘણી દીલગીરી થયા કરે છે. ને કાળગમનના માટે આપણો કાંઇ ઉપાય ચાલતો નથી. મહાન્ પુરૂષની ખોટ કોઈ રીતે પુરાય તેમ નથી. ગુરૂ આચાર્ય મહારાજ બુદ્ધિસાગરજી કાલ કરવાથી ઘણીજ દીલગીરી થઇ છે. અને સંઘે પાખી વગેરે બંદોબસ્ત સારો કર્યો હતો.

દેવવાંદવા વિગેરેની વીધિ પણ સાગરના ઉપાશ્રયે સારી રીતે થયો હતો. નેમવિજય મહારાજ હજુ ચાણસ્મે છે. અહીંઆં આવ્યા નથી પણ અઠવાડીઆ પછી આવવાનું સંભળાય છે.

મુંબાઇ.

વિશ્વનું રત્ન કુદરતે હરી લીધું જાણી અમો ઘણા જ દીલગીર થયા છીએ ને તેને બદલ શું લખવું તેની સમજ પડતી નથી.

બધેકા.

ગુજરાત પુરાતત્વ મંદિર.

ગઇ કાલે મહારાજશ્રીના કાલધર્મના સમાચાર વાંચ્યા અને સાંભળ્યા. અત્યંત દીલગીરી થઇ. જૈનસમાજનો એક સ્તંભ ગયો હવે આપણો તેમના ગુણનું અનુકરણ કરવું રહ્યું અને તેમના આત્માની શાન્ત ઇચ્છવી.

લી૦ આપનો બાલશંભુજી.

પાટણ.

ભીખાભાઇ ગોવિંદરામની વિનંતિ છે જે સમર્થ ગુરૂ આચાર્ય મહારાજ એમનો વિયોગ અમારા જેવા સંસારીને દુઃખદ છે. બાગમાંથી ખીલેલું ફૂલ ચૂટી લેવાય છે તેમ થયું છે. એજ ધર્માચાર્યની ખોટ પડી છે. તેનો વધુ બોજો આપણા ઉપર આવી પડયો છે. વડાસદ્ગુરૂશ્રી સુખસાગરજી મહારાજ શ્રી રવિસાગરજી મહારાજ અદ્રશ્ય થયા છે. તેજ પ્રમાણે શ્રીમદ્ બુદ્ધિસાગરજી મહારાજનું નિર્વાણ થયું છે.

જામનગર.

જામનગરથી લી૦ પારેખ જગન્નાથ જેઠા તથા હઠીસંગ ત્થા હાથીલાલ ત્થા છોટાલાલ તથા કેશવલાલ તથા ચમનલાલ તથા મગનલાલ ત્થા કેશરી ત્થા ક યાલાલ ત્થા જયચંદલાલ વગેરે શ્રીમાન્ આચાર્ય મહારાજ બુદ્ધિસાગરજી દેવ થયાના સમાચાર વાંચીને અમો ઘણાજ દીલગીર થયા છીએ. એક આપણી જૈન કોમમાં આપણો રતન સમાન હીરો ગુમાવ્યો છે. અમે ત્રણ દિવસ હડતાલ પાડી છે ધર્મધ્યાન થયું હતું.

લી૦ જગન્નાથ જેઠા—જામનગર.

ખીમેલથી લખીતંગ સીરદારમલ જીવરાજ હજારીમલ ગુલાબચંદ ખીમરાજ. મહારાજશ્રીના સમાચાર સાંભળી અતરે ગામમાં રાવલ સાથે હેલો પડાવ્યો હતો અને આઠમને દિવસે ઉપવાસ આંબીલ સઉ શકિત માફક કીધાં હતાં. બેઉ મંદિરે પૂજા ભણાવી હતી, અને બે દિવસ આંગી રચાવી હતી.

---

# જુદા જુદા શહેરોના સંઘોના પત્રો.

શ્રી સંઘ સમસ્ત, કલકત્તા અંદર.

શાન્ત દાન્ત ધીર વીર, પંચસમિતી, ત્રીગુપ્તિ સુમંડીત, યોગનિષ્ટ આચાર્ય મહારાજ શ્રીમદ્, બુદ્ધિસાગરજી સુરિશ્વરજીના સ્વર્ગવાસના હૃદયભેદક સમાચારનો તાર મળતાં, કલકત્તા શહેરમાં સર્વત્ર ભારે દીલગીરી પ્રસરી રહી છે અને ગઇકાલે પન્યાસ શ્રી આનંદવિજયજી ગણીના અધ્યક્ષસ્થાને સમસ્ત શ્રી સંઘની, શોક પ્રદર્શિત સભા મળી હતી. તે વખતે સદગત આચાર્યશ્રીના ગુણાનુવાદ થયા બાદ શોક પ્રદર્શીત તાર કરવાનો અને દિલસાપત્ર લખવાનો પ્રસ્તાવ સર્વાનુમતે પસાર થયો હતો જે નીચે પ્રમાણે છેઃ—

સાંપ્રતકાળમાં એક સમર્થ વિદ્વદ્વર્ય આચાર્ય પુંગવનો વિરહ થતાં સમાજના હત્ ભાગ્યે, તેમની ખોટ પુરે તેવા વીર રત્નોનો પ્રાદુર્ભાવ દ્રષ્ટિગોચર થતો નથી, એ સમાજની હીણદશા સુચવે છે. આવા સમયમાં સુરીશ્વરજીનું સ્વર્ગગમન તે સમાજને એક નહી પુરી શકાય તેવી ખોટ છે. ભાવી પ્રબળ છે. સદગત્ના આત્માને શાન્તિ ઇચ્છીએ છીએ.

## ઠરાવ.

Shree Jain Sangh of Calcutta assembled under the Presidentship of Anandvijayji Gani deeply mourns the sad demise of Acharya Shree Budhisagarji Suri and conveyes their deep sense of Sorrow. May his great soul rest in eternal peace.

Sheth Pranjivandas Jethabhai.

પન્યાસજી શ્રી આનંદવિજયજી ગણીના પ્રમુખપણા હેઠળ મળેલો કલકત્તાનો શ્રીસમસ્ત જૈન સંઘ, આચાર્ય મહારાજ શ્રીમદ્ બુદ્ધિસાગરસુરિજીના અતિ ખેદજનક અવસાન બદલ પોતાનો અવર્ણનિય ખેદ જાહેર કરે છે. સદ્દગતના મહાન્ આત્માને અમર ધામમાં ચિર શાન્તિ મળો.

શેઠ પ્રાણજીવન જેઠાભાઇ.

## શ્રી જૈન સંઘની જાહેર સભા,

ભાયખલા, મુંબઇ તા. ૧૪-૬-૨૫

અત્રેના જૈનભાઇઓની એક જાહેર સભા જેઠ વદ ૮ તા. ૧૪-૬-૨૫ રવીવારના રોજ સવારના ૮ વાગે ભાયખલા, ઉપાશ્રયમાં પન્યાસજી મહારાજ શ્રી લલિતવિજયજીના પ્રમુખપણા નીચે સદ્દગત યોગનિષ્ઠ જૈનાચાર્ય શ્રીમદ્ બુદ્ધિસાગર સુરીશ્વરજીના કાળધર્મ પામ્યા બદલ દીલગીરી દર્શાવવા મળી હતી. તેમાં નીચે પ્રમાણે ઠરાવ કરવામાં આવ્યો હતો.

## ઠરાવ.

મુંબઇના જૈન શ્વેતાંબર ભાઇઓની આ સભા પૂજ્યપાદ્ યોગનિષ્ટ શાસ્ત્ર વિશારદ જૈનાચાર્ય શ્રીમદ્ બુધ્ધિસાગર સુરીશ્વરજી કાળ ધર્મ પામ્યા તેને માટે પોતાના હૃદયની ઉંડી દીલગીરી જાહેર કરે છે. શ્રીમદ્ ઉત્તમ ચારિત્રવાન. શાન્તગુણી, કવિ, વકતા, તથા અધ્યાત્મિક પુરૂષ હતા. તેમણે ઘણા ઉત્તમોત્તમ સ્વરચિત ગ્રંથો બહાર પાડયાં છે. જેમનાં ભજનો આબાળ વૃદ્ધ ઘણાજ પ્રેમથી ગાય છે, જેમની શ્રીમંત સરકાર ગાયકવાડે પણ મુક્ત કંઠે પ્રશંસા કરી

છે. તેવા આપણામાં મહાન્ ગણાતા આચાર્યના કાળધર્મ પામવાથી આપણને ભારે ખોટ પડી છે.

दाः ललितविजयजी. सुरिजीका अवसानका समाचार सुणकर अणहद दुख हुवा.

મકનજી જે. મેહેતા, બૅરિસ્ટર
ઑ. સે૦ શ્રી જૈનશ્વેતાંબર કૉન્ફરન્સ.
વીરચંદ પાનાચંદ શાહ
ઑ. સે. જૈન એજયુ બોર્ડ.
મણિલાલ સુરજમલ જવેરી
ઑ. સે. જૈન એસો. આફ ઇન્ડીઆ.
મોતિચંદ ગીરધરલાલ કાપડીઆ સોલીસીટર
ઑ. સે. જૈન મહાવીર વિદ્યાલય
હિરાભાઇ રામચંદ મલબારી
અમ્રતલાલ વાડીલાલ શાહ
ઑ. મંત્રી જૈન સ્વયંસેવક મંડળ.
લલ્લુભાઇ કરમચંદ દલાલ
ઑ. સે. જૈન યશોવિજયજી ગુરૂકુળ
મકનજી જે. મહેતા. બૅરિસ્ટર
ઑ. સે. જૈન માંગરોળ સભા.

શ્રી સંઘ સમસ્ત — ધ્રોળ.
શેઠ ભગવાનજી પાનાચંદ

× × ×

આચાર્ય મહારાજ શ્રીમદ્ બુદ્ધિસાગરજી કાળ કરી ગયા તેથી અત્રે બે દિવસ હડતાલ પાડી છે. ખરેખર જૈન કોમને ઘણીજ મોટી ખોટ પડી છે.

**પ્રાંતીજ જૈન સંઘ.** .પ્રાંતીજ

આજે હૃદયને અત્યંત આઘાત્ પહોચાડનાર દુખદ સમાચાર મળ્યા ગુરૂશ્રીનો વીયોગ સદાને માટે થયો આપણુને દીલાસો આપનાર તેમજ વ્યવહારીક તથા તાત્વીક ઘુંચો પણુ ટાળનાર સાચો સારથીક હવે કયારે ફરી મળશે ? ખરેખર જૈનોનો સાચો હીરો ગુમ થયો. અત્રે મહાજન તરફથી હડતાળ પાડવામાં આવી છે.

જૈનસંગ સમસ્ત જામનગર

પરમ પુજય આચાર્ય મહારાજશ્રી બુધ્ધિસાગરજી માહારાજ સ્વર્ગવાસ થયાનો અત્રે તાર મળતાં જામનગરના સંઘમાં ઘણીજ દીલગીર ફેલાઇ છે. અત્રે ત્રણુ દીવસ અમારી પડહ પાળવામાં આવ્યો છે. આંચાર્ય માહારાજના સ્વર્ગવાસથી જે દીલગીરી થાઇ છે તે કાગળમાં લખી જાય, એમ નથી.

જૈન કોમે એક અસાધારણુ રત્ન ગુમાવ્યું છે. આવા પ્રખર વિદ્વાન સમર્થ યોગી તદન સરળ સ્વભાવી પૂરણુ પ્રભાવી અધ્યાત્મ રસમાં મગ્ન શાસ્ત્ર વેત્તા ઉંચ ચરિત્રવાન મહાન્ કવી અને જીંદગી ભર જેણે વૈરાગ્યજ ધાર્યો આવા અનેક ગુણો જેણે ધારણા કરી જૈન અને જૈનેતર પ્રજાને જે ઉપકાર કર્યા છે એ કોઇ દીવસ વીસરી શકાય એવું નથી. આચાર્ય મહારાજશ્રીની ખોટ કોઇ રીતે પુરી પડે તેવું નથી.

સંઘ સમસ્ત ગોધાવી.

આચાર્યશ્રી કાળધર્મ પામ્યાથી સકળ સંઘને ઘણી ભારે દીલગીરી થઈ છે.

શ્રી પાર્શ્વજીન મંડળ વડોદરા

સંઘ સમસ્ત . માણસા

આણંદજી કલ્યાણજી વઢવાણ કાંપ

શ્રી સંઘ સમસ્ત, ઉંઝા

જૈન સંઘ સમસ્ત માણસા

શેઠ આણંદજી કલ્યાણજી વઢવાણ

જૈન સંઘ સમસ્થ સાદરા

જૈન સંઘ સમસ્થ ઇડર

પાલણપુર

આચાર્ય માહારાજના કાળધર્મથી અત્રેના સંઘને ઘણોજ આઘાત થયો છે. તેઓ અત્રેના સંઘના ખાસ ઉપગારી હોઇ શ્રી વીર વિદ્યોત્તેજક સભાના સંસ્થાપક હોઇ તેઓશ્રીની દીક્ષા પણ અત્રે થાઇ હતી તેમના જવાથી ભારે ખોટ ગઇ છે.

સંઘ સમસ્ત વસો

શ્રીયુત બાલાભાઈ જોઇતારામ.

સુરીશ્વરજી માહારાજના સ્વર્ગ ગમનથી અત્રેનો સંઘ ઘણોજ દીલગીર થયો છે. આચાર્ય મહારાજના સ્વર્ગવાસથી જૈન કોમે એક હીરો ગુમાવ્યો છે. તેમના આત્માને શાંતી મળો.

ગામમાં હડતાલ પડાવી છે.

પાનસરના યાત્રાળુઓ તરફથી

શેઠ ડાહ્યાભાઇ છગનલાલ પાટણવાળા પાનસર.

પુજ્યપાદ ગુરૂ મહારાજ યોગનિષ્ટ આચાર્ય શ્રી બુદ્ધિસાગરજી કાળધર્મ પામ્યાના સમાચાર સાંભળી અત્રેના અમો સર્વ યાત્રાળુઓને ઘણોજ ખેદ ઉપજ્યો છે. સદ્ગતના આત્માની શાંતિ અર્થે

સર્વે જાત્રાળુઓએ મળી પુજા આંગી પ્રભાવના વગેરે સત્કાર્યો કર્યાં હતાં. તેઓશ્રીના આત્મ ને શાન્તી મળો એવું અમો ઇચ્છીએ છીયે.

પરી. રવચંદ જેચંદભાઇ ( પાખી ) લીમડી.

જૈન સંઘ સમસ્ત.

ઝવેરી કલ્યાણચંદ કેશવલાલ વડોદરા.

પરમ પુજ્ય વંદનીય યોગનીષ્ઠ આચાર્ય માહારાજ ૧૦૦૮ શ્રી બુધ્ધીસાગરજીના સ્વર્ગવાસના સમાચાર દીલગીરી સાથે સાંભળ્યા છે, તેઓશ્રીના સ્વર્ગવાસથી અત્રે ભારે દીલગીરી ફેલાઈ છે. સદ્ગતના સ્વર્ગવાસથી જૈન-સમાજને ભારે ખોટ પડી છે. તેમના સરલ શુદ્ધ સ્વભાવ તથા ઉન્નત વીચારોથી જૈન અને જૈનતેર પ્રજા તેમના સહવાસને ભુલી શકે તેમ નથી. તેમનો અમર આત્મા સાશ્વત સુખને પામી આપણા જૈન સમાજની ઉન્નતી માટે સમાજમાં શુદ્ધ ચૈતન્ય રેડો.

શા. હીમતલાલ શાકરચંદ આકોલા.

સંઘ સમસ્ત વીરમગામ.

પરમ પૂજ્ય આચાર્ય મહારાજ શ્રીમદ્ બુદ્ધિસાગર સૂરિશ્વરજીના સ્વર્ગગમનના સમાચાર મળતાંજ સંઘમાં ભારે દીલગીરી ફેલાઇ છે અને પાખી પાડવામાં આવી છે.

વહોરા વાડીલાલ પરસોતમદાસ
શેઠ છગનલાલ ચતુરદાસ.

જૈન સંઘ                                   છોટી સાદડી ( મેવાડ )
તા. ૧૧ જુન સને ૧૯૨૫

શ્રીમાન્ આચાર્યવર્યશ્રી બુદ્ધિસાગરજી સૂરિશ્વરજી મહારાજનું સ્વર્ગારોહણ સાંભળી અત્રેનો શ્રી સંઘ ઘણો ખેદ દર્શાવે છે. પૂજ્યપાદશ્રીએ ઘણો ઉપકાર કર્યો છે. અને સંઘમાં એક સમર્થ આચાર્યની ખોટ થઈ છે. મહુંમના આત્માને શાન્તિ મલવા જૈન પાઠશાલા કન્યાશાળા લાઇબ્રેરી બંધ રાખવામાં આવ્યાં છે. અને પ્રભુ પ્રાર્થના કરવામાં કરવામાં આંવી છે કે, મહુંમશ્રીના આત્માને શાન્તિ મલે હાલ એજ.

જોટાણા.

શ્રી જોટાણાથી લી૦ સંઘ સમસ્ત તથા સેવક મણીલાલ ગોપાળદાસ. લખવાનું કે અમોએ આજરોજ સાંભળેલું જે ગુરૂમહારાજ સુરીશ્વરજી બુદ્ધિસાગરજી મહારાજ સાહેબજી દેવલોક પામ્યા. તે સાંભળી અમો ઘણાજ દીલગીર થયા છીયે. અમો પરમાત્મા પાસે વિનંતી કરીએ છીએ જે ગુરૂ મહારાજના આત્માને શાંતિ થાઓ. વળી અમો અત્રે તેમના સમાચાર સાંભળી તરતજ પાખી તથા પૂજા ભણાવી છે મહારાજશ્રીના ગુણો અમોને ઘણાજ યાદ આવ્યા કરે છે.                લી૦ સેવક મણીલાલ ગોપાલ

વેરાવળ.

વેરાવળથી તપાગચ્છનો સંઘ હા૦ શા૦ ખુશાલભાઈ કરમચંદ તથા વહોરા કરમચંદ વછરાજ. બીજું લખવા દીલગીરી છે કે આચાર્ય મહારાજ શ્રીમદ્ બુદ્ધિસાગરજી કાળધર્મ પામ્યાના સમાચાર છાપામાંથી જાણ્યા છે. તેથી સંઘમાં દીલગીરી પેદા થઈ છે. તેથી શ્રી ચિંતામણીના દેરાસરમાં પુજા પરભાવના તથા આંગીરોશની કરી છે. તેમના માનમાં પાઠશાળા બંધ રાખી હતી.

દા૦ મેતા સવજી દેવજી સંઘની પરવાનગીથી.

---

# જુદી જુદી સંસ્થાઓના પત્રો.

મુંબાઇ માંગરોળ જૈન સભા. મુંબાઇ.

શ્રી મુંબાઇ માંગરોળ જૈન સભાની મીટીંગ તા. ૧૯-૬-૨૫ ના રોજે મળી નીચે પ્રમાણે ઠરાવ કર્યો છે.

ઠરાવ.

આચાર્ય માહારાજ શ્રીમદ્ બુદ્ધિસાગર સુરિશ્વરજીના કાળ ધરમ પામ્યાના સમાચારથી આ સભાની મેનેજીંગ કમીટી ઘણીજ દીલગીર થાય છે.

દેવકરણ મુળજી.
પ્રમુખ

જૈન ઓફિસ. ભાવનગર તા૦ ૧૧-૬-૨૫

તાર મળ્યો. પૂજ્ય આચાર્ય શ્રી બુદ્ધિસાગરજી મહારાજના સ્વર્ગવાસની ખબર જાણી. જૈન સમાજ માટે એક સ્તંભ તુટી પડયો હોય તેમ દુઃખ થાય છે. પ્રાથુ છું કે સદ્ગતનો સ્વર્ગીય આત્મા પુણ્ય ભૂમિમાંથી પણ શાસન તરફ અમી દૃષ્ટિ વરસાવે. આ મહા પુરૂષની ખોટ કોઈ રીતે પુરાય તેમ નથી. પરન્તુ ભાવી પાસે આપણે નિરૂપાય છીએ તા૦ સદર

લી૦ શ્રી સંઘનો સેવક દેવચંદ દામજીના જયજીનેન્દ્ર

જૈન ઓફીસ ભાવનગર.

ગઇ કાલે પરમ પૂજ્ય આચાર્ય શ્રી બુધ્ધિસાગર સૂરિજીના સ્વર્ગવાસની ખબર મળતાં આપણને એક રત્ન ગુમાવવા માટે ખેદ થાય છે. સદ્ગતનો ઉચ્ચ આત્મા કૈવલ્યને વરો એમ પ્રાર્થું છું.

જૈન આત્માનંદ સભા. ભાવનગર.

તા.૧૧-૬-૨૫. આચાર્ય મહારાજ શ્રીમદ્ બુદ્ધિસાગરજી મહારાજ સ્વર્ગવાસ પામ્યાના સમાચાર સાંભળી આ સભાને પારાવાર દીલગીરી થઇ છે. પૂજ્ય ગુરૂમહારાજના સ્વર્ગવાસથી જૈન કોમનો એક સ્થંભ તુટી પડયો છે. તેમનુ નીષ્કલંક ચારિત્ર જૈન સમાજ ઉપર પરમ ઉપકાર કરવાની તીવ્ર આકાંક્ષા હૃદયની સરળતા મીલનસારપણું વિદ્વત્તા આદિ અનેક ગુણોથી વિભુંષીત ગુરૂ મહારાજની જૈનસમાજને પુરેપુરી ખોટ પડી છે. છેલ્લી ઘડી સુધી જે મહાત્માએ જૈન સમાજ ઉપર ઉપકાર કરવા નીમીત્તે પુસ્તકોનું અને લેખન કાર્ય કર્યા કર્યું છે. એટલુંજ નહિ પણ અનેક ગ્રંથો લખી જૈન સમાજને માટે પાછળ જે જ્ઞાનનો અમૂલ્ય વારસો મુકી ગયા છે તે ઉપકાર જૈન સામાજ કોઇ રીતે ભુલી શકે તેમ નથી. તદ્ ઉપરાંત પોતાના સંજમ માર્ગમાં જ્ઞાન ધ્યાન સજજાય વીગેરે ક્રીયાઓ કરવા સારા સારા ઉપયોગી ગ્રંથોનું તૈયાર કરવાનું કરેલું સત્કાર્ય પણ જૈન સમાજ ઉપર પુરેપુરો ઉપકાર કરી આશ્ચર્ય ચકિત કરી નાખે છે. તેઓની ખોટ પુરી શકાય તેવી નથી. ગુરૂરાજ અનેક રીતે પોતાની પાછળ અમર કીર્તિ મુકી ગયા છે.

શ્રી વિજયધર્મપ્રકાશક સભા ભાવનગર.

જૈન સમાજમાં આંગળીના ટેરવે ગણાતા આદર્શ મહાત્માઓની નામવલીમાંથી એક ચળકતું રત્ન આપણે ગુમાવ્યું છે. જેની ખોટ અધ્યાત્મની દુનિયાને આજની ઘડીએ તો ન પુરાય તેવી છે. એક વર્ષે આચાર્ય શ્રી વિજયધર્મસૂરિ ત્રીજે વર્ષે શ્રીવિજયવીરસૂરિ ત્યાં તો ચોથે વર્ષે શ્રી બુદ્ધિસાગરજીસૂરિ ચાલ્યા ગયા, આમ સમાજમાં પુજય આચાર્યશ્રીનો થતો સ્વર્ગવાસ જોઇ અમારૂં તમારૂં અને પ્રત્યેક શાસન બાળનું હૃદય કુંઠિત થાય એ સ્વભાવીક છે. ગુરૂદેવના સ્વર્ગવાસથી દુઃખી થએલી સભાઓએ નીચેનો ઠરાવ કર્યો છે.

ઠરાવ

જૈન સંઘના સ્થંભ શાસન પ્રભાવક અધ્યાત્મજ્ઞાનપ્રચારક અને જીવન પર્યંતના સાહિત્યસેવક પૂજ્ય આચાર્ય શ્રી બુદ્ધિ· સાગરસૂરિજીના દુઃખદ સ્વર્ગગમનથી સાધુસમુદાયના આદર્શ મહાત્માઓની નામાવલીમાંથી એક ચમકતુ રત્ન ઓછુ થયું છે, અને જૈનસમાજ, અધ્યાત્મરસીક જનો, સાહિત્યજનો અને ગુર્જર દેશે એક જીવનભરનો મહાન્ અને સાચો ઉપદેશક, વિચારક અને કાર્યકર્તા ગુમાવ્યો છે, તે બદલ સભા સાચા હૃદયથી દીલગીરી અને દીલસોજી દર્શાવે છે.

કરાંચી

તા. ૧૯–૬–૧૯૨૫

શ્રી જૈનયુવકમંડળ રણછોડ લાઇન કરાંચી.

પરમ પુજ્ય આચાર્ય મહારાજ શ્રી બુદ્ધિસાગરજી સુરીના કાલધર્મ પામવાના હૃદયભેદક સમાચારનો તાર મળતાં હમારા હૃદય ઉપર ભારે આઘાત્ થયો છે. અમેના જૈન સંઘની મેનેજીંગ કમીટીની મીટીંગ બોલાવી એક જાહેર સભા બોલાવવાની તૈયારી ચાલે છે. સાધુ વાસ્વાનીજીને વાત કરતાં તેઓ પણ ઘણા દીલગીર થયા. પુજ્ય ગુરૂશ્રીના કાલ ધર્મથી જૈન કોમને એક ન પુરી શકાય તેવી ખોટ ગઇ છે.

પોપટલાલ ત્રીભોવનદાશ શાહ.
સે. જૈન યુવક મંડળ.

નાગોરીશરાહ, અમદાવાદ.

શ્રી જૈનશ્વેતાંબર મૂર્ત્તિપૂજક બોર્ડીંગ

આ બોર્ડીંગના સંસ્થાપક હિતેચ્છુ યોગનિષ્ટ આચાર્ય મહારાજ શ્રીમદ્ બુદ્ધિસાગર સુરિશ્વરજીના કાળધર્મ પામ્યાથી આ બોર્ડીંગના વિદ્યાર્થીઓ ઘણા દીલગીર થયા છે. તેઓશ્રીના સદ્ઉપદેશ અમૃતથીજ આ બોર્ડીંગ હયાતિમાં આવી છે, તેઓ સાહેબે તે સ્થપાઇ ત્યારથી આજ સુધી અમી ભરી દ્રષ્ટિએ નિહાળી છે. તેથી આજ રોજ વિદ્યાર્થીઓની એક મીટીંગ મળી મહારાજ સાહેબના આત્માની શાન્તિ ઇચ્છનાર નીચે પ્રમાણે ઠરાવ કર્યો છે.

ઠરાવ

હમો શ્રી જૈન શ્વેતાંબર મૂર્ત્તિપૂજક બોર્ડીંગના વિદ્યાર્થીઓ શ્રીમદ્ આચાર્ય મહારાજ શ્રીબુદ્ધિસાગર સુરીશ્વરજીના સ્વર્ગવાસ પામ્યાના સમાચાર જાણી ઘણા દીલગીર છીએ. મહારાજ સાહેબ પોતેજ આ સંસ્થા માટેના ખરેખરા ઉપદેશક હતા. તેઓશ્રીના ઉપદેશથીજ આ સંસ્થાની સ્થાપના થઇ છે અને આ બોર્ડીંગના બોર્ડરોએ, આ સંસ્થામાં રહીને જે લાભો મેળવ્યા છે, મેળવીએ છીએ, અને હવે પછી મેળવશું તે તેઓશ્રીની કૃપાનુંજ ફળ છે. તેઓશ્રીના અવસાનથી આ સંસ્થાને ભારે ખોટ પડી છે. અમો સર્વ તે માટે શોક પ્રદર્શિત કરી તેમના આત્માને શાન્તિ ઇચ્છીએ છીએ.

શા. ડાહ્યાભાઇ ઉમેદચંદ
સુપ્રી.

મહાવીર ચારીત્રરત્નાશ્રમ. સોનગઢ ( કાઠીયાવાડ )
તા. ૧૨-૬-૧૯૨૫

આચાર્ય શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિજી મહારાજના સ્વર્ગવાસનો તાર મલ્યો. વાંચી અતી દુઃખ થયુ છે. દેવવંદન આદી ક્રીયા કરી છે.

શા. હીરાચંદ કકલભાઇ                                   અમદાવાદ.
જૈન કન્યા વિદ્યાશાળા

એક સમર્થ વ્યકતી શાંત મુર્તીનો જૈન કોમમાં અભાવ થયો છે. એ જૈનોના કમ ભાગ્ય શીવાય બીજુ કાંઇ નથી. બધુંએ મલી શકે છે. પણ વીશાળ દીલના મહાત્મા મલવા આ કલીકાળમાં દુર્લભ છે. આપણે માથે દુખનો ડુંગર તુટી પડયો છે.

ગુરૂ મહારાજ સ્વર્ગવાસ પામ્યાનો તાર વાંચી ઘણા દીલગીર થયા છીએ. પાઠશાળામાં રજા પાડવામાં આવી હતી અને શહેરમાં પણ હડતાળ હતી.

શ્રી યશોવિજયજી જૈન ગુરૂકુળ.                                   સ્થળ પાલીતાણા.

ગુરૂદેવશ્રીના સ્વર્ગવાસ સંબંધી સમાચાર ફેલાતાં અહીંઆં ગુરૂદેવશ્રીના વિરહ માટે પરમ દિલગીરી ફેલાણી છે. આપના આ સેવકને પણ હૃદયમાં પુરતી દીલગીરી ઉત્પન્ન થઇ છે.

આચાર્ય મહારાજશ્રીની જૈનસમાજ તેમજ જૈનેતર સમાજના કલ્યાણ માટેની પરમ લગણી કોઇપણ વ્યક્તિથી અજાણીનથી. એ મહાત્માને દરેક કોમ સરખીજ રીતેજ પીછાણતી હતી. અઢારે વરણના લોકો એ મહાત્માના વચનપુષ્પોને ઝીલતા હતા અને એ વચન પુષ્પોથી સેંકડો પ્રાણીઓએ પોતાના જીવનમાં અલૌકિક સુગંધી પ્રગટાવી વર્તમાનમાં જન સમુદાયને એ સુસેવાનો લાભ આપી રહ્યા છે. આવા એક સમર્થ મહાપુરૂષનો વિરહ થતાં જગત્‌ના તમામ પ્રાણીઓને સ્વાભાવિક દીલગીરી થાય એ નિર્વિવાદ છે. ગુરૂ મહારાજશ્રીજીનું અગાધ જ્ઞાન, એઓની શાસનપ્રિયતા, તેઓની શૈલી. કાવ્યની રસીકતા. વચનની મધુરતા અને યોગની એકાગ્રતા એવા અનેક ઉજવળ ગુણોની પંક્તિ જોતાં અન્યત્ર એવા દિવ્ય પુરૂષ હાથ લાગે તેમ નથી. ગુરૂ મહારાજ શ્રીએ રાજા મહારાજાઓને તથા ઠાકરડા ગિરાશદા-

રોને પણ અનુપમ ઉપદેશ આપી અહિંસા ધર્મના આરાધક બનાવ્યા છે. એવા શાશનના સ્તંભ તુલ્ય ગુરૂમહારાજ શ્રી સ્વર્ગમાં જતાં તેઓની ખોટ કોઇ રીતે પુરી શકાય તેમ નથી. આપ સાહેબે અંતીમ અવસ્થામાં ગુરૂ મહારાજશ્રીની અનુપમ સેવા બજાવી છે એ અમૂલ્ય સેવાનો અને તેઓ શ્રીના શુભ આશીર્વાદનો પરમ લાભ આપે મેળવ્યો છે. એ માટે હૃદયમાં ઉંચ્ચ ભાવના પ્રગટ થાય છે. આચાર્ય મહારાજશ્રીના અલૌકિક ગુણો અને એઓનો ઉજવળ પ્રેમ એ વારંવાર યાદ આવતાં હૃદય ભરાઇ આવે છે.

ૐ શાન્તિઃ લી૦ શેઠ ત્રિભુવનદાસના કોટીશ વંદના

પાલીતાણા તા૦ ૧૪–૬–૨૫ રવીવાર જેઠ વદી ૮

શ્રી યશોવિજયજી જૈન ગુરૂકુળ

રા. શંકરલાલ ડાહ્યાભાઈ કાપડીઆ, પાલીતાણા.

સુપ્રી. જૈન ગુરૂકુળ

ગુરૂ મહારાજના સ્વર્ગવાસના સમાચાર સાંભળી સર્વને ઘણોજ ખેદ થયો છે. સમાચાર મળતાંજ વિદ્યાલયનું કામકાજ બંધ કરી વિદ્યાર્થીઓ અને ઓફીસ સ્ટાફ વગેરેની એક મોટી સભા ભરવામાં આવી હતી. જેનો રિપોર્ટ જૈનપત્ર ઉપર મોકલ્યો છે. સદ્દગત્ સુરિશ્વરજીનો હારદીક પ્રેમ નીખાલસ દીલ અને જ્ઞાનની ગંભીરતા સ્મરણમાં આવતાં ચક્ષુ આંસુથી દ્રવે છે. ગુરૂમહારાજના સ્વર્ગવાસ થયાના સમાચાર મળતાંજ પડેલી ખોટ માટે આખા જૈનસમાજને ગમગીની થાય એ સ્વભાવીક છે તેઓશ્રીના અસહ્ય વીરહથી જૈનસમાજમાં અસાધારણ ખોટ પડી છે. ઉગતી પ્રજાના ઉદ્ધાર અર્થે જમાનાને અનુસરીને જૈનસમાજની અભીવૃદ્ધિ કરવા તેઓશ્રીના જેટલો ભગીરથ પ્રયત્ન કરનાર પુરૂષરત્ન વિશ્વમાં વીરલ હશે. ગુરૂશ્રીની અનુપમ લેખન શૈલી, વાક્ચાતુર્ય, કાવ્ય પટુતા ભલભલાને હેરત પમાડે છે. ગુરૂદેવશ્રીના બહોળા વચન પ્રભાવથી

અને સીદ્ધાંત સમુદ્રના અવગાહનથી જૈનસમાજ વચ્ચે ભીન્નભીન્ન દેશના મહાન્ વિદ્વાનોએ સદગતને શ્રી શાસ્ત્રવીશારદ નામનુ અનુપમ બીરૂદ અર્પણ કરેલુ જેને શ્રીમદે છેલ્લા દમ સુધી દીપાવ્યુ છે. ગુરૂશ્રીએ જૈનશાસન માટે સેકડો પુસ્તકો રચીને જે અમુલ્ય વારસો મુકયો છે તેને માટે જૈનસમાજ સદાને માટે તેમની રૂણી છે આવા એક અદ્વિતીય અલૌકીક અને અસાધારણ શકતીવાળા મહાપુરૂષનું અવસાન સાંભળતાં અમો સર્વનાં હૃદયમાં ભારે વ્યથા ઉત્પન્ન થઇ છે.

આ સંસ્થાના જન્મદાતા પરમપિતાસ્વરૂપ સૂરિશ્વરજી આ જગતમાંથી ચાલ્યા જતાં ગુરૂકુળને મોટી ખોટ પડી છે. તેઓશ્રીનું મળતાવડાપણું અખંડ બ્રહ્મચર્ય અને પુસ્તકો લખવાની અપુર્વ શકિત અવલોકતાં કહ્યા વિના ચાલતુ નથી કે જૈનસમાજે એક સમર્થ મહાપુરૂષ ગુમાવ્યા છે. જૈનોમાંથી પ્રાયઃ નષ્ટ થએલી યોગ વિદ્યા તેમજ અધ્યાત્મવિદ્યાનો પુનરોધ્ધાર કરવા અર્થે તેમજ સર્વે દર્શનમાં જૈન દર્શનની શ્રહત્વતા વધે તેવી રીતની લેખન તેમજ વ્યાખ્યાન શૈલીની હાલના વખતમાં પહેલ કરનાર આ મહા પુરૂષજ હતા. એ મહાત્માના અમર આત્માને શાન્તી મળો.

શંકરલાલ ડાહ્યાભાઈ કાપડીઆ
ગુરૂકુળ સુપ્રિન્ટેન્ડેન્ટ.

શ્રી વિદ્યાર્થી આશ્રમ સુરત

આપણા હૃદય વલ્લભ નૈત્રમણી પરમ પ્રિય છત્રીસ ગુણસંપન્ન બ્રહ્મચર્યવીભુષિત શ્રી શાસન ઉધ્ધારક આચાર્યપદ વીભૂષિત મહાજ્ઞાની સાક્ષરવર્ય સાહીત્યવર્ધક પરમ પુજ્ય શ્રીમાન્ બુદ્ધિસાગર સુરિશ્વરજીના ખેદજનક મૃત્યુથી આ આશ્રમના વિદ્યાર્થીઓને અવર્ણનીય ખેદ ઉત્પન્ન થયો છે તે જાહેર કરવા વિદ્યાર્થીઓની એક સભા મળી હતી અને નીચેનો ઠરાવ કર્યો હતો.

ઠરાવ.

સુરત વડા ચૌટા જૈન વિદ્યાર્થી આશ્રમની સભા સદ્દ્ગત આચાર્ય શ્રી બુદ્ધિસાગરજીના અવસાન માટે હારદિક શોક જાહેર કરે છે અને મરહુમના આત્માને શાન્તી ઈચ્છે છે. એમના અવસાનથી જૈન સમાજને ભારે ખોટ ગઇ છે.

શ્રી પાર્શ્વજીન મંડળ રાવપુરા, વડોદરા.

સમસ્ત જૈનાચાર્યોમાં અગ્રગણ્ય યોગનિષ્ટ ગુરૂ મહારાજ શ્રીમદ્ બુદ્ધિસાગરજી માહારાજ કાળધર્મ પામ્યાના સમાચાર અમારા મંડળને મળતાં અતિશય દીલગીર થયા છીએ. વડોદરા શેહેરના સંઘ સાથેનો તેમનો સહવાસ ઘણો હતો તેમજ અત્રેના ઉપાશ્રય ઉપર તેઓશ્રીનું હૃદય ઘણું કૃપાવંત હતું. તેથી જ્યારે જ્યારે તેઓ અત્રે પધારતા ત્યારે આમાની પોળના ઉપાશ્રેયજ વિશેષ સ્થીરતા કરતા અને સઘળાને દર્શનનો લાભ આપતા, તેથીજ અત્રે તેઓની પ્રતીમા જાણે ખડી હોય એમ લાગે છે. તેમની હાજરીમાં હરરોજ રાત દિવસ અત્રેના રહીશો તેમજ અન્યદર્શની વિદ્વાનો અને તેઓશ્રીનાં ભજનો પ્રેમથી ગાનાર મંડળ આ ઉપાશ્રયમાં આવી અતિ ઉલ્લાસથી તંબુરા વિગેરે સાહિત્ય સાથે ભજનની ધૂન મચાવતા. આવા તેમના પુન્ય સમાગમને લીધે જો કે તેઓશ્રીને અત્રે આવે વરસો થઇ ગયા છતાં તેઓશ્રીની મુર્ત્તિ અત્રે ખડી હોય તેમ લાગે છે. તેમના આત્માને શાન્તિ મળો.

શા. મંગળદાસ તારાચંદ. પ્રમુખ
શા. વાડીલાલ હીમતલાલ
શા. ચીમનલાલ મનસુખરામ
સેક્રેટરી.

શ્રી.

શ્રી અમદાવાદી દશાશ્રીમાળી વણિક બોર્ડીંગ

રાવપુગ. મામાનીપોળ વડોદરા

શ્રીમદ્ આચાર્ય મહારાજ શ્રી અજીતસાગર સૂરિજીની પવિત્ર સેવામાં શુભ સ્થલ પ્રાંતિજ. યોગ્ય શ્રી અમદાવાદી દશા શ્રીમાળી વણિક બોર્ડીંગની મેનેજીંગ કમીટીના મેંબરોની વંદના ૧૦૦૮ વાર અવધારશોજી વિ વિ. જે અમારી બોર્ડીંગની આજે મળેલી મીટીંગ યોગનિષ્ટ અધ્યાત્મજ્ઞાનદિવાકર પરમોપકારી શાસ્ત્રવિશારદ મહાન્ કવિરાજ શ્રીમદ્ બુધ્ધિસાગર સુરિશ્વરજી કે જેઓ આ બોર્ડીંગના આદ્યપ્રતિષ્ઠાપક હતા એમના સ્વર્ગગમનથી અમો ઘણાજ દિલગીર થયા છીએ અને અમો સ્વર્ગસ્થના આત્માને ચીર શાંતી ઇચ્છીએ છીએ અને કમિટીએ આ બોર્ડીંગના મકાનમાં શ્રીમદ્નો સારો ફોટો તૈયાર કરી મુકવા ઠરાવ કર્યો છે. સંવત ૧૯૮૧ ના અશાડ વદ ૭ રવીવાર તા. ૧૨–૭–૨૫

સેવક.

ડાહ્યાભાઇ મગનલાલ પરીખ<br>બી. એ. એલ. એલ. બી<br>ઑ. સેક્રેટરી.

શા. ત્રીભોવન છોટાલાલ.<br>પ્રમુખ.

શ્રી યશોવિજયજી જૈન ગુરૂકુળ.

ખેદજનક અવસાન

પાલીતાણા તા. ૨૧ મી.

વિજાપુર ખાતે શાસ્ત્રવિશારદ યોગનિષ્ઠ શ્રીમદ્ જૈનાચાર્ય શ્રી બુધ્ધિસાગરજી સુરિશ્વરજીના કાળધર્મ પામ્યાના સમાચાર મળતાં ગુરૂકુળના સર્વ બાળકો અને કાર્યવાહકો અત્યંત દીલગીર થયા. તરતજ વિદ્યાલય બંધ કરવામાં આવ્યું અને બપોરે આશરે ત્રણ વાગે એઓશ્રીની દીલગીરીમાં એક સભા ભરવામાં આવી. ગુરૂકુળના સુપ્રિન્ટેન્ડેન્ટ શંકરલાલભાઇ તથા પંડિત શ્રી ત્રિભુવન દાસભાઇએ ટુકમાં એઓશ્રીનું જીવન રહેણી કરણી શાસ્ત્રપ્રત્યે

અમૂલી સેવા અને ધર્મ પ્રત્યેનો પ્રેમ વિગેરે બાબતોનું અસરકારક વિવેચન કરી સચોટ અસર ઉપજાવી હતી. એ ઉપરાંત રાત્રે સુતી વખતે દરેક વિદ્યાર્થીએ એક એક નવકારવાળી ગણી હતી. એમના અમર આત્માને પ્રભુ શાંતી સમર્પો એજ અભ્યર્થના.

એઓશ્રી મહાન્ યોગનિષ્ટ, શાન્ત અને પ્રભાવિક હતા તેમજ સંપૂર્ણ ત્યાગી અને બાળ બ્રહ્મચારી હતા. એમના જવાથી જૈન આલમમાં ન પુરી શકાય એવી જબરજસ્ત ખોટ પડી છે. એમના જવાથી જૈન કોમનો દીવો બુઝાઈ ગયો છે. એમનો અભ્યાસ, એમનો જૈનોપર પ્રેમ એમનો યોગ અને એમનું શુદ્ધ ચારિત્ર એ સર્વને આશ્ચર્યમુગ્ધ બનાવતાં, એમની વાણી તો અમૃતજ હતી. લેખક તરીકે પણ એઓશ્રીએ સમસ્ત વિશ્વના કલ્યાણાર્થે કેટલાએ અત્યુત્તમ બોધમય ગ્રંથો રચેલા છે જેમાં બોધભંડાર અખુટ ભર્યો છે. એ જૈનપ્રજાને એક વારસો મળ્યો એમ માનવાનું છે.

મહાન્-પુરૂષો દુનિયામાં જવલ્લેજ જન્મે છે અને તે પણ આમ એકાએક ચાલ્યા જાય એથી અમારાં હૃદય કેમ ના રડે! એમની દીલગીરીનું વર્ણન કયા શબ્દોમાં કરવું? અરે! આ પ્રપંચી દુનિયામાંથી અત્યારે તેઓશ્રીએ પોતાની જીવનલીલા સમેટી લીધી. ફક્ત થોડાજ સમયના મંદવાડે એ દિવ્યજીવન રોળી નાખ્યું. એ ખોટનો આંક ગણી શકાય તેમ નથી. એઓશ્રી તો નક્કી સ્વર્ગમાં ગયા હશે. અને ત્યાં બેઠા પણ અમારા ગુરૂકુળને સંભારતા હશે, નમન એ યોગીને? જેણે દુનિયામાં વિચરીને અહિંસા ધર્મનો પડહ વગડાવ્યો છે. એઓશ્રી સદાય અમર છે. અમારી પ્રાર્થના છે કે એઓશ્રીનો આત્મા અત્યંત શાંતિ પામો. ૐ અસ્તુ.

લી૦

વિદ્યાર્થી તલકચંદ માવજી

તંત્રી હસ્તલિખિત માસિક "વીરબાળ,"

---

# શ્રીમદ્‌ના સ્વર્ગગમન સંબંધે
## વર્તમાન પત્રોના ઉતારા

જૈન તા. ૧૪-૬-૨૫

સ્વ૦ આચાર્ય શ્રી બુદ્ધિસાગરજી,

લગભગ ત્રણેક માસ ઉંપર યોગનિષ્ઠ આચાર્યશ્રી બુદ્ધિસાગરજીની માંદગીએ ગંભીર રૂપ પકડ્યું હતું. સદ્‌ભાગ્યે જાણે કે મ્હોતની સાથે લડીને પુનર્જીવન પામ્યા હોય તેમ ઉઠીને ઉભા થયા, તેમના ભકતો, અનુયાયીઓ અને અનુરાગીઓના મ્હોં ઉપર પ્રફુલ્લતા છવાઇ, પણ એ પ્રફુલ્લતા ઠગારી હતી અને નિષ્ઠુર કાળધર્મે જે આશા પ્રેરી હતી તે પાછી નિરાશામાં પરિણમાવવા અર્થે હતી. તેની તો કલ્પના પણ ભાગ્યે જ કોઇ કરી શકે ! આજે અમે જાણીને મર્માહત્ થયા છીએ કે સાહિત્યના મહારથી, યોગના અનન્ય ઉપાસક અને જૈન શાશનના સમર્થ આરાધક આચાર્યશ્રી બુદ્ધિસાગરજી વીજાપુરમાં ગયા મંગળવારે સવારના આ ક્રુર માંદગીના પરીણામે દેવલોકમાં જઇ વસ્યા છે ? બુદ્ધિસાગરજી મહારાજ એટલેજ સાહિત્યની સરીતા, યોગની પ્રેરણા અને નિરપેક્ષપણાનો નિવાસ. શ્રી હેમચંદ્રાચાર્ય અને શ્રી હરિભદ્રસૂરિ સમા દૈવી શક્તિસંપન્ન પુરૂષોની દિગન્તગામી પ્રતિભા અને અખંડ બુદ્ધિગૌરવ નિરખી આપણે ઘડીભર આશ્ચર્યમુગ્ધ થઇ જઇએ છીએ. પરંતુ આ હીણા ગણાતા કાળમાં શ્રી બુદ્ધિસાગરજી મહારાજે, એકનિષ્ઠા અને સાત્યતાથી જૈન સાહિત્યની જે સેવા કરી છે તે જૈનસમાજના ઇતિહાસમાં ઉજવળ અક્ષરે આલેખાશે એ વિષે અમને લેશ માત્ર પણ શંકા નથી. પ્રેમાનંદ કવિએ ગુર્જરી ગિરાને બીજી સમોવડી ભાષામાં ગૌરવવતી બનાવવાને અર્થે જે પણ કર્યું હતું અને એ પણ પાળવા જે ઉજાગરા વેઠયા હતા તેનું શ્રી બુધ્ધિસાગરજી મહારાજની સાહિત્ય પ્રવૃત્તિ જોતાં સ્મરણ થયા વિના રહેતું નથી. જૈનેતર

સાહિત્યની સામે જૈન સાહિત્યને સ્પાર્ધ્ધત ભાવે ઉન્નત મસ્તકે ઉભું રાખવાના તેમના પુણ્યાભિલાષ પાર પડયા છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી.

સાહિત્યપ્રવૃત્તિમાં-વિચાર-મનન અને નિધીધ્યાસનમાં જેની રસવૃત્તિ જામી હોય તેને સંસારના ક્ષુદ્ર રસ ચલિત કરી શકતા નથી. સ્વ. બુદ્ધિસાગરજીના સંબંધમાં એ સૂત્ર પણ સત્ય ઠર્યું છે. સાધુ-સૃષ્ટિની ખટપટો અને કોળાહળમાં પણ તેઓ લગભગ તટસ્થવૃત્તિ જ ધારી રહ્યા હતા. કોઈ પણ વિખવાદ કે વિતંડાવાદથી અલગ રહેવું અને પોતાથી બને તેટલી જૈનશાસન અને સાહિત્યની સેવા કરી છુટવું એ તેમનું ધ્યેય હતું. સ્વ. બુદ્ધિસાગરજી જેવા ગંભીર અને પ્રતિભાશાળી પુરૂષો આજે આપણા સમાજમાં વિરલ છે. તેવે વખતે એક તેજસ્વી નક્ષત્રનો ગ્રાસ કરી કાળબળે જૈન સંઘને દરિદ્ર અને દીન બનાવ્યો છે! શાસનદેવો એ સદ્ગતના આત્માને પરમ શાંતિ અર્પે અને તેમની ગુણરાશી તેમના પટ્ટધર આચાર્યશ્રી અજીતસાગરજી તેમજ શિષ્યપરિવારમાં ચિરસ્થાયી વાસ કરે એમ પ્રાર્થીએ છીએ.

જૈન તા. ૧૪-૬-૨૫

## આચાર્યશ્રી બુદ્ધિસાગરસૂરી

જૈન શાસનનો મંગળ સિતારો ગયા મંગળવારે વિજાપુરને પાદર અસ્ત થયાના ખબર નોંધતાં અમનેદુઃખ થાય છે. વીજાપુરમાં જ શીવદાસ નામના કણબીને ઘેર એકાવન વર્ષ પૂર્વે (સં. ૧૯૩૦) શીવરાત્રીના દિવસે આ અધ્યાત્મયોગીનો જન્મ થયો અને ત્યાંજ તેમના પંચભૂતો માટીમાં મળી ગયાં.

પુત્રનાં લક્ષણ પારણામાંથી વર્તાય તેમ **શીવદાસ પટેલનો** બેચર નાનપણથીજ ત્યાગમૂર્તિ હતો. ધુડી નિશાળે ભણતાં પોતાના જૈન મિત્રોને પાઠશાળામાંથી ઇનામ લાવતાં જોઇ તેનું ચિત્ત ત્યાં ખેંચાયું અને છ માસમાં તો તે પાઠશાળાનો મુખ્ય વિદ્યાર્થી બની

ગયો. વીજાપુરના ધર્મપ્રેમી શેઠ. નથુભાઇ મંછાચંદે આ બાળકનું તેજ જોઈ તેને પોતાનો કરી લીધો અને મહેસાણામાં શ્રી યશોવિજયજી જૈન પાઠશાળામાં આગળ અભ્યાસ વધારવા માટે દાખલ કરી દીધો.

કહે છે કે બેચર પટેલ નાના હતા ત્યારથી તેમને કોઇ વ્યસન કે વિલાસ નહોતાં. માણસામાં એક ભાઇને ત્યાં ( શેઠ વીરચંદ કૃષ્ણાજીને ત્યાં, જમવાને નોતરવાથી નવી નવી રસવતીઓ કરી પીરસી. બેચરભાઇ આ સર્વે જુદી જુદી વાનીઓ એકઠી કરી ઉપર પાણીની અંજલી રેડી શીરાવી ગયા. જમાડનારે આમાં પટેલવૃત્તિ માની; પરંતુ અંતે પુછપરછ કરતાં ખુલાસો થયો કે ' આજે આવા સ્વાદ ચાખું તો કાલે જીભ લાલચુડી બને '

આ નિર્લેપ બાળકના વેશવાળની માબાપે વાત કાઢી એટલે ત્યાંથી છુટી મહેસાણા પાઠશાળામાં બેચરભાઈ અધ્યાપક તરીકે આવી રહ્યા અને સાગરગચ્છના શિરોમણી શ્રીમદ રવીસાગરજી મહારાજનો સમાગમ કરી ત્યાગના મૂળ ઉંડા નાખ્યાં.

સં. ૧૯૫૪ માં ગુરૂશ્રી સ્વર્ગે સંચર્યા તેનો ઘા હજી રૂઝાયો નહોતો એટલામાં સં. ૧૯૫૬ માં તેમનાં માબાપ ટુંકે ગાળે ગુજરી ગયાં. એ બનાવે તેમની અનિત્ય ભાવનાને ખુબ વધારી દીધી. પછી તેમના પુણ્યપ્રસંગો સાચવીને સં. ૧૯૫૭ માં પાલણપુરમાં જઇ શ્રીમન્ સુખસાગરજી મહારાજ પાસે માગશર. શુદ ૧ ને દિને દીક્ષા લીધી.

બેચર પટેલમાંથી બેચરભાઈ પંડીત અને પછી મુનિશ્રી બુદ્ધિસાગરને સ્થાને પહોંચેલા આ આત્માનો જ્ઞાનદીપક હવે ઝળહળવા લાગ્યો, તેમણે પોતાનો વિહાર સુરત તથા મુંબઇ સુધી અને ગુજરાત કાઠિયાવાડમાં કરવા સાથે અભ્યાસમાં આગળ વધી શાસ્ત્રવિશારદના વિરલપદે પહોંચ્યા. અને સં. ૧૯૬૯ માં ગુરૂના સ્વર્ગવાસ પછી તેમણે સાગરગચ્છના શિરોમણી પદને અલંકૃત

કર્યું અને તે પછી તેમના જ્ઞાનતેજથી આકર્ષાઈ શ્રી સંઘે આચાર્ય પદ આપ્યું.

જે આત્માને આત્મસ્મરણની લગની લાગી હોય તે ગચ્છ શિરોમણી હોય કે આચાર્ય કહેવાય તે બધું તેને મન તો સરખું જ ગણાય. આચાર્ય શ્રી બુદ્ધિસાગરજી તો અધ્યાત્મમાંજ મચ્યા રહેતા. કેસરીયાજી તરફના વિહારમાં હોય કે મુંબઈમાં હોય, ગામડામાં વીચરતા હોય કે શહેરમાં રહ્યા હોય, પરંતુ જ્ઞાન અને લખવું-વાંચવું તે તેમના માટે નિત્યનો ખાસ ખોરાક હતો. પ્રભુ-ભજનની ધૂનમાં તેઓ મસ્તરામ કે ચીદાનંદનું સ્મરણ કરાવતા હતા. તેઓ કહેતા કે—

અમો ઉસ્તાદના ચેલા, ફકીરી વેશમાં ફરતા,
નથી દુનિયા તણી પરવા, અલખની ધૂનમાં રહેતા.

× × ×

રોમ રોમ પ્રદેશમાં રે, લોકાલોક સમાયો.
ચૌદ બ્રહ્માંડ નાટક સહુ રે, પ્રીતિ પ્રદેશે સુહાયો.
આતમ અલખ લીલા મેં સવાયો.

× × ×

તેઓ શત્રુંજય ચઢતા સરસ્વતિ ગુફામાં કલાકોના કલાકો કાઢી નાખતા, ઇડર કે આબુમાં અવધૂતની પેઠે ઉંડાણમાં છુપાઈ જતા અને શહેરોના જીનાલયોમાં પણ ભોયરૂં ભાળે તો ત્યાં કલાકો સુધી પ્રભુપ્રેમની મસ્તી જગાવતા.

તેમને જૈન કે અજૈન, હીંદુ કે મુસલમાન, સૌ સરખા હતા. અંત્યજની માની લીધેલી વાડો ટપીને પણ તેઓ પ્રેમ અને શાંતિનો રસ રેલાવતા હતા, તેમનાં ભજનનો રસ ધર્મ કે ન્યાતજાતના આંતરા વિના સૌ કોઇ પીઇ શકતા. ઢેડના બાળકોને ધર્મના સંસ્કાર આપીને પાપના પુંજમાંથી બચાવી લેવામાં તેમને આનંદ થતો; તેથી તેવા ત્યાજ્ય ગણાએલાં બાળકોને ભણાવવાને પણ તેઓ સંકોચાતા નહિ.

તેમની લખવાની શક્તિનું માપ એટલા ઉપરથી થઇ શકે કે તેમણે અધ્યાત્મ અને આત્મજ્ઞાન, ધર્મચર્ચા, ઇતિહાસ, કાવ્ય અને તત્ત્વવિચારણા આદિ દરેક વિષય ઉપર એટલું તો સાહિત્ય લખ્યું છે કે તેનો મુકાબલો વર્તમાન કાળમાં ભાગ્યે જ કોઇની સાથે આપણા સમાજમાં થઇ શકે છે. જેમ માળાના ૧૦૮ મણુકા હોય તેમ અત્યાર સુધીમાં તેમના ૧૦૮ ગ્રંથો તો બહાર પડી ચુકયા છે, અને તે પણ એક એકથી ચઢતા અને સાહિત્ય સમૃધ્ધિમાં ખજાના રૂપ અંકાય તેવા. તેમના ભજનોના ૧૧ ભાગ એ અંતઃસ્ફુરણામય હજારો ભજનોનો ખજાનો છે, આનંદઘન કાવ્યના અર્થ લખતાં ૮૦૦ પાના ભર્યાં. પત્રથી ઉપદેશ આપતાં ૬૦૦ પાનાં, ગદ્યમાં ઉપદેશ આપતાં ૧૦૦૦ પૃષ્ટ, કર્મયોગમાં ઉતર્યા તો ભગવદ્દગીતાની ભાવના ઉપર ૧૦૦૦ પૃષ્ટ ભર્યાં. પરમાત્મ જ્યોતી પ્રકટાવતાં ૫૦૦ પાના અને પરમાત્મ દર્શન કરાવતાં તેટલાં જ બીજાં લખી નાખ્યાં ! સાબરમતી નદીનું વર્ણન કરવા બેઠા તો જાણે અનેક આત્માઓને તેના પ્રતાપે તારી દેવા બેઠા હોય તેમ સાબરમતીના ગુણગ્રામનો છેડો જ ન આવે !

ઇતિહાસમાં ઉતર્યા ત્યાં તો સેંકડો શીલાલેખો અને તેનાં હાર્દ તથા ઇતિહાસ સાથે પરસ્પરનો સંબંધ ચીતરતા જાણે તે કાળમાં ભમી રહેલ એક મુસાફર જોઇ લ્યો. આવા ૧૦૮ મણકા જન સમાજના સન્મુખ ધરીને તેનો મેર ગુંથવા કક્કાવલિ સુબોધ શરૂ કર્યો અને મૂળાક્ષરના અકેક સ્વરવ્યંજન ઉપર આત્મરમણ કરતાં છ હજાર કાવ્ય લખી નાખ્યાં. આ ગ્રંથના હજુ તો ' જ ' ના કાવ્યે પહોંચ્યા ત્યાં પચીશ ફરમાં થઇ ગયાં અને તેટલામાં આજે આ મહાન્ વિભૂતિ સ્વર્ગે સંચર્યાના ખબર જાણી અપાર ખેદ થયો !

જેમ તેઓ લેખક અને કવી તરીકે પ્રખર પુરૂષ હતા તેમ વકતા તરીકે પણ તેમની વાણી અનેક જીવોને ઉપકાર કરી શકતી. જાહેર ભાષણની પ્રથા મુનિઓ માટે તેમણે જ શરૂ કરેલી સં. ૧૯૬૫ માં ના ગાયકવાડ સરકાર મળ્યા ત્યારે તેમણે

કરેલ ઉપદેશ શ્રીમંતે અંગ્રેજીમાં અનુવાદ કરાવી છપાવી રાખ્યો અને ફરી રાજમહેલમાં બોલાવી ધર્મચર્ચા કરી ત્યારેજ તેમને શાંતિ થઇ.

આ બધું છતાં તેઓ દેશકાળને ભુલ્યા નહોતા. અમદાવાદ જેવા શહેરમાં જૈન બાળકોને ઉંચી કેળવણી લેવા માટે ઉભા રહેવાને આશરો નહોતો. તે જોઇ શેઠ લલ્લુભાઈ રાયજીને ઉપદેશ કરતાં જૈન બોર્ડીંગની સ્થાપના થઇ. પાલીતાણામાં જૈન ગુરૂકુળના પાયા હચમચતા જોઇને શેઠ જીવણચંદ ધરમચંદ તથા શા. લલુભાઇ કરમચંદને બોલાવી જણાવ્યું કે " કોમના નિરાધાર બાળકોને આજે મુંજવણમાં જાણી મારૂં કાળજું કપાઇ જાય છે. તેને તમારા આધારની જરૂર છે. તેમને તમારા બાળક સમજીને કોટે વળગાડો તોજ મને શાંતિ થાય ! " તુર્ત તેઓ પાલીતાણે આવ્યા અને આજે જૈન ગુરૂકુળ તેમના આશિર્વાદથી ૧૦૦ બાળકોના આશિર્વાદ લઇ જૈન સમાજની આબરૂ દીપાવી રહ્યું છે ! એ સર્વ તેમની પ્રેરણાનાં ફળ છે.

આવી રીતે શાસન સેવાનાં બીજ તો અનેક સ્થળે વેરેલ અને ઉગી પણ નીકળેલાં. પરંતુ તેમાં ક્યાંય ન મળે દખલ કે ન મળે નામનાનો આગ્રહ ! એજ તેમની અધ્યાત્મભાવના સૂચવે છે.

સં. ૧૯૬૪ માં તેમના ઉપદેશથી અધ્યાત્મજ્ઞાનપ્રસારક મંડળનો જન્મ થયો અને તે દ્વારા સેંકડો ગ્રંથો પ્રકાશને પામ્યા. તે પૈકી ૧૦૮ મણકા તો તેમના એકલાનાજ હતા. છતાં ન મળે પ્રેસની પંચાત કે ન મળે ભાવ–તાલનું ભાન ! આટલી તટસ્થતા આજે આત્મીક ત્યાગ વિના બીજે ક્યાં શોધી જડે ?

સ્વદેશીના તેઓ પોષક હતા, શુધ્ધિને પીછાણી તેમણે ખાદીજ વાપરવી શરૂ કરેલી અને તેમના કાવ્યમાં પણ ' સ્વદેશી વસ્તુ વાપરશો ' તથા ' ખાદીના સત્કાર ' ને નથી ભુલ્યા.

મહીકાંઠામાં તેમનો અંતિમ વિહાર હતો. દરમ્યાન અજ્ઞાન લોકો વહેમમાં ધર્મ ચુકતા જોઇ, વીજાપુર પાસે મહુડીમાં જીનાલય

તથા તેની નજીક ઘંટાકર્ણ મહાવીરની પ્રતિષ્ઠા કરાવીને સેંકડો લોકોને મિથ્યાત્વથી બચાવી લીધા.

આ અંકમાં પ્રકટ થયેલું તેમનું છાયાદર્શન ( ફોટો ) પણ તેમના અધ્યાત્મ જીવનનો ખ્યાલ આપે છે. તેમને ફોટો લેવાની વાત સદા કાંટારૂપ લાગતી, તેથી પ્રસંગ જોઇ તેઓ ઠલ્લે ગયેલા ત્યારે અમદાવાદના એક ભાવનગરી ફોટોગ્રાફર સાધનો લઇ પાછળ ગયા અને ઝાડની ઓથે કેમેરા ગોઠવી બેઠા આચાર્ય શ્રી પાછા જઇ વળ્યા એટલે માર્ગમાં આ તૈયારી જોઇ દુર બેસી ગયા.એ જોઇ ટાપ-ટીપ માટે ખોટી ન થતાં ઠલ્લાની તરપણી (જળપાત્ર)સાથે ફોટો ખેંચી લેવાયો ! જટા અને આસપાસનાં ખેતરાના પથારા ઉપરથી તે બધું સ્પષ્ટ સમજી શકાય તેવું છે. ( આ લેખ ફોટો સાથે છપાયેલ છે )

*The Bombay Chronicle*
*22-6-25.*

## LATE JAIN ACHARYA BUDDHISAGARJI.

The death of Acharya Shree Buddhisagarji Maharaj, a well-known Jain preceptor, which took place at Vijapur in Baroda State on the 9th instant has caused an irreparable loss to the Jain community. Born in a Patidar's family at Vijapur on Maha Vad 14th Samvat Year 1930, the Acharya took to the study of Jain scriptures at an early age of 7 years. His childhood betrayed a very strong inclination towards ascetism.

After completing his course of studies, on Magaser Sud 6th Samvat Year 1957 he was initiated in the order of Jain ascertics at Palnpur by Shreemad

Sukhsagarji disciple of Shreemad Ravisagarji of the Sagar section. The deceased lead the life of a parfect Brahmachari ( celebate ) throughout his life. He had studied Jain and various other scriptures and was well versed in Nyaya. Vyakaran, Yoga etc. Those who came in contact with him were impressed by his simple life. He had written over 108 books on various subjects including Yoga, Adhyatma, Vairaga, etc. Some of those books have been recommended by the Baroda and British Governments for prizes and library purposes and some have been published in Sanskrit, Gujrati and Hindi. He has written "Bhajans" which are recited everywhere. By his death the Jain community has lost one who was a pillar of Jamism.

About Rs. 15,000 have been subscribed towards a Samadhi Mandir which is proposed to be .erected in his memory.

( આ લેખ ફોટો સાથે છપાયેલ છે )

ધી બોમ્બે ક્રૉનિકલ, ૨૨–૬–૨૫.

વિવિધ વિચારમાળા પુ. ૨ અં. ૧૧ મો.

## આચાર્યશ્રી બુદ્ધિસાગરસૂરી.

જૈન ધર્મના વાર્ત્તમાનિક અનેક પ્રભાવક આચાર્યો પૈકીના એક આચાર્યશ્રી બુદ્ધિસાગરસૂરિના તા. ૯ મી જુનના દિવસે મહુડી ખાતે થયેલા સ્વર્ગવાસના સમાચાર પ્રકટ કરતાં અમને પારાવાર ખેદ થાય છે.

मरणं प्रकृतिः जीवनं विकृतिः આ નિયમને આધ્યાત્મિક દૃષ્ટિએ ખ્યાલ કરીએ તો કોઇના પણ મૃત્યુ માટે આપણને ખેદ નજ

થવો જોઇએ, પરન્તુ જે સમયે જૈનસમાજનું નાવ ભરદરિયામાં ડોલાયમાન થઇ રહ્યું છે, જે વખતે જૈનધર્મની વાસ્તવિકતાનો પ્રચાર કરવાનો સાનુકૂળ સમય હાથ આવ્યો છે; જે સમયે જનસમાજમાં છિન્ન ભિન્નતા, નિર્નાથતા અને અઘટિત સ્વતંત્રતાનો પવન ફુંકાઇ રહ્યો છે, તે વખતે આચાર્ય શ્રીબુદ્ધિસાગરજી જેવા વિદ્વાન્, ઉદાર, સમયજ્ઞ અને લેખક આચાર્યના સ્વર્ગવાસથી જૈન સમાજની પ્રત્યેક વ્યક્તિને મર્માહત વેદના થાય, તો તેમાં લગારે આશ્ચર્ય પામવા જેવું નથી.

આચાર્ય શ્રીબુદ્ધિસાગરજીનો જન્મ તેજ વિજાપુર ગામમાં થયો હતો કે જ્યાં તેમનો અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો છે. તેઓનો જન્મ કણબી કુટુંબમાં થવા છતાં પૂર્વ જન્મના સુસંસ્કારોના લીધે બાલ્યાવસ્થાથીજ જૈનધર્મની શિક્ષા તરફ તેમનું દિલ વળ્યું હતું અને પ્રારંભથી તેમને શિક્ષાની જોગવાઇ પણ જૈન સંસ્થામાંજ થઇ હતી. બાલ્યાવસ્થાથીજ તેમની બુદ્ધિ બહુ તેજ હતી, અને તેના પરિણામે તેમણે જૈનધર્મનો સારો અભ્યાસ કર્યો હતો. આગળ જતાં અભ્યાસ અપેક્ષાએ પણ લેખન પ્રવૃત્તિ એ એમનો પ્રધાન વિષય થઇ પડયો હતો અને તેનુંજ પરિણામ એ હતું કે તેઓ એક પછી એક અનેક મૌલિક તેમજ વિવેચનાત્મક ગ્રંથો લખી શકયા હતા. તેમનાં ભજનપદ સંગ્રહો પૈકી અધ્યાત્મના પદો વાંચવા અને સાંભળવા પ્રમાણે–તેઓશ્રીને અધ્યાત્મના વિષય તરફ ઘણી સારી અભિરૂચિ હતી.

આમ એકંદર આચાર્ય શ્રીબુદ્ધિસાગરજીસૂરિજી મહારાજે પોતાની વિદ્યા, જ્ઞાન ધ્યાન અને યૌગિક ક્રિયાઓથી જૈન અને અજૈન વર્ગમાં સારી ખ્યાતિ મેળવી હતી. તેમના ભજનોમાં એટલો બધો રસાસ્વાદ રહેલો છે કે–એ ભજનો કોણ જૈન કે કોણ અજૈન તમામને ઉપયોગી હોવાથી બધાયે રસપૂર્વક તેનો લાભ ઉઠાવે છે.

મર્હુમ આચાર્યશ્રી બહુ પ્રેમીલા સ્વભાવના હતા. ખટપટોથી

દૂર રહેલા અને પોતાનો સમય લખવા વાંચવામાંજ વ્યતીત કરતા. તેમણે ઘણા ગ્રંથો લખીને જેમ સાહિત્ય વૃદ્ધિમાં ફાળો આપ્યો છે, તેવીજ રીતે અધ્યાત્મજ્ઞાન પ્રસારક મંડળ જેવી ઉપયોગી સંસ્થાઓ સ્થપાવીને પણ જૈનસમાજ ઉપર મહાન્ ઉપકાર કર્યો છે.

સાહિત્ય-વડોદરા. જુલાઇ

૧૦૮ મહાન્ ગ્રંથ રચયિતા મહાન સાહિત્યાચાર્ય—શાસ્ત્રવિશારદ

## શ્રીમદ્ બુદ્ધિસાગર સૂરીશ્વરનો સ્વર્ગવાસ.

ધર્મ, સમાજ સેવા, અધ્યાત્મજ્ઞાન, તત્વજ્ઞાન આદિ ગહન વિષયો પર સંસ્કૃત પ્રાકૃત હિંદી અને ગુજરાતી ભાષામાં ગદ્યપદ્યમાં ૧૦૮ મહાન્ ગ્રંથો લખી પોતાની હયાતીમાંજ પ્રકટ કરાવી વિશ્વને ઉન્નતિ પથમાં દોરનાર મહાન્ પંડિત પ્રવર, કવિવર, પ્રખર વક્તા, વિચારક અને તત્વજ્ઞાની જૈનાચાર્ય શ્રીમદ્ બુદ્ધિસાગરજી વિજાપુરમાં ગઇ તા. ૯-૬-૨૫ ના રોજ સ્વર્ગવાસી થયના દુખદાયક સમાચાર ફરી વળ્યા છે. સદ્દગત્ ઘણીજ ઉંચી કોટિના યોગાભ્યાસી જ્ઞાની સંત હતા. પ્રેમાનંદની પેઠેજ ગુર્જર ભાષાની ઉત્કૃષ્ટ સેવા બજાવવાની ભીષ્મ પ્રતિજ્ઞાવાળા આ મહાત્માએ ગુર્જર ભાષામાં સેંકડો ગ્રંથો લખી ગુર્જર સાહિત્યમાં વૃધ્ધિ કરી છે. તેમણે ચોથી સાહિત્ય પરિષદમાં પોતાનો નિબંધ મોકલી આપ્યો હતો. તેઓ સં. ૧૯૩૦ માં શિવરાત્રિને દિવસે વિજાપુરમાં જન્મ્યા હતા. કુર્મ ક્ષત્રિય જાતના પાટીદાર હોઇ તેમના પિતા સુખી અવસ્થામાં હતા. સંસારી નામ બહેચરદાસ હતું. આજન્મ બ્રહ્મચર્ય વૃત્ત ધારી ૧૯૫૭ ના માગશર સુદ ૭ ના રોજ દિક્ષા લઇ ૧૯૭૦ ના માગશર શુદ ૧૫ ના રોજ પેથાપુરમાં આચાર્યપદ પ્રાપ્ત કરી ૧૯૮૧ ના જેઠ વદ ૩ ના રોજ નિર્વાણ પામ્યા છે.

તેમણે પોતે નવીન રચેલાં કાવ્ય તથા અધ્યાત્મજ્ઞાનના ઉચ્ચ કોટિના ૧૦૮ ગ્રંથો પ્રકટ થઇ ચુક્યા છે. કોઇ આચાર્યે પોતાની

હયાતીમાંજ ૧૦૮ ગ્રંથોની માળા પૂર્ણ કરી હોય, એવાં આ આચાર્ય જેવા થોડાજ દાખલા ઈતિહાસ બતાવે છે. આવા અદ્ભુત ચમત્કારી સાહિત્યના ઉચ્ચ કોટિના ઉપાસક, આધ્યાત્મ જ્ઞાન યોગનિષ્ઠ યોગીશ્વરના આત્માને પ્રભુ શાંતિ આપો.

શ્રી બુદ્ધિસાગરજીના સ્વર્ગવાસથી ગુજરાતને અને જૈન ભાઈઓને મોટી ખોટ પડી છે .

જૈન ધર્મપ્રકાશ—અષાઢ.

## આચાર્યશ્રી બુદ્ધિસાગરજીનો સ્વર્ગવાસ.

આ અધ્યાત્મપરાયણ, યોગનિષ્ઠ જૈન સાહિત્યની વૃદ્ધિ માટે સતત્ ઉદ્યોગી મહાત્મા જેઠ વદિ ૩ ને સોમવારે વીજાપુર ખાતે સ્વર્ગવાસી થયા છે. એમનો જન્મ સંવત ૧૯૩૦ માં વીજાપુરમાં શીવદાસ નામના કૌટુંબિકને ત્યાં થયો હતો, નામ બહેચર પાડયું હતું. પૂર્વના સંસ્કારથી લઘુવયમાંજ જૈનધર્મ સંબંધી અભ્યાસનો યોગ થયો હતો, શ્રીમદ્ રવિસાગરજી મહારાજનો સંયોગ બન્યો હતો, અને તેને પરિણામે સં. ૧૯૫૭ ના માગશર શુદિ ૬ ઠે શ્રીમાન્ સુખસાગરજી મહારાજ પાસે ચારિત્ર ગ્રહણ કર્યું હતું તેઓ સાહેબ ક્રમેક્રમે જ્ઞાન, ક્રિયા બંનેમાં વધતાં આચાર્ય પદવી પામ્યા હતા અને ગદ્યપદ્યાત્મક નવા નવા ગ્રંથો યા બુકોના ૧૦૮ મણકા બનાવ્યા હતા. જે બધા છપાઈ ગયા છે. હજુ તેમની કૃતિ છપાવવી બાકીમાં છે, તે ભવ્ય જીવોને એકાંત ઉપકારક છે, શ્રી અધ્યાત્મજ્ઞાનપ્રસારક મંડળની સ્થાપના એઓ સાહેબેજ કરી હતી. એઓ તદન સાદાં ને સ્વદેશી વસ્ત્રોજ વાપરતા હતા. વૈરાગ્ય રસમાં વૃદ્ધિ પામતા હતા, તેઓ સાહેબનો અંત સમય બહુજ સુધર્યો છે, જૈનબંધુઓએ પણ મોટી સંખ્યામાં બહારગામથી વીજાપુર આવી તેમની અંતક્રિયામાં ભાગ લીધો હતો. એ પ્રસંગે ઉપજ પણ બહુ સારી થઇ હતી, આવા મહાત્માઓની

ખાલી પડેલી જગ્યા પુરાતી નથી, અમે તેમના મુખ્ય શિષ્ય શ્રી અજિતસાગરસૂરિ તેમની ખામી જણાવા નહીં દેય એમ ઇચ્છીએ છીએ, અને મહુંમના આત્માને શાંતિ ઇચ્છીએ છીએ.

પ્રજાબંધુ તા. ૧૪-૬-૨૫

**જૈન આચાર્યનો સ્વર્ગવાસ**—સુપ્રસિદ્ધ જૈન આચાર્ય શ્રીમદ્ બુધ્ધિસાગરજી સુરીશ્વરજી મહારાજ ગયે મંગળવારે સવારના વિજાપુર ગામમાં ટુંક બીમારી ભોગવી સ્વર્ગવાસ પામ્યા છે. આ સમાચાર અત્રે મળતાં બીજે દિવસે તેમના માનમાં શેરબજારો, ખાંડીબજાર, કાપડબજાર, મસ્કતી મારકેટ, કંદોઇઓળ, ગાંધીબજાર, કંસારાબજાર, ઝવેરીબજાર, ચાંલ્લાઓળ, દાણાબજાર સોનાચાંદી બજાર, શ્રી જૈન વિશા ઓસવાળ કલબ, શ્રી જૈન ધર્મ વર્ધક સભા, શ્રી વીરચંદ દીપચંદ લાયબ્રેરી વીગેરે બંધ રહ્યાં હતાં. મહુંમ મહાન્ યોગનીષ્ઠ, ઉત્તમ ચારીત્ર્યવાન અને કવિ હતા. મહુંમે ભજન પદસંગ્રહ, કર્મયોગ તથા બીજા આધ્યાત્મીક ૧૦૮ પુસ્તકો લખીને જૈન ધર્મની સારી સેવા બજાવી છે. મહુંમ પોતાના મળતાવડા સ્વભાવથી જૈન ધર્મ સિવાયના બીજા ધર્મોવાળાઓને પણ ઘણા પ્રિય અને પૂજ્ય હતા. મહુંમે જૈનોમાં સૌથી મોટામાં મોટી ગણાતી આચાર્યની પદવી પ્રાપ્ત કરી હતી અને તેમણે કેટલાક શિષ્યોને દીક્ષા આપી સારી રીતે તૈયાર કર્યા છે. મહુંમ ન્યાતે કણબી હતા. તેમ છતાં પોતાના આત્મબળથી અને અભ્યાસથી આવી ઉંચી પદવી પ્રાપ્ત કરવાને શક્તિમાન થયા હતા. તેમની ઉંમર આશરે ૫૦ વર્ષની હતી. મહુંમ ઘણો વખત રતનપોળ ઝવેરીવાડમાં આંબલીની પોળના જૈન અપાશરામાં રહેલા તેથી તેમના દેહત્યાગના સમાચાર સાંભળતાં તેમના દર્શનાર્થે અત્રેથી સંખ્યાબંધ જૈનો વિજાપુર ગયા હતા. મહુંમની યાદગીરી કાયમ રાખવા સારૂ વિજાપુરમાં મોટું ફંડ ઉભુ કરવામાં આવ્યું છે.

સયાજી વિજય ૧૧-૬-૨૫

## જૈનાચાર્ય મહારાજ શ્રીમદ્ બુદ્ધિસાગરજીનો સ્વર્ગવાસ.

યોગનીષ્ટ શાસ્ત્રવિશારદ જૈન આચાર્ય શ્રી બુધ્ધિસાગરનું સ્વર્ગગમન વિજાપુરમાં જ્યેષ્ટ વદી ૩ મંગળવાર તા. ૯ મીએ પ્રાતઃકાળે સવારે થયું છે. મરહુમ એક અત્યંત વિદ્વાન્, જઇન ધર્મગુરૂ હોવા છતાં તેઓએ વૈદીક અને બુધ્ધ સંપ્રદાયોનો તેમજ ઇસ્લામ અને ખ્રીસ્તી ધર્મનો સારો અભ્યાસ કરેલો હોવાથી તથા તેમનો ઉપદેશ વિશાળ હોવાથી જઇન અને ઈતર હીંદુઓ ઉપરાંત ઘણા મુસલમાન, પારસી અને ખ્રીસ્તીઓ પણ તેમને શીષ્ય ભાવથી માન આપતા હતા. શ્રીમદ્ છેલ્લા બે માસથી મહુડી ગામે હતા. દરમ્યાન પાંચ છ દીવસ ઉપર તબીયત વધુ બગડવા માંડતાં વીજાપુરના સંઘે આગ્રહપુર્વક વિનંતી કરવાથી મહારાજશ્રીએ માગણી કબુલ રાખી સવારના છ વાગ્યા પહેલા લઈ જવાની સુચના કરી હતી. તે મુજબ તેઓશ્રીને લાવવામાં આવતાં સેંકડો સ્ત્રી-પુરૂષ અને બાળકો મહારાજશ્રીનાં દર્શન માટે ભેગાં થયાં હતાં.

મહારાજશ્રીનો જન્મ સં. ૧૯૩૦ માં વીજાપુરમાં પાટીદાર જ્ઞાતિમાં થયો હતો. પ્રાથમિક અભ્યાસ પુરો કરી ૧૭ વર્ષની વયે તેઓશ્રીએ જૈન શાસ્ત્રનો અભ્યાસ શરૂ કરી તીવ્ર બુદ્ધિ, મજબુત ગ્રહણશકિત અને સચોટ સ્મરણ શક્તિને લીધે ધર્મશાસ્ત્રો ઉપરાંત ન્યાય, વ્યાકરણ, કાવ્ય આદિ શાસ્ત્રોનો અભ્યાસ કરી શાસ્ત્ર પારંગત થયા હતા. મહદ્ જ્ઞાન ઉપરાંત તેમની વચનસિદ્ધિનો પણ ઘણાને અનુભવ થયો છે. મરહુમના માનાર્થે બે દીવસ હડતાલ પાળી હતી. અમદાવાદ, મુંબઇ વગેરે સ્થળોએ તારથી ખબર આપવાથી ઘણા ભકતજનો બીજેજ દીવસ આવી પહોંચ્યા હતા. તે પછી મહારાજશ્રીના ગત્ દેહને અગ્ની સંસ્કાર વિધિ થયો હતો.

---

# અંતરોર્મિ.

## સદ્ગુરૂ વિરહ કાવ્યો.

ॐ

### श्रीसद्गुरु-स्मरणम्.

स्रग्धरावृत्तम्.

श्रीमन्तं ज्ञानवन्तं विशदमतिमतां संमतं चारुमूर्तिं,
सौभाग्यैकप्रधानं प्रवरसुखदं सर्वशास्त्रप्रवीणम्;
शुद्धानन्दप्रकाशं विबुधजनवरं कर्मभूमीखनित्रं,
बुद्ध्यब्धिं सूरिवर्यं स्मरत भविजनाः!
सद्गुरुं दिव्यरूपम् ॥ १ ॥

अव्यक्तार्थप्रबोधं विमथितमदनं धर्मतत्त्वप्रदानं,
विद्यारण्याम्बुधारं समधिगतसुखं साधितार्थप्रमाणम्;
सच्चिदानन्दगेहं जननमृतिहरं मृत्युपारं प्रयातं,
बुद्ध्यब्धिं सूरिवर्यं स्मरत भविजनाः!
सद्गुरुं दिव्यरूपम् ॥ २ ॥

रे! रे! भव्यात्मलोकाः! श्रयत पदयुगं यस्य सिद्धान्तभाजः,
मोक्षस्वर्गार्थदायं त्रिविधसुखमयं सर्वसंपत्तिराजः;
छिन्नानर्थप्रतानं कविकुलतिलकं भूरिलोकप्रगीतं,
बुद्ध्यब्धिं सूरिवर्यं स्मरत भविजनाः!
सद्गुरुं दिव्यरूपम् ॥ ३ ॥

श्रीमद्विद्यापुरस्था नरयुवतिगणाः कीर्त्तिपीयूषसारं,
पीत्वा पीत्वा निकामं सुखरतिमगमन् दिक्षु लोकाश्च यस्य;
लोकालोकप्रभावं सदतुलविभवं सिद्धशर्मैकधाम,
बुद्ध्यब्धिं सूरिवर्यं स्मरत भविजनाः!
सद्गुरुं दिव्यरूपम् ॥ ४ ॥

गीता गीतार्थयुक्ता श्रितनिगमनया येन सा कृष्णगीता,
विद्वद्वर्येण सारा विलसती वसुधामण्डले मोदमाला;

योगाङ्गज्ञानवित्ता सुरचितघटना भिन्नकर्मप्रभावा,
बुद्ध्यब्धिं सूरिवर्यं स्मरत भविजनाः!
सद्गुरुं दिव्यरूपम् ॥ ५ ॥

दर्शं दर्शं प्रभावं भवभयहरं यस्य सूरीश्वरस्य,
श्रावं श्रावं यदीयां भजनविरचनां निर्ममत्वार्थबोधम्;
स्मारं स्मारं च शैलीं गुणगणविदितां तुष्टिमन्तः समस्तां,
बुद्ध्यब्धिं सूरिवर्यं स्मरत भविजनाः!
सद्गुरुं दिव्यरूपम् ॥ ६ ॥

सारं सारस्वतं यो मनसि कलितवानक्षतं शुद्धबुद्ध्या,
न्यायं नव्यानवीनं स्मृतिविषयमरं चक्रिवाननन्यभावः,
वेदान्तं वेदसारं भजनपदतया व्यावृणोदक्षतार्थं,
बुद्ध्यब्धिं सूरिवर्यं स्मरत भविजनाः!
सद्गुरुं दिव्यरूपम् ॥ ७ ॥

भूतानां भूरिभाग्याद् गुरुगुणनिलयं यं धरन्ती धरित्री,
रत्नाढ्या कीर्तितेयं जनहृदयहरं कल्पवल्लीप्रभावम्;
दैवं सर्गं प्रपन्नस्तदखिलजलताऽभाग्यमेवाधुनाऽसौ,
बुद्ध्यब्धिं सूरिवर्यं स्मरत भविजनाः!
सद्गुरुं दिव्यरूपम् ॥ ८ ॥

॥ इति समाप्तम ॥

अजितसागरसूरेः कृतिः।

## गुरुविरहाष्टकम्

### ललितछन्द.

भवभयार्त्तिहं ते पदाम्बुजं भुवि सुदुर्लभं सूरिपुङ्गव!।
गुरुकृपानिधे! बुद्धिवारिधे! देहि दर्शनं कामदं वरम् ॥१॥
स्मरणमुत्कटं ते मुनीश्वर! मोक्षशर्मदं भक्तवल्लभ!
वरद! विश्वतस्तारकोत्तम! देहि दर्शनं कामदं वरम ॥२॥
कलिमलापहं भद्रकीर्त्तनं, तव विभो! क्षितौ क्षीणकर्मणः!
श्रुतमहोदधेस्तत्त्ववेदक! वितर दर्शनं बुद्धिवारिधे! ॥३॥

तव विभूतयः सर्वतः स्थिता, मतिमतां मनःसद्मनि प्रभो !
कलयितुं न कोऽप्यस्ति ताः क्षमो, वितर दर्शनं बुद्धिवारिधे!॥५
तव समाधिना नाथ! केवलं, शयनमङ्गिनां दुर्यशः खलु ।
विधिवशादिदं जातमक्षमं, वितर दर्शनं बुद्धिवारिधे! ॥५॥
विशदमूर्तिमाँल्लौकिको गणो, तव गुरो ! क्व च संपदा सदा ।
तदपि तावकं दर्शनं वरं, नहि जनः प्रभो! विस्मरत्यहो ! ॥६॥
मधुमतीजनक्षेमदायक ! विविधतत्त्वतो गीतगायक !
विगतमन्युना संघपालक ! सद्गुरो ! शुभं दर्शनं तव ! ॥७॥
भवति शोभनस्त्वद्व्रतो जनो निखिलसिद्धिमान् दुर्गतस्तथा ।
परमभावतः प्रेमभाजन ! वितर दर्शनं बुद्धिवारिधे ! ॥८॥
भवारण्ये भ्रान्ता जननमरणव्रातविधुरा
अनेके संयाता ध्रुवपदमखण्डात्मविभवाः ।
अयं ते सद्भावः समजनि महामोदजनक
इदानीं स्वर्यातः, किमु गुरुवर! क्षेमसदन ! ॥९॥

अजितसागरसूरेः कृतिः ।

ॐ

शास्त्रविशारद–योगनिष्ठ–जैनाचार्य–श्रीबुद्धिसागरसूरीश्वर ।

# "गुणस्तुत्यष्टकम्"

॥ शार्दूलविक्रीडितम् ॥

सिद्धश्रीनिलये च गूर्जरधरालङ्कारिणि स्वर्णिभे-
ऽनेकश्रीदमहेशजिष्णुकलिते विद्यापुराख्ये पुरे ।
यो जन्माऽश्रयत प्रतापभवनं प्राच्यामिवाहर्मणिः
सूरिर्यच्छतु बुद्धिसागर इति श्रेयांसि वः सोऽन्वहम् ॥१॥
विख्याते शिवदासकार्बुककुलाकाशे विभास्वानिव
दोषोच्छेदकरोऽपसारिततमाः सच्चक्रहर्षप्रदः ।
यो जन्माऽऽप खवन्हिनन्दवसुधावर्षे शुभे वासरे (१९३०)
सूरिर्यच्छतु बुद्धिसागर इति श्रेयांसि वः सोऽन्वहम् ॥२॥

यो बाल्येऽपि हि धर्मकर्मनिरतः सत्यागवैराग्यभाग्
निर्दम्भः सुविशुद्धधीर्भवभयोद्विग्नो दयालुर्गुणी ।
शान्ताक्षप्रकृतिः कृतात्मरमणः सन्मार्गयानोन्मुखः
सूरिर्यच्छतु बुद्धिसागर इति श्रेयांसि वः सोऽन्वहम् ॥३॥

विद्वत्त्वं स्वपरागमेषु पटुतामध्यात्मविद्यास्वपि-
माध्यस्थ्यं सततोद्यमित्वमतुलं सल्लेखकत्वं तथा ।
यस्य ग्रन्थशतां प्रमाणयति सद्वृत्तिं धियां पाटवं
सूरिर्यच्छतु बुद्धिसागर इति श्रेयांसि वः सोऽन्वहम् ॥४॥

मूर्त्तिर्वर्जितसंस्कृतिः परिगलद्धासःस्थितिर्यस्य वै
स्पष्टं निस्पृहतामपि स्ववपुषि व्याचष्ट इष्टार्थिनः ।
श्राद्धप्रेषितपत्रसंहतिररं वैराग्यरङ्गं तथा
सूरिर्यच्छतु बुद्धिसागर इति श्रेयांसि वः सोऽन्वहम् ॥५॥

कारुण्यामृत वारिधेर्मुनिपतेर्यस्योपदेशादिह
वर्धं स्थैर्यमुपेयिवद् गुरुकुलं श्रीपादलिप्ते पुरे ।
बालान् शिक्षणपद्धतिं च नयते दीनांस्तथा पोषणं
सूरिर्यच्छतु बुद्धिसागर इति श्रेयांसि वः सोऽन्वहम् ॥६॥

यस्य क्वापि कदापि नैव ममता नाहङ्कृतिश्चेतसि
नो गार्ध्यं विषयादिसाधनविधौ नैव प्रमत्ता दशा ।
चारित्रं न कलङ्कितं च मनसा भेदो न भक्त-द्विषोः
सूरिर्यच्छतु बुद्धिसागर इति श्रेयांसि वः सोऽन्वहम् ॥७॥

भूकर्माङ्कवसुन्धरापरिमिते (१९८१) वर्षे शुभे वैक्रमे
शुक्रे शुक्लदले निशापतिदिने रम्ये तृतीयातिथौ ।
यः स्वर्गं समलञ्चकार सुमना हित्वा तनुं मानवीं
सूरिर्यच्छतु बुद्धिसागर इति श्रेयांसि वः सोऽन्वहम् ॥८॥

श्रीबुद्धिसागर इति स्तुतिमार्गमेष
नीतो मया प्रवरभक्तिभृता मुनीन्द्रः ।
मोक्षाप्तिकारणममोघफलां ददातु
श्रेयःश्रियं दुरिततातिमपाकरोतु ॥९॥

पं. अमोघचरणस्य कृतिः ।

શબ્દાર્થઃ-સ્વભાવીક લક્ષ્મીનું ઘર, ગુજરાતનો અલંકાર, અને અનેકદાના ( પક્ષે ધની ) મોટા મોટા શેઠ ( પક્ષે મહાદેવ ) અને જય મેળવનારા લોકો ( પક્ષે ઈંદ્ર ) થી યુકત સ્વર્ગસદૃશ વિજાપુર નામના નગરમાં પ્રતાપના સ્થાન સૂર્યની પેઠે જેમણે જન્મ ગ્રહણ કર્યો, તે શ્રી બુદ્ધિસાગરસૂરિ તમોને હમેશ કલ્યાણને આપો ! ( ૧ )

દોષોનો ( પક્ષે રાત્રીનો ) નાશ કરનાર પાપને ( પક્ષે અંધકારને ) દુર કરનાર, અને સત્પુરૂષોના સમૂહને ( પક્ષે સારા ચક્રવાક પક્ષીઓને ) હર્ષ આપનાર જે સં. ૧૯૩૦ ના શુભ દિવસે શિવદાસ પટેલના કુળરૂપ આકાશમાં સૂર્યની પેઠે જન્મ પામ્યા તે શ્રી બુદ્ધિસાગરસૂરિ તમોને હંમેશાં કલ્યાણને આપો ! ' ( ૨ )

જે બાલ્યપણામાં ધર્મકાર્યમાં તત્પર, સારા ત્યાગ વૈરાગ્યવાળા કપટરહિત, શુદ્ધ બુદ્ધિવાળા, સંસારના દુઃખોથી ઉદ્વિગ્ન દયાવાન્ ગુણવાન્ ઇંદ્રિયોથી અને સ્વભાવથી શાંત, આત્મામાં રમણ કરનાર, અને શુદ્ધ માર્ગગમનને સન્મુખ હતા, તે શ્રી બુદ્ધિસાગરસૂરિ તમોને કલ્યાણ આપો ! ( ૩ )

જેમની સ્વમત પરમતના શાસ્ત્રોમાં નિપુણતા, અધ્યાત્મ શાસ્ત્રોમાં પરંગતતા, મધ્યસ્થના, હમેશાં અત્યંત ઉદ્યમીપણું સમર્થ લેખકપણુ, શુભ મનોવૃત્તિ અને બુદ્ધિની તિક્ષણતા તે શ્રીમદ્‌ના બનાવેલા સેંકડો ગ્રંથો જ પુરવાર કરે છે તે શ્રી બુદ્ધિસાગર સૂરિ તમોને હમેશાં કલ્યાણ આપ્યો ! ( ૪ )

જે ઇષ્ટ ( મોક્ષ ) ના ઇચ્છક મહાત્માની આડંબરથી રહિત મૂર્તિ અને આમતેમ વિખરાયેલ વસ્ત્રોની સ્થિતિ, પોતાના શરિરની નિસ્પૃહતા સ્પષ્ટપણે જણાવે છે અને શ્રાવકો ઉપર લખેલા પત્રોનો સમૂહ અત્યંત વૈરાગ્યનો રંગ પ્રકટ કરે છે ! તેથી બુદ્ધિસાગરસૂરિ હમોને હમેશાં કલ્યાણ આપો ! ( ૫ )

ને કરૂણાના સમુદ્ર મુનિરાજના ઉંપદેશથી મજબુત થયેલું પાલીતાણાનું શ્રી યશોવિજય ગુરૂકુલ બાળકોને શિક્ષણ આપે છે

અને નિરાધારોનું પોષણ કરે છે, તે શ્રી બુદ્ધિસાગરસૂરિ તમોને હમેશાં કલ્યાણ આપો ! ( ૬ )

જેને ક્યાંએ કદીએ મમતા નથી ! મનમાં અહંકાર નથી ! વિષયોના સાધનોમાં આશકિત નથી, પ્રમાદ દશા નથી ! ચારિત્રમાં કલંક નથી અને ભકત તથા દ્વેષી જનોમાં મત ભેદ ભાવ નથી ! તે શ્રીબુદ્ધિસાગરસુરિ તમોને કલ્યાણ આપો. ( ૭ )

વિ. સં. ૧૯૮૧ના જેઠ સુદી ત્રીજ સોમવારના જેમણે આ મનુષ્યદેહનો ત્યાગ કરી દેવલોકને અલંકૃત કર્યો, તે શ્રી બુદ્ધિસાગર સૂરિ તમોને કલ્યાણ આપો ! ( ૮ )

એવી રીતે અત્યંત ભકિતવાળા મારી વડે સ્તુતિ કરાએલા 'શ્રી બુદ્ધિસાગર સૂરિ' તમોને મોક્ષ પ્રાપ્તિના કારણ રૂપ એવી અનિષ્ફળ કલ્યાણની લક્ષ્મી આપો, અને પાપના સમૂહનો નાશ કરો ( ૯ )

પં. અમોઘચરણ.

## श्रीमद् बुद्धिसागरजी सूरिकी पवित्र स्मृतिमें ।

हा ! अंधेर ! अपार दुःख ! हा ! हृदय व्यथासे फूटा ।
योगिराज अलमस्त कीर हा ! काल बाज ने लूटा ॥१॥
जिसकी सुनकर गिरा मधुर था सुखमय हृदय हमारा ।
हा ! हा ! सहसा उस प्रिय कीरको किस पापीने मारा ॥२॥
हमको दे अध्यातम अमिय अनुपम अज्ञान मिटाया ।
पूरण वह पीयूषकर हा ! किस राहूने खाया ॥३॥
अंधकार हा अधकार ! संसार हुआ सब सूना ।
जो विज्ञान प्रभाकर अस्ताचल पर गया प्रवीना ॥४॥
हाय हृदय जलता है तनमें लगी क्लेशकी ज्वाला ।
दुख दॅवारि है लगी भयानक चहुँ दिश लिपटें माला ॥५॥
नैनों में नहिं नीर जीभ हो गई अचल नहिं उठती ।
रोना है जी छोड़ नहीं फटती छाती पत्थर की ॥६॥

वज्रपात ! हा ! वज्रपात ! दुर्दैव किया क्या तूने ।
जो सौराष्ट्र सरोवर का सुख हंस हर लिया तूने ॥७॥
नहीं नहीं सरवर का जीवन तूने सकल जलाया ।
नर नारी सरसिज गण तने पलमें सबकु म्हलाया ॥८॥

बुद्धि उदधि अरु विद्यासागर ज्ञान कला गुण आगर ।
कहाँ मिलेगा अब पृथ्वी पर बल विवेक मति आगर ॥९॥
काव्य कलानिधि सदा बहाते भक्ति सुधा की धारा ।
हुआ बंद आनंद स्रोत जैनों का प्राण अधारा ॥१०॥

वेद तथा उपनिषद् विज्ञ अलि तत्त्व ज्ञानरस पाला ।
छोड़ें गये अध्यात्म विपिन तज ग्रंथ सुमन की माला ॥११॥
हे साहित्य वियति के विधु गुजराती सुवन सपूते ।
पोंछो अब माता के आँसू हुईं बेर बहु रोते ॥१२॥
महावीर की मंजुल मूरति के अनुपम अनुरागी ।
मंदिर भी तजि चले अचानक ऐसे हुए विरागी ॥१३॥
साधु शिरोमणि सत्यव्रती साधू समाज के कोकिल ।
छोड़ गये रोते हमको यों हुए हाय निर्मोहिल ॥१४॥

भारत मां के लाल हाय सौराष्ट्र सुवन सुखकारी ।
मातृभूमि को छोड़ चले क्यों पे स्वदेश व्रतधारी ॥१५॥
वे आनंदकंद शुभ मूरति योगी परम विरागी ।
तम पाखंड प्रभाकर मिथ्या वेणु विनाशक आगी ॥१६॥
संशय तरु छेदक त्रिशूलवर नीतिधर्म धुरधारी ।
प्रज्ञाचक्षु चले दुख दे क्यों नीति अहिंसा धारी ॥१७॥
या तुम गये स्वर्गमें हमको छोड़ समुझकर दोषी ।
पंचकोष की देह छोड़ या हुए निपट निर्दोषी ॥१८॥

प्रभुने हमको दिया दुःख पर यही प्रार्थना करते ।
बसो शांति आनंद युक्त तुम अमरलोकमें रहते ॥१९॥

भैयालाल जैन.
H. M. B.
म्युनीसीपल कमीश्नर.
कटनी—( सी. पी ).



अध्यात्मज्ञान मस्त योगीराज

श्रीमद् बुद्धिसागर सूरिजी.

સદ્દગુરૂદેવ ! શ્રીમદ્ બુધ્ધિસાગરજી સૂરિશ્વરના અમર આત્માને !

## નિવાપાંજલિ.

### ગઝલ–સોહિની.

ધર્મનો ધારી વિજયધ્વજ, બુદ્ધિસાગરસૂરિ ગયા !
સત્જ્ઞાન ત્યાગ વિરાગમંડિત, સદ્દગુરૂ ચાલી ગયા ! ધર્મ.

મહામસ્ત અદ્દભુત અલખ યોગી, યોગિનિષ્ઠ ગયા ! ગયા !
ચુડામણિ ચારિત્ર્યના, હા ! બુદ્ધિસાગરસૂરિ ગયા ! ધર્મ.

અધ્યાત્મ જ્ઞાની શ્રેષ્ઠ કવિવર, વીર ! વીર ! ગજવી ગયા !
રગ રગ ભિંજાયલ તિવ્ર વૈરાગ્યે, જગત્ ભિંજવી ગયા ! ધર્મ.

ગૂઢ ગંભિર અર્થરસભર, જ્ઞાન ગુંજન ગુંજીયા !
બંસી અનાલાપી સૂરે, નિજ આત્મની બજવી ગયા ! ધર્મ.

ભજનો તણો સાગર ઉછાળ્યો, જ્ઞાન રસ રેલી ગયા !
શત એક આઠ સુગ્રંથ અદભુત, ગુરૂશ્રી આલેખી ગયા ! ધર્મ.

ગિર્વાણ ને ગુર્જર ગીરા, આરાધને જ ખપી ગયા !
આલાપી ગાન નિજાત્મનાં, તપ તિવ્ર ત્યાગ તપી ગયા ! ધર્મ.

સૌ વિશ્વ વર્ણ અઢાર કર્ણે, જ્ઞાન રવ ગજવી ગયા !
નિન્દ્રા ભરી જૈનાલમે, નવચેતના જગવી ગયા ! ધર્મ.

મહાયોગસાધક કર્મયોગી, શાસ્ત્રવિશારદ ગયા !
ખાખી ફકીર શ્રી વીરના, ત્યાગી ખરા ચાલી ગયા ! ધર્મ

વકતા પ્રખર. પ્રભુપ્રેમી, સમયસુજાણ ગુરૂવર હા ! ગયા !
શંશય તણા છેદક, મહા પંડિત પ્રવર ઉડી ગયા ! ધર્મ.

ભારત ગગન બહુ તારલા, પણ ચંદ્ર અસ્તાચળ ગયા !
ગુરૂદેવ સૂરિસમ્રાટ યોગીરાજ ! હા ! વીરમી ગયા ! ધર્મ.

કોને પુછીશું શંશયો, ક્યાં વિરમવાં અંતર અહા !
છાયાં તીમિર સવિતા વિહોણા વિશ્વ માંહિ આજ હા ! ધર્મ.

ગુરૂદેવ ! પ્રભુ પ્રભુતા ભર્યા, આનંદઘન અવતાર શા !
ચિત્ત ચિદાનંદ વિલાસી. પ્યાસી મુકિતના ઉડી ગયા ! ધર્મ.

હિન્દુ મુસલમાન બ્રાહ્મણો ને પ્રકૃતિ રોતાં રહ્યા !
અમ હૃદય જગવી વિરહજવાળા, સ્વામિ ! સ્વર્ગ સીધાવીઆ. ધર્મ

ક્યાં દેખવા એ બ્રહ્મચારી, ભવ્ય યોગીરાજ હા !
દિવ્યાત્મજ્ઞાની સરસ્વતીનંદન હવે ન ભળાય હા ! ધર્મ.

ગૌતમ ગરજને સારતા, સૌ શંશયોજ નીવારતા !
સિદ્ધિ અને લબ્ધિ ભર્યા, ગુરૂદેવ હા ! ચાલી ગયા ! ધર્મ.

મળીઆં જઇ રવિ અંશમાં, સુખસાગરે શાશ્વત ઠર્યા !
કે' અમરધામ સુહાવવા, ગુરૂદેવ હા ! ચાલી ગયા ! ધર્મ.

અજિત આપ હતા જગતમાં, રિદ્ધિ કિર્તિ અજય રહ્યા !
શ્રી ચરણ હેમ મહેંદ્ર ઉત્તમ ભાનુ તિલક સમાય હા ! ધર્મ.

વ્હાલા હૃદયના પ્રાણ અર્પણ આપ ચરણ કરાય શું !
પશુના કર્યા અમ માનવી, ઉપકારી કંઠ ધરાય શું ? ધર્મ.

અમ હૃદય અશ્રુ પુષ્પમાળા, ભકિત ભાવે ધરાય હા !
મણિમય સ્વિકારો અમરધામે, દેવ ! જગત્ દયાળ હા ! ધર્મ.

રૂદનતીથિ ] પાદરાકર.

મહંયોગીરાજ ! યોગવિભૂતીવિલસીત ગુરૂદેવ ! ના દિવાત્માને !

## ભકિત પુષ્પાંજલિ

( અરણિક મુનિવર ચાલ્યા ગૌચરી–રાગ. )

બુદ્ધિસાગર સૂરિવર ક્યાં ગયા ! પરમ સુજ્ઞાની ધીર રે !
આનંદમૂર્તિ અનાહત નાદની ! આત્મગુણે ગંભિર રે ! બુદ્ધિ.
નિજ ઉપયોગે રે સ્વાનુભવી સદા, વર્તે તરતમ યોગે રે !
સ્વ પર પ્રકાશક જ્ઞાને શોભતા, આતમના ઉપયોગે રે ! બુદ્ધિ.

નિશ્ચય ને વ્યવહારે વિચરતા, શિરમણિ ચતુર સુજાણ રે !
યોગીશ્વર એ અદ્ભુત વિશ્વના, ઉજ્વળ ભારત ભાણ રે ! બુદ્ધિ.
જળહળ જ્યોતે વિશ્વ પ્રકાશતા, દિવ્ય જ્ઞાનનાં પૂરે રે !
મસ્ત અલખ એ અધ્યાત્મી ખરા, ઉછાળતા શાં નુર રે ! બુદ્ધિ.
મહાકવિ પંડિત અનુપમ ભારતે, ગ્રંથ રચ્યા શત આઠ રે !
આત્મજ્ઞાન રસ સાગર રેલતા, એ જસ લેખીની ઠાઠ રે ! બુદ્ધિ.
પ્રભુ ભજનોના રસગંગાજળે નવરાવ્યુ ગુર્જરરાષ્ટ્ર રે !
મસ્ત અલખનાં ગાને ઝુલતાં મરૂ, મહારાષ્ટ્ર સૌરાષ્ટ્ર રે ! બુદ્ધિ.
દંભ દ્વેશ વિકથાથી વેગળા મ્હારૂ ત્હારૂ ન લેશ રે !
પરમ દયાળુ પ્રભુ પ્રેમી પુરા. વિચરે આત્મ પ્રદેશ રે ! બુદ્ધિ.
સાગર ગુણનો શા શા હું સ્મરૂ આનંદઘન અવતાર રે !
ॐ अर्हम महावीर ध्वनी દિવ્ય ત્હેં, છેડયા હૃદય સિતાર રે ! બુદ્ધિ
ષટ્દર્શનસદ્બોધક સદ્ગુરૂ, સંશયછેદક નાથ રે !
યોગી ધ્યાની ખાખી અણમૂલા, ભકત તણા વિશ્રામ રે ! બુદ્ધિ
દેવ ! અમરધામેજ સિધાવતાં, હાહાકાર છવાય રે !
પ્રભુતાભર દિવ્યાત્મા કેમ રહે ! નગણ્ણા જગમાં હાય રે ! બુદ્ધિ.
વ્હાલા ગુરૂજી કેમ હવે ગોઠશે ? આપ વિના પળ વાર રે !
કયાં જઈ વિરમી શંશય પછશું ? કોણ હવે આધાર રે ! બુદ્ધિ
પાખંડી અંધારા વિશ્વમાં, માર્ગ ખરો કોણ દેશે રે !
અજ્ઞાનીને આથડતાં હવે, કોણ બચાવી લેશે રે ! બુદ્ધિ
વીરવચનના મર્મ જ દોહ્યલા, સત્ય ધર્મ સિદ્ધાંત રે !
આપ જતાં હા ! કોણ સમજાવશે, ભાંગી મનની ભ્રાંત રે ! બુદ્ધિ
આજ ઉઠયો આનંદઘન ઉંજળો. ચિદાનંદ યશ ચાલ્યા રે !
દેવ ! ચંદ્ર જતાં દશ દિશમાં, તિમિર પીછોડો ઢાળ્યો રે ! બુદ્ધિ
ઉન્નત ગિરિવર વાસી હંસલા, ઉતર્યા પામર ભોમ રે !
જ્ઞાન મોતી ચારો ચરી સંચર્યા, આજ ડુબ્યો જળ સોમ રે ! બુદ્ધિ.
મુડદાંપૂજક ઓ ગુજરાત ! રો ! જૈનાલમ પણ જોજે રે !
જીવંતાં ન પીછાન્યા દેવને ! હવે પીછાની રોજે રે ! બુદ્ધિ.

વિદ્યાપુરના રત્ન અમુલ્ય ઓ ! વિશ્વ પ્રકાશીત કીધું રે !
ત્યાગ તપસ્યા સંયમ જ્ઞાનથી, શીવપુર સાધી લીધું રે ! બુદ્ધિ.
વ્હાલા સમકીતદાયક ગુરૂવરા ? બુદ્ધિ તણા ભંડાર રે !
તમ ચરણે પ્રભુ ભેટજ શી ધરૂં ? વિશ્વ સમસ્ત અસાર રે ! બુદ્ધિ.
તનમનધન તો છે પ્રભુ આપનાં, આપજ જીવનમૂલ રે !
**અમર ધામમાં** અર્પણ તો ઘટે, અણુ અંતરીઆં ફુલ રે ! બુદ્ધિ.

ચીર વિરહ સમય — પાદરાકર.

॥ श्री ॥

श्रीपार्श्वंजीनप्रणम्य, शांत, दान्त महंत त्यागी, वैरागी, साधुना सत्ताविषगुणेकरी सुशोभित श्रीविजयविद्योम्भोनिधि, श्री १००८ श्रीबुद्धिसागरसुरिश्वरजी, आचार्यमहाराज.

॥ कवित ॥

विद्यापूरी जन्मभोमि, विद्याको विनोदि पर्म ।
पूर्वजन्मसिद्ध यातें सिद्धताइ पूरि हे ॥
मानें जैनधर्मकों प्रमाणे वेद मार्ग आप ।
योग काव्य कलाहिमें नेक न अधुरी हें ॥
तपागच्छ हें प्रतच्छ लच्छ अच्छ स्वेताम्बर ।
सागर हें साख ज्याकी रीति अति रूरि हें ॥
पद्धि आचारज पाए, पाए मान ठोर ठोर ।
बुद्धिके समंद बुद्धिसागरजी सुरि हें ॥
॥ १ ॥
गुनि गुन जानें मन मानें ऐसो ज्ञान देत ।
ज्याको देखवे तें रहें दुष्ट जन दुरि हें ॥
ग्रंथके करैया धिरवीरता धरैया श्रेष्ट ।
रीतीनिती राह ज्याकि नेक न अधुरि हें ॥
मंगल तनुज ज्याको महिमा अनंत जग ।
प्रित धर्मपंथ ज्याकी सोहें पर्म पुरि हें ॥
अमित अनंतकारी छंद पथगामी सदा ।
बुद्धिके समंद बुद्धिसागरजी सुरि हें ॥
॥ २ ॥

दौलतराम मंगलजी कवि.
विजापुर, निवासि.

# શ્રી ગુરૂદેવ.

## ગજલ-સોહિની.

ઉદ્યાનમાં ગુલબાસની કોમળ કલિકા જોઈ છે;
મૃદુ કુન્દ સૌમ્ય શિરીષને મધુ માલિકા પણ જોઈ છે. ઉદ્યાન-૧
કોમળપણાની રસભરી, યૌવન દશા નિરખી અતિ;
પણ આપના ત્યાં હૃદયની, મૃદુ ભાવના દેખી નથી. ઉદ્યાન-૨
જન પતિત પાવની ઓલતા, તે જોઇ છે ભાગીરથી;
મોહન તણી યમુના તથા, અતિ રમ્ય જોઇ સરસ્વતી. ઉદ્યાન-૩
તાપી તથા આ નર્મદા ને, જોઇ છે સાબરમતી;
પણ આપના શુભ ભાવની, રસવાહિની દેખી નથી. ઉદ્યાન-૪
ચળકાટ કરતી ચન્દ્રિકા, આકાશમાં દેખી ઘણી;
પ્રાતઃસમય પૂર્વા વિષે, કિરણાવળી દેખી ઘણી. ઉદ્યાન-૫
વિદ્યુત્ તણા ચમકારની, મ્હેં દેખી છે જ્યોતિ અતિ;
પણ આપના ત્યાં જ્ઞાનની, જ્યોત્સ્ના કદી દેખી નથી. ઉદ્યાન-૬
સિન્ધુ તણીય અગાધતા, આકાશની ઉંડાણુતા;
હિમગિરિ તણી ઉંચાણુતા, જળ બિન્દુઓની પ્રમાણુતા. ઉદ્યાન-૭
એ સર્વ મ્હેં દેખ્યાં છતાં, ગુરૂ આપના સરખાં નથી;
ચૈતન્ય સમ જડ વસ્તુમાં, પ્રૌઢત્વ મ્હેં દેખ્યાં નથી. ઉદ્યાન-૮
આકાશના તારા તણી, ગણના કદીક બની શકે;
વર્ષાદના જળ બિન્દુની, ગણના કદાપિ થઈ શકે. ઉદ્યાન-૯
પણ ગુરૂ તણા ગુણની કદી, ગણના સુણી દેખી નથી.
ગુરૂદેવ સમ મ્હેં દીવ્યતા, જન અન્યમાં દેખી નથી. ઉદ્યાન-૧૦
સિંહે કરેલી ગર્જના, ગજયૂથને ભય આપતી;
ને સૂર્યની જ્યોતિઃ તિમિરના, પુંજનેજ હઠાવતી. ઉદ્યાન-૧૧
એવી ગુરૂની ગર્જનાઓ, પાપ તાપ પ્રજાળતી;
ગુરૂ ગર્જના સમ ગર્જના, બીજે મહદ્ દેખી નથી. ઉદ્યાન-૧૨

ૐ જય ગુરૂદેવ!

ૐ શાંતિઃ ૩

આચાર્ય શ્રી અજિતસાગર સૂરિજી

## સદ્ગુરૂ વિરહોદ્ગાર.

### સોરઠા.

અંતરનો આરામ, અમૃત મ્હારી દ્રષ્ટિનો.
ગરવા ગૌતમસ્વામ, ગુરૂવર વિણ સુનો કવિ.
દીધાં અઢળક દાન, અંતર અમ અજવાળીઆં.
જડ ચેતનનાં ભાન, દેવ દયાળ કરાવીયાં.

હતા હાથ મુડદાલ, હાલ નિરક્ષરના છતાં.
માલમી મોઘો માલ, કવિ કર્યો સર્વસ્વ દઈ.
મુજ રાંકાનું રત્ન, જગ ઉદ્ધારક કેશરી.
જાળવતાં બહુ જત્ન, ક્રૂર કાળ ઝુંટવી ગયો.

કહોને રોઉ કેમ ? રડવાંયે રોળાઈ ગયા.
અંતરીઆમાં ચેન, કેમ પડે ગુરૂ તમ વિના ?
ઓથ હતી અણુદીઠ, બાળ શિષ્ય-ગુરૂ જોડલી.
ખંડીત થાતાં ખચીત, બીજી ન લાધે બેડલી.

હોયે સારસ સ્નેહ, એક જતાં બીજું પડે.
ગોઝારો આ દેહ, ફુટયો ન મળનો ગાડવો.
રગરગ થાયે રાખ, હૃદય શૂન્ય જડવત્ બન્યું.
જીભ છતાં ગઈ વાક્, બુદ્ધિ વણુ જગ બાપડા.

સદ્‌વિદ્યા કવિમાન, પામ્યો જેહ દયા થકી.
શું રોળાયાં રાન ? પોકારૂં બેશી મશાણુમાં.
અસલ ધર્મનાં અંગ, વીરે ભણાવ્યાં કુલ્પમાં.
જાતાં ગુરૂ નીઃસંગ, સત્યપ્રરૂપક આથમ્યા ?

એ દિલનો દરિઆવ, આત્મધર્મનો એ ઝીઓ !
ભવ સાયરનું નાવ, બુદ્ધિસાગર ચાલીયા !
દિલડાંભર સદ્‌ભાવ, દ્રવ્યભાવે નિર્મળ ભલા.
દિવ્યપ્રેમનું નાવ, ભરદરિએ ભાંગી ગયું !

ભલે તારલા ક્રોડ, ચન્દ્ર કળા બહુ વિસ્તરે.
સહસ્રરશ્મિ જોડ, મરતાં અન્ય ન સાંપડે.
અંતરીઆં આધાર, પંગુડીયાની લાકડી.
ગુરૂવર જાતાં તાર, તુટયા હૃદય સિતારના.

આવ ! આવ ! ગુરૂદેવ ! આશ ભરી દ્રગ આભમાં—
કરી ન દીલભર સેવ ! સર્વ સમર્પણ ચરણ દઈ !
મોંઘા મૂલા મોર, ટહુકયો ટહુકા અણુમૂલા.
ઘડિ એકની દેર, મીઠો ટહુક ન સાંભળ્યો.

તૃષા ભર્યો આ પ્રાણ, ભવભવનો વ્યાકુળ અરે.
વહી ગયો અણજાણ, મીઠો મહેરામણ ખરે.
પગલાં પડયાં પવિત્ર, ભસ્મ થયો તે ભૂમિમાં.
લોકડીયાંની રીત, પંપાળી ય પ્રજાળતા.

જગઉધ્ધારણ નાથ, અંગ અમુલખ દોહ્યલાં.
કરી શકયા કેમ ખાખ ? રાખ ઉડાડી રગ રગે ?
અમૃત ભરીયાં નેન, મુખ મલપંતુ પલપલે.
અગ્નિ કેરાં દેન, શેં દેવાયાં (મૃદુ) કાળજે ?

હાથ હતા કે પ્હાણ ? હૈયું વજ્ર મઢયું હતું ?
ડુબાડયો જગત્રાણ, હાથે કરી અસ્તાચળે !
ગયાં ઘડીપળ દાવ, બુદ્ધિસાગર પરવર્યા.
મણિમય મનના ભાવ, મનમાં રહ્યા ગુરૂજી જતાં.

પાદરાકર.

લેખકને ગુરૂદેવનાં છેલ્લાં દર્શન કમનસીબે ન થયાં. સંતાપીત હૃદયના આ આત્મોદ્દગાર છે.

લેખક.

# શ્રી બુદ્ધિસાગરજી.

લેખક

**રા. કેશવકાન્ત દસાડીઆ.**

જૈન ધર્મના મસ્ત સંત કવિવર,
યોગનિષ્ઠ ને અધ્યાત્મ યોગી મુનિવર,
સારી જહાનમાં મશહુર થયેલા,
શાસ્ત્ર વિશારદ શ્રી બુધ્ધિસાગરજી.
અલમસ્ત ફકીર ને દેશભક્ત,
સાહિત્યવીર ને સમાજ સેવક,
આપણી બુદ્ધિનો અમૂલ્ય ખજાનો,
પૂજ્ય, પવિત્રાત્મા શ્રી બુદ્ધિસાગરજી.
એકસોઆઠ ગ્રંથોના મહાન્ લેખક,
પ્રસિદ્ધવક્તા ને ઉપદેશક,
ધર્માનુરાગી, ને અજબ ધૂનિ,
નિઃસ્વાર્થી સાધુ શ્રી બુદ્ધિસાગરજી.
દાન, શીયળ તપને ભાવનાની,
દયા, ક્ષમા, સત્યને ભક્તિની,
મધુરી મીઠી પરિમલ પમરાવતા,
મહાન્ ઓલીયા શ્રી બુદ્ધિસાગરજી.
એક્યતા માટે તેઓ આત્મા અર્પતા,
અહિંસા મંત્રની બાંગ પૂકારતા.
હેના સારી આલમમાં પડઘા પાડતા,
મહાન્ અવધુત શ્રી બુધ્ધિસાગરજી.
'ઉરની વિશાળતા' ના બોધક,
નૈષ્ઠિક બ્રહ્મચારી, ને અમોલા રત્ન,
વંદના મ્હારી એ સ્વર્ગમાં બિરાજતા,
કવિ પયગંબર શ્રી બુદ્ધિસાગરજીને.

રા. કેશવકાંત દશાડીયા.

# શ્રી બુદ્ધિસાગરજીને.

## હરીગીત.

જૈન શાસન ગગન રવિ સમ બુદ્ધિસાગર શ્રી સુરી;
આજ અસ્તાચળ જતાં હા ! રૂદન અંતરનું ભૂરિ;
યોગ - જ્ઞાન ક્રિયા વિષે, અપ્રમત્ત રહિં પરમાર્થમાં,
ગાળ્યું જીવન બ્રહ્મચારિએ, શિશુવય થકી નિઃસ્વાર્થમાં. ૧
કાવ્યસાગર રેલવ્યો શાસન: તણા સાહિત્યથી,
વ્યાખ્યાન વીર વાણી વિષે, બહુ શોભતા આદિત્યથી,
પ્રતિબોધવા આ જગતને, સન્માર્ગ માંહિ સ્થાપવા,
કીધા પ્રગટ રચી ગ્રંથ એકસો આઠ સકંટ કાપવા. ૨
ખટપટ થકી રહી વેગળા, ચારિત્ર્ય નિર્મલ પાળીને,
આચાર્ય પદવી ઉચિત તે છત્રીસ ગુણ અજવાળીને;
ગૌરવ થકી જો કે ગુરૂ તોયે લઘુતા ધારીએ,
હા ! આજ સ્વર્ગ સીધાવતાં, ઘા વજ્રથી પણ કારી એ. ૩
ઉત્તમ પુરૂષોનું જીવન ને મરણ પણ સદ્બોધ દે,
રહે મસ્ત આરાધન જીવન ભર, મરણ કેરી શોધ એ;
બુદ્ધિસાગર શ્રી સુરીજી ચરણમાં મમ વંદના,
હો શાંતિમય એ વંદના હો કર્મ કેરી નિકંદના. ૪

**શા. ભીખાભાઇ છગનલાલ.**

## ક્યાં શોધુ ?

(આશાવરી-રાગ)

હવે હું શોધીશ કયા સંત યોગી
એતો જીવનથી બાળ-જોગી-હવે હું-૧
બાળ જીવો એના આશ્રમ નિવાસી
એતો ભજન કરે મન મેલી-હવેહું-૨

જ્ઞાનનો દરિયો, શક્તિથી ભરિયો.
ત્યાં તો ભક્તિની ભરતી ઉભરેલી—હવેહું-૩

ત્યાગ અનુપમ, અનુપમ ભાવના
જેના જીવનમાં સેવા જડેલી—હવે-હું-૪

મંદ મંદ હસતો, પ્રિતિ પ્રસરતો
જાણે વિશ્વ પ્રેમ મૂર્તિ ઘડેલી—હવેહું-૫

લેખક, કવિ, જ્ઞાની યોગી.
વિશ્વકર્માની શક્તિ સજેલી, હવેહું-૬

બુધ્ધ્યબ્ધિ ભાવે, બુધ્ધ્યબ્ધિ ખેલે
રતિ-બુધ્ધ્યબ્ધિ સૃષ્ટિ સૃજેલી—હવેહું-૭

પેરીસ-ફ્રાન્સ. શ્રી રતિલાલ.

## શ્રીમદ્ બુદ્ધિસાગરજી સુરીશ્વર.

[ લેખકઃ—વૈદ્યકવિ દુર્લભ શ્યામ ધ્રૂવ. બાનોસા, પોસ્ટ દર્યાપુર; વરાડ ]

### કવિત્ત-મનહર. ધ્રુપદ—ચોતાલ

દયાના નિધાન સત્યશીલ શુદ્ધ જ્ઞાનવાન,
મનના મહાન્ હતા, સુરીશ્વરજી ખરા;
નામ બુદ્ધિસાગર, બુદ્ધિના સાગર હતા;
સાચવી યથાર્થ જેણે, નામની પરંપરા;
પૂર્વના પ્રકટ થયા, ? પુનઃ પૂજ્ય હેમાચાર્ય!
સુંદર સંસ્કાર વડે, જેણે શોભાવી ધરા;
એકસો ને અષ્ટ ગ્રંથ, ગુંથ્યા ગદ્યપદ્યાત્મક;
મધુર જણાય જેમાં, શબ્દ સુધાના ઝરા!
યોગનિષ્ઠ એવા ક્યાંક હોય તો કહેવાય નહિ,
શારદાના ઉપાસક અતિ જે ગણાયા છે;

શ્રેષ્ઠ શીઘ્ર કવિતાના કરનારા કોક એવા;
જીતેન્દ્રિય વચનમાં સિદ્ધ એ જણાયા છે;
અનેરો પ્રભાવ એમાં અનાયાસ આવ્યો હતો,
સમતાના પદો જેણે પ્રેમ વડે ગાયાં છે;
મહા શોચ ! એવા ધીર વીર કયાં અદૃષ્ય થયા ?
જેણે જોયા તેણે જેને, જીગરથી ચાહ્યા છે.
અન્ય સ્થળે ઉપદેશ આપવા વિદાય થયા,
અથવા એ કયાં સિધાવ્યા ? હવે કેમ ભાળિયે ?
વારંવાર યાદ આવે, પ્રસન્ન વદન એનું,
ગુરૂના વિરહવાળું મન કેમ વાળિયે ?
સંસારના તાપ વડે તપેલા આ જીવડાને
શાન્ત કરનાર વિના દિવસ કયાં ગાળિયે ?
કહી ગયા, લખી ગયા, ગાઇ ગયા, બોલી ગયા,
જેટલું પળાય હવે તેટલું તો પાળિયે !

એ તો ગયા ! કોણ ગયા ? બુદ્ધિસાગર સુરીશ્વરજી ? ના, ના એ નથી ગયા. એમનો દેહ ગયો, પ્રાણ ગયો. આત્મારૂપે તો અક્ષરમાં અક્ષર રહ્યા છે. એમના લખેલા એક સો આઠ ગ્રંથોમાં એમનું શબ્દે શબ્દમાં, વાકયે વાકયમાં અને પાને પાને સ્થાન છે. એમનો આત્મા તો બોલીજ રહ્યો છે. હવે એ પ્રત્યક્ષ આપણી જોડે વાતો વાતો નહીં કરે. કશુંય કહેશે નહિ. મીઠુંય નહિ કહે અને કડવું પણ નહિ કહે. જે કહેવાનું હતું તે તો કહી ગયા છે. એમની એટલુંજ કહેવાની ઇચ્છા હતી. એ અવધી પૂરી થઇ એટલે એ તો ગયા. કોઇ દૈવી બળની એથી વિશેષ કહેવાની એમને આજ્ઞા નહોતી; પરન્તુ એ જે કહી ગયા છે તે અપરિમીત છે. બુદ્ધિનાસાગર જેવડું છે, આ સાગર ક્ષારજલથી ભરેલો નથી હો ! અમૃતથી ભરેલો છે. એમાંથી પીવાયે એટલું પી લ્યો. એમણે તો જીવી જાણ્યું અને મરી પણ જાણ્યું. હવે આપણે માટે જીવવાનું અને મરવાનું રહ્યું.

એમનો એજ સંદેશ હતો કે જો જીવો તો આ પ્રમાણે જીવજો અને જો મરો તો આ પ્રમાણે મરજો.

કથનારા તો કથી ગયા; પણ પાળનારા કયાં ? ભલે ન્યૂનાધિક અંશમાં પણ ગુરૂના આદેશો અંતઃકરણમાં તો ઉતારવાજ જોઇએ. જીજ્ઞાસુને મુમુક્ષુ થવાની જરૂર અને પામર અને વિષયીની તો વાત કયાં કરીએ ? આવા મહાનુભાવનો ઉદ્દેશ તો સૌમ્ય પ્રકૃતિવડે સમાજ સેવા કરવાનોજ હોય. આજ શોચ કર્યો અને કાલ ભૂલ્યા. એ પ્રમાણે વર્તવાનું નથી. મહાપુરૂષનો સંદેશ તો આ પ્રકારનો હોય છે. જો આપણે આ સંદેશ પ્રતિ સંપૂર્ણ લક્ષ આપીશું તોજ આપણી પ્રગતિ થશે અને આપણે જેમના શબ્દનો સત્કાર કરવા તૈયાર ગયા છીએ એમના પ્રતિનો આપણે પૂજ્યભાવ યોગ્ય રીતિયે સફલ થઇ શકશે.

સ્વાર્થસાધના સબ કરે, નિજ મતિ, ગતિ અનુસાર;
પરહિત કરના પન કઠિન, કઠિન દેશ ઉદ્ધાર;

કઠિન દેશ ઉદ્ધાર, કઠિન હોના વ્રતધારી;
કઠિન આત્મસંતોષ, કઠિન રહના અવિકારી;

સમભાવી સુતશ્યામ, દાનવ સેંભી ના ડરે.
નિજ મતિ, ગતિ અનુસાર સ્વાર્થ સાધના સબ કરે.

પદાર્થમેં આનંદ હે, હે અંતર આનન્દ ?
વાકા સ્થલ, સાધન કભી, જાને નહિં મતિમંદ !
જાને નહિં મતિમંદ, બાહ્ય રામથી શોધે;
કર્મ, જ્ઞાન, ચિદ્દ બિના, કૌનકો કૌન પ્રબોધે ?
સચ્ચા કહ દો શ્યામ, દોમેં કયા સુખકંદ હે ?
હે અંતર આનંદ, પદાર્થમે આનંદ હે, ?

## ગુરૂ વિરહે તમ દિલની. શાંતની શોધ.

### ગઝલ.

અરે ઓ કારમી કુદ્રત, અને સૌ બાળ કુદ્રતનાં.
હૃદય ચીરા તણી સરજત, ગુરૂ જાતાં હમારી છે
જીગર ને પ્રાણ તનમન ને રગેરગ શાંતિ વાંચ્છા છે.
મિંચ્યાં નયને રહેવા ઘો, રૂદન સ્થિતિજ પ્યારી છે.
પરિન્દાઓ સબર કલરવ, બધાંએ ત્યાગી દો બાપુ.
ધખેલા ઉરને શાંતિ, થવા દો ઘાવ કારી છે.
પ્રકાશીત વિશ્વને કરતા, ગ્રહો ઓ વ્યોમના વાસી.
ચકીત કરશો ન જ્યોતિથી, દષ્ટિ આ દીન બીચારી છે.
જગત્ ને હલમલાવે કાં–અનિલ થંભી ઘડિ જાને.
ગુરૂવિરહે ગતિ આજે અનાથન શી અમારી છે.
શૈલ શ્રંગો નિલાંબરધર, સમેટીલ્યો ઘુતિ સઘળી.
વન શ્રી ત્યાગી દો શોભા, અભાગી દષ્ટિથી આજે.
ઝરણુ, રસ રેલતાં, મૃગ બાળ વિલસે લોલ લોચનથી
ઘડિક થંભી જાજો વ્હાલાં, મળે જો શાંતિ દિલ બળતે !
અનંતી વ્યોમ લીલાઓ, ઘડિક શાંતિ ધરી બેસો
વ્યથિત્ આત્મા અરે શાંતિ, અનુભવ લેશ લેવા ઘો.
ગયા એ શાંતિ દેનારા, શાંતમૂર્તિ ગુરૂ દેવા.
મણિમય બુદ્ધિસાગરજી વિના શાંતિ હવે કયાંથી ?

પાદરાકર

## શ્રી સદ્ગુરૂ સ્મરણાંજલિ૦

( ઓધવજી સંદેશા—રાગ )

બુદ્ધિસાગર સૂરિવર સ્વર્ગે સંચર્યા.
પંચમહાવૃતધારી મુનિ સીરદાર જો.
યોગી ધ્યાની ત્યાગી તપ જ્ઞાને ભર્યા.
અંતર જેનું પ્રભુથી એકાકાર જો. બુ૦

કથની તેવી રહેણી નિત્યે રાખતા.
સર્વ ધર્મના જાણે પુરા મર્મ જો.
શમતાસાગર ગુણગણઆગર દીપતા.
જગ ઉદ્ધારણ જેનું છે સત્કર્મ જો. ખુ૦

સર્વ ક્રિયાઓ કરતા સત્આચારથી.
જ્ઞાનધ્યાનમાં રહેતા નીશદીન લીન જો.
ઉપદેશક જે શુદ્ધ પ્રભુના માર્ગના.
તારક ભવિજન સાચા જે નીશદીન જો. ખુ૦

ગ્રંથ એકશો આઠ રચ્યા મહામૂલના,
શાશનસેવાના સાચા સિરદાર જો.
સંત ત્યાગ તપ ઉત્તમ ગુણને ધારતા.
બજાવ્યા જેણે અંતર જ્ઞાન સિતાર જો. ખુ૦

અધ્યાતમ જ્ઞાને આનંદઘન સાંભરે.
ચિદાનંદજી જેવા યોગીરાજ જો.
દેવચંદ્રજી દ્રવ્યાનુયોગે ખરા.
જેને અંતર સત્ય ધર્મની દાઝ જો. ખુ૦

મહાવીર પ્રભુનો જાપ જપ્યો જીવતાં સુધી.
મરતાં પણ જસ મુખે અર્હં નામ જો.
વીસનગર વાસી અજ્ઞાની બાલીકા.
અર્પે સ્મરણાંજલિ સદ્ગુરૂ સૂરધામ જો. ખુ૦

બ્હેન લાડકી વિશ્રામભાઇ
વીસનગર.

# "એક સ્મરણ"

## હરિગીત.

સુખકર અહિંસા સૂત્ર સાચું શિખવતા શાન્તિ ધરી,
અજ્ઞાન વર ઉપદેશથી અજ્ઞાનિનું લેતા હરી.
છલછલ ભરી જેના હૃદયમાં અજબ દુઃખહારી દયા,
બુદ્ધિતણા સાગર મહા બુદ્ધિ સુધા સિંચી ગયા.
જૈનાવલંબી સુહિત પાયો ધર્મનો લીધો ચણી,
શત આઠ મણકાની બનાવી માળ શુભ પુસ્તક તણી.
આત્માતણા ઓજસ્ થકી અજવાળી આલમ જૈનની,
પાવન પરમતત્વો મહીં ચીરંજીવીજ ગયો ભળી.
વકતા પ્રખર પંડિત અને મૂરતી મનોહર યોગની,
જેના વિમળ ઉજવળ જીવનમાં ઝાંખી ના કૈં શોકની.
સાક્ષર, સમાજ સુધારણામાં સરસ ફાળો દઇ ગયા,
શ્રી બુદ્ધિસાગરસૂરિ પદવી પરમ એ દિપવી ગયા,
નહિ દ્વેષ જેને અન્ય ધર્મો પર હતો તલમાત્ર પણ,
યોગિ છતાં જેને ઘણું દિલમાં હતું વ્હાલું વતન.
નિજ ધર્મના શુભ વિજયપંથો સુગમ સદ્ય હતા ગ્રહ્યા,
ત્યાગી ગયા નિજ દેહ ત્હોયે અમર અવનિએ રહ્યા.
કૈ ત્યાગ, કૈ કવિતા, સુપંડિતાઇથી કૈ પૂજશે,
તવ સુખદ એ સંભારણે કૈં, મધુર ગુંજન ગુંજશે,
વિણા તણા કૈ દિવ્ય તારો આવજો રે છેડવા
કે આવજો જન ઉરમાં કૈં જ્ઞાન અમૃત રેડવા.

ઉત્સાહી.

ૐ અર્હં મહાવીર.

## શ્રીમદ્ બુધ્ધી સાગરજી પ્રત્યે.

### ભુજંગી છંદ.

ગુરૂશ્રી સદા આત્મમાં માણનારા.
વળી જ્ઞાન બળથી ઘણું જાણનારા.
રહી જગતમાં ત્યાગને ધારનારા.
દયા દ્રષ્ટિથી પ્રાણીને તારનારા. ૧

કદી ક્રોધ નહીં અંતરે લાવનારા.
અરિ ઉપરે પ્રેમ દેખાડનારા.
મહા મોહનીકર્મ નીવારનારા.
અલોભી અમાની વહે પ્રેમધારા. ૨

દુઃખીને દિલસો દઈ પુછનારા.
રહી શાંતીમાં શાંતીને આપનારા.
સદા સર્વ સુખી રહો, ઇચ્છનારા.
ભવીને દઇ શીખ ઉદ્ધારનારા. ૩

ગયા દેહ છોડી સૂરિ દેવદ્વારા;
થશે કેમ અમ અંતરોના સુધારા;
વહેવરાવશો ત્યાં થકી પ્રેમધારા,
રહ્યો આશ ધારી ગુરૂવર્ય મારા. ૪

રતનપુર મહાલકરી. } ડાહ્યાભાઇ નાથુભાઇ દેસાઈ.
વીજાપુર

# उपकार स्मरण !

નિદ્રા વ્યાપી હતી મોહની ! શુદ્ધ ત્યાં શાની જણાયે ?
જ્ઞાત અમીને ન્હેતો કરીને ! નવ જીવનમાં જગાડે !—
વિશુધ આત્મ બનાવે
હવે એ દયા કોણ બતાવે !
વિષમ માર્ગ અંધકાર ભરેલો ! જરા ન પગથી જણાતી !
દિપ્તિ જ્ઞાનની મુજને આપી ! કર્યો માર્ગ પ્રકાશી—
પડી હવે દીપજયોત એ ઝાંખી !
અરેરે ! તેજ એ લાવીશ ક્યાંથી ?
પ્રોત્સાહન દેતા જ્યાં થાકુ ! જરા ન ઉર્મિ જણાતી;
અંતરમાં સ્પુરણા ત્યાં જાગે ! કથની કયાં એ કથાતી !—
નહિ હવે વાણી એહ સુણાતી !
ધરૂં હું કર્ણ સપ્રેમ તથાપી !
નિરાધારતા હે ગુરૂ દેવા ! તુમ વિરહે મુને અર્પી !
નથી શોક રોકયો રોકાતો ! અશ્રુધાર રહી સરતી !
ના સ્મરણ ભુસાયે મનથી
ભક્તિ બની આપની અર્થી.
' બુદ્ધિસાગર ' તુમ ગર્જન ! સંગિત સૂર આલાપે !
નથી સુર એ નથી નીર એ, મૌન ભયાનક વ્યાપે—
હૈયુ હા, જગે વિરહ પરિતાપે.
ધીરજ હવે ધરવી કોણ પ્રતાપે?

શિનાર. ગોરધનભાઈ વીરચંદ.

# મહાન્ જૈનાચાર્ય શ્રીમદ્ બુદ્ધીસાગર સુરીશ્વરજીના સ્વર્ગવાસની દીલગરીની મુંબઇની જૈન પ્રજાની જાહેર સભા.

ગતૂ જેઠ વદી ૮ ને તા૦ ૧૪–૬–૨૫ ને રવીવારના રોજે સવારના (મું૦ ટા૦) ૮ વાગે ભાયખલા ખાતેના શેઠ મોતીશાના આદીશ્વર દાદાના દેરાશરજીના ઉપાશ્રયમાં પન્યાસજી મહારાજ લલીતવીજયજીના પ્રમુખપણા નીચે ઉપલી સભા મળી હતી. હોલ શ્રોતાઓથી ચીકાર ભરાઇ ગયા હતો. શ્રીમદ્ બુદ્ધીસાગર સુરીશ્વરજીના બે ફોટાઓ બે બાજુ ટેબલ ઉપર ગોઠવવામાં આવ્યા હતા. આ વખતે હાજર રહેનારાઓમાં નીચલા ગૃહસ્થો મુખ્ય હતા:—શેઠ જીવણચંદ રતનચંદ ખીમચંદ, શેઠ દેવકરણ મુળજી, શેઠ મોહનલાલ હેમચંદ, શેઠ મણીલાલ મોતીલાલ મુળજી, શેઠ મોતીચંદ ગી. કાપડીયા, શેઠ હીરાલાલ બકોરદાસ. શેઠ ઓતમચંદ હીરજીની પેઢી તરફથી શેઠ લાધાભાઇ કરશનજી, તથા શેઠ કલ્યાણચંદ ખુશાલચંદ, કોટના ચાહવાળા શેઠ અમથાલાલ નગીનદાસ, શેઠ લખમાજી કેશાજી, શેઠ પરતાપજી વીગેરે.

શરૂમાં પન્યાસજી મહારાજ લલીત વીજયજીએ મંગળાચરણ કર્યાં બાદ તેમણે સ્વ.જૈનાચાર્યને માટે બોલતાં જણાવ્યું કે તેઓ એક ઉંચ કોટીના સાધુ પુરૂષ હતા. તેમણે મુંબાઈમાં ચોમાસું કર્યું હતું તે વખતે તેમણે અનેક શાસનોપયોગી કાર્યો કર્યાં હતાં. તેમણે આચાર્ય શ્રી આત્મારામજીની પેઠે ઘણાં પુસ્તકો રચ્યાં છે. તેમણે બનાવેલ ભજનો ઘણાં લોકપ્રીય થયાં છે. તેમનો ને મ્હારો સમાગમ પ્રથમ શેઠ મોતીલાલ મુળજીના સંઘમાં પાલીતાણે થયો હતો, બાદ પેથાપુર ને મેસાણામાં થયો હતો. મેસાણામાં ત્યાંના સુબા ગોવીંદભાઇ હાથીભાઇની સાથે શ્રીમદ્ ચર્ચા કરતા હતા ત્યારે તેમની અદ્‌ભુત શક્તીનું મને ભાન થયું. તેઓ જઇનેતર વિદ્વાનને જૈનધર્મના ઉંડા રહસ્યનું જ્ઞાન ઘણીજ સાદી ભાષામાં પણ સચોટ

રીતે આપતા હતા. તેમનાં રચેલાં પુસ્તકો શ્રીમંત સરકાર ગાયકવાડની શાળાઓમાં તથા લાયબ્રેરીમાં ચાલે છે. તેમના ગુરૂ શ્રી સુખસાગરજી તથા તેમના ગુરૂ શ્રી રવીસાગરજી વીગેરે ચુસ્ત ક્રીયાપાત્ર હતા, તેમજ ઉંચ ચારીત્રવાન્ હતા. શ્રીમદે પણ તેમનાં પગલે ચાલી, ઉત્તમ ચારીત્ર પાળ્યું હતું. તેમનું ચારીત્ર નિષ્કલંક હતું. વળી તેઓ આધ્યાત્મિક હતા. તેમાંજ મસ્ત રહેતા હતા, તેમના ચારીત્રથી ખાત્રી થાય છે કે તેઓ પોતાના "તારણહાર" બન્યા હતા. બાદ તેમણે શ્રીમદ્‌ના પવીત્ર આત્માની શાંતી ચ્હાઇ હતી.

શેઠ મોતીચંદ ગી૦ કાપડીયાએ જણાવ્યું કે શ્રીમદ્‌ના સમાગમમાં હું ઘણી વખત આવ્યો છું, તેઓ ગુજરાતના જૈનકવિ હતા. આધ્યાત્મિક જ્ઞાનમાંજ આનંદ માનતા હતા. તેમણે સંસ્કૃત નો ઉંચો અભ્યાસ કર્યો હતો. શ્રીમદે હમણાં "ઉપનિષદ્" ઉપર ટીકા લખી બહાર પાડી છે. આ પુસ્તકને માટે ભાવનગરના નાં૦ દીવાન શ્રી. પટની સાહેબ કે જેઓ વિદ્વાન્ છે, તેમણે મને જણાવ્યું કે ખરેખર જૈન સાધું "ઉપનીષદ્" ઉપર ટીકા લખે છે તે પુસ્તક સર્વમાન્ય ગણાય, તે એમની ઉત્તમ શક્તી પુરવાર કરે છે.

બાદ નીચેનો ઠરાવ તેમણે મુકયો હતો.

## ઠરાવ.

"મુંબાઈની શ્રી જઇન શ્વેતાંબર ભાઈઓની આ સભા પુજ્યપાદ્ યોગનીષ્ટ શાસ્રવીશારદ જઇનાચારય શ્રીમદ્ બુધ્ધીસાગર સુરીશ્વરજી "કાળ ધરમ" પામ્યા તેને માટે પોતાના હૃદયની ઉંડી દીલગીરી જાહેર કરે છે.

શ્રીમદ્ ઉત્તમ ચારીત્રવાન, શાન્તગુણી, કવી, વકતા તથા આધ્યાત્મીક પુરૂષ હતા. તેમણે ઉત્તમોત્તમ ઘણાં પુસ્તકો સ્વરચીત બહાર પાડયાં છે. તેમનાં ભજનો આબાલ વૃધ્ધ ઘણાજ પ્રેમથી

ગાય છે, તેમની શ્રીમંત સરકાર ગાયકવાડે પણ મુકત કંઠે પ્રશંસા કરી છે. તેવા આપણામાં મહાન્ ગણાતા આચાર્યોમાંના એક મહાન્ આચાર્યના કાળ ધરમ પામવાથી આપણને મોટી ખોટ પડી છે. આશા છે કે તેમનો શીષ્ય સમુદાય શ્રીમદ્‌ના પગલે ચાલશે.

છેવટમાં તે પવીત્ર આત્માને "પુરણ શાન્તી" મલો તેવું આ સભા અંતઃકરણ પુરવક ઇચ્છે છે.

• ઉપરના ઠરાવને ટેકો આપતાં શેઠ લલ્લુભાઇચંદ ચુનીલાલ કોટવાલે જણાવ્યું કે શ્રીમદ્‌ની ત્યાગવૃતી અપુર્વ હતી. તેઓ બાળ બ્રહ્મચારી હતા. તેમને શ્રીમંત સરકાર ગાયકવાડે લક્ષ્મીવીલાસ પેલેસમાં બોલાવી તેમનો ઉપદેશ સાંભળ્યો હતો ને તેમના વચનામૃતથી ખુશ થયા હતા.

સ્વયંસેવક મોહનલાલ ચુનીલાલ મહેતાએ છેવટમાં તેમના પવીત્ર આત્માને પુરણ શાન્તી મલો તેવું ઇચ્છી ઠરાવને અનુમોદન આપ્યું હતું.

પ્રમુખશ્રીએ જણાવ્યું કે મંગળાચરણમાં કહેવામાં આવે છે. કે "આચાર્યો શાસનની ઉન્નતી કરનારા છે." શ્રી હિરવીજય સૂરિશ્વરજી તથા શ્રીમદ્ હેમચંદ્રાચાર્યજીએ શાસનની ઉન્નતીના ઘણા કામો કર્યાં છે. આચાર્ય મહારાજ શ્રીમદ્ આત્મારામજી મહારાજે પંજાબમાં જૈનશાસન ઉન્નતી કરી છે. તે કોઇથી અજ્ઞાત્ નથી તેવીજ રીતે શ્રીમદે અનેક શાસનોપયોગી કાર્યો કર્યાં છે. છેવટે આ ઠરાવમાં સર્વની સંમતી માગું છું. બાદ ઘણીજ ગમગીની વચ્ચે ઉપરનો ઠરાવ સર્વાનુમતે પાસ કરવામાં આવ્યો હતો.

મી. અમૃતલાલ વાડીલાલ શાહે નીચેનો ઠરાવ મુકયો હતોઃ—

ઉપરના ઠરાવની એક નકલ તેમના સંઘાડાના આચાર્ય મહારાજ શ્રી અજીતસાગર સૂરીશ્વરજી ઉપર મોકલી આપવાની તથા સભાનો હેવાલ તથા ઠરાવ જાહેર પત્રોને મોકલવાની સત્તા સભા બોલાવનાર કાર્યવાહકોને આપવામાં આવે છે.

ઉપરનો ઠરાવ સર્વાનુમતે પાસ થયો હતો.

શ્રીમદ્‌ના માનમાં જીવદયાની ટીપ કરવામાં આવી હતી જેમાં રૂ. ૨૭૧ ના આશરે તે વખતે ભરાઇ ગયા હતા, તે રૂપીયામાંથી જીવો છોડાવવાનું કામ મી. ડાહ્યાભાઇને સોંપવામાં આવ્યું હતું. બપોરે "રૂષી મંડળની પૂજા" પન્યાસજી લલીત વિજયજીની હાજરીમાં ભણાવવામાં આવી હતી જેમાં પ્રભાવના પણ થઇ હતી. રાત્રે આંગી પુજા તથા ભાવના બેઠી હતી, જેનો હજારો માણસોએ દર્શનનો લાભ લીધો હતો.

સાંજવર્તમાન.

## શ્રીમદ્‌ બુદ્ધિસાગરજી સુરીશ્વરનો જીવન સંદેશ.

### અમદાવામાં જંગી જાહેર સભા.

### શેઠ કસ્તુરભાઇ લાલભાઇ પ્રમુખસ્થાને

અમદાવાદનો અમારો ખબરપત્રી જણાવે છે કે ગઇ તા. ૯–૮–૨૫ રવીવારે સવારે ૮ કલાકે ઝવેરીવાડાના ઉપાશ્રયના વીશાળ હોલમાં જાણીતા વકતા અને કવી રા. મણીલાલ મો. પાદરકરનું ' શ્રીમદ્‌ બુધ્ધીસાગર સુરીશ્વરનો જીવન સંદેશ " એ વીષયપર જાહેર વ્યાખાન હોવાથી સભાનો ગંજાવર હોલ સવારથીજ સ્ત્રી પુરૂષોથી ઉભરાઇ રહ્યો હતો. ઉચ્ચાસનપર શ્રીમદ્‌નો ચિત્રપટ તથા શ્રીમદ્‌ની કૃતીના ૧૦૮ ગ્રંથોનો સમુહ શોભી રહ્યો હતો.

શ્રીમાન ઝવેરી વઇરાટીની દરખાસ્ત અને શેઠ શકરચંદ હીરાચંદના ટેકાથી વડી ધારાસભાના સભાસદ અને અત્રેના જાણીતા આગેવાન મીલમાલેક અને શહેરી શેઠ કસ્તુરભાઇ લાલભાઇ દલપતભાઇ ( તે ગત્ જૈન કોનવેનેશનના પ્રમુખ ) એ પ્રમુખસ્થાન સ્વીકારયા બાદ જાણીતા સંગીતાચાર્ય શ્રી પ્રાણસુખભાઇએ રા. પાદરાકર કૃત " પ્રાન રટ ગુરૂવર કે ગુનગાન " એ હીંદી આશાની

તરજનું ગીત વાજીંત્રો સાથે સુલલીત કંઠે ગાઇ સંભળાવતાં સભાજનો ગુરૂ ભકતીરસમાં તરબોળ બની રહ્યા હતા. આ પછી શેઠાણી ગંગાભાઇ કન્યાશાળાની બાળાઓએ "ભકતીપુષ્પાંજળી" નામની કવી રા. પાકરાકર ફુલ ગરબો મોહીની ગાઇ સંભળાવ્યા બાદ પ્રમુખ સાહેબે પોતાનું વક્તવ્ય શરૂ કરતાં જણાવ્યું કે આજનું પ્રમુખસ્થાન તો કોઈ વીદ્વાનનેજ શોભે, પણ ગુરૂભકતીથી પ્રેરાઇ તે સ્વીકારવા મેં હીમત ધરી છે. આચાર્ય શ્રીમદ્ ગુરૂ મહારાજ બુદ્ધિ સાગરજીના ગુણોનું વર્ણન આને આપ કોઈ વીરલોજ કરી શકે તેમ છે. ધર્મના સંસ્કાર બાળ વયમાં જે પડે છે તેની અસર ઉંડી અને ઘણે ભાગે ચીરસ્થાયી રહે છે. આચાર્ય મહારાજ શ્રી બુદ્ધિસાગરજી આ રહસ્ય ઘણીજ સરસ રીતે સમજ્યા હતા અને તેમનો ઉપદેશ પુખ્ત ઉમરના માણસોમાં ફેલાયો હતો તેથી પણ વધુ પ્રમાણમાં બાળક અને યુવાન વર્ગને સચોટ અસર કરી રહ્યો હતો. બાળકોનો એવો તો પ્રેમ તેમણે સંપાદન કર્યો હતો કે તેઓ શ્રીને બાળકોના એ મહારાજ કહેવામાં આવતા. એ તો આપ સ્હેજે સમજી શકશો કે નાની ઉમરમાં ધર્મના સીદ્ધાંતોનું જો બીજ રોપવામાં આવે તો મનુષ્યને પોતાની જીંદગીમાં તે એક દીપકરૂપી અવળે રસ્તે જતાં અટકાવે છે, અને આપણે આશા રાખીશું કે મહારાજશ્રીના મુખ્ય શીષ્ય અજીતસાગરજી મહારાજ બાળ વર્ગને બોધીત કરવામાં કટિબદ્ધ થશેજ. શ્રીમદ્ આચાર્ય મહારાજ સાગરગચ્છના શીરોમણી શ્રીમદ્ રવીસાગરજી મહારાજના શિષ્ય હતા, અને પોતાના તિવ્ર જ્ઞાન તપ અને અધ્યાત્મબળ વડે તે ગચ્છને દીપાવ્યો છે. તેઓએ ધર્મના સીદ્ધાંતોનો ઉંડો અભ્યાસ કર્યો હતો અને સામાન્ય વર્ગ સમજી શકે તે સારૂ સરળ ભાષામાં ૧૦૮ પુસ્તકો રચી બહાર પાડયાં છે. પોતે દુરઅંદેશી હોઇ જઇને બાળકો વ્યવહારીક તેમજ ધારમીક કેળવણી પ્રાપ્ત કરે તે સારૂ બોરડીંગ અને ગુરૂકુળ સ્થપાવવામાં ઉત્સાહપુર્વક ઉપદેશ કરતા અને તેમનેજ આધારે આજ આપણે અત્રે જૈન શ્વેતાંબ બોરડીંગ અને સીધ્ધક્ષેત્ર જૈન ગુરૂકુળ સારા ધોરણપર સ્થપાયેલ ને

ચાલતાં જોઇ શકીએ છીએ. આવા સમર્થ વીદ્વાન્ યોગવીદ્યાવી-ભુષીત મહાત્માના સાચા સ્મારક માટે તો પાછળ મુકેલા જ્ઞાનનો પ્રચાર કરવો ઘટે. તેમના આત્માને શાંતી સળો.

પ્રમુખ સાહેબના બોલ્યા પછી મુખ્ય વક્તા રા. પાદરાકરે મંગળાચરણ કર્યા બાદ શ્રીમદ્‌ના ત્યાં મુકવામાં આવેલા ૧૦૮ સંસ્કૃત પ્રાકૃત હીંદી તથા ગુજરાતી ભાષાના ગદ્યપદ્યમાં યોગ આધ્યાત્મવીદયા તત્વજ્ઞાન, ધર્મ તથા સમાજ સુધારણા પરના મહા ગ્રંથો તરફ સઉનું લક્ષ ખેંચી આવા મહા સમર્થ વીરલ વીદ્વાન્ ત્યાગીના જીવનચરિત્ર શ્રવણથી આપણા જીવન ઉંચ બને છે તો સઉ એક ચીતે શ્રવણ કરશો તથા કદાગ્ર પોતે સદ્‌ગત પ્રતીના ભકતી-ભાવથી પ્રેરાઇ શ્રીમદ્‌ના જીવન કથનમાં સહેરાઘાત કરે તો રોકવા વીનંતી કરી હતી. શ્રીમદ્‌નો જન્મ ૧૯૩૦ ના મહા સુદ ૧૪ શીવ-રાત્રીએ થયો હતો. તેમજ વીજાપુર નીવાસી માતા અંબા તથા શીવ-દાસ પીતાના કણબી કુટુંબમાં જન્મ્યા પછીથી બાલવયમાંથીજ તેમનો તીવ્ર તપ ત્યાગ વઇરાગ્ય જ્ઞાનવીલાસ તથા સંસાર તરફ અરૂચીથી માંડી, બાળવયમાં અઢી વર્ષની વયમાં તેમના માતુશ્રી તેમને ટોપ-લામાં ખેતરમાં લઇ જઇ ટોપલો મુકી પાણી લેવા ગયાં ને પાછાં આવી જોતાં તે ટોપલાની આસપાસ ભયંકર નાગ કેમ વીંટળાઇ શ્રીમદ્ પર ફણા કરી રહ્યો તથા એક જોગીએ શ્રીમદ્ ભાવીમાં મહાપુરૂષ થવાની આગાહી આપી વીગેરે જણાવી તેમણે કરેલો જ્ઞાનાભ્યાસ, માતા પીતાની હયાતીમાં દીક્ષા ન લેવાની પ્રતીજ્ઞા તથા પાલનપુરમાં હાથીને હોદ્દે ચઢી લીધેલી દીક્ષા તથા તે પછી સરસ્વતી મંત્ર આરાધી મેળવેલ મહા અધ્યાત્મ તથા યોગ વિદ્યાનું ઉત્કૃષ્ટ જ્ઞાન તથા મેળવેલો આત્માનુભવ તેમજ તેજ આત્માનુભવે જગતના શ્રેય માટે ઘણા પરીશ્રમે પુસ્તક રૂપે ૧૦૮ મહાગ્રંથો રચી જગતને કરેલું તેનું અર્પણ તથા મૃત્યુ અગાઉ બે દીવસ સુધી ગ્રંથ લેખન તથા શાસન સેવાનું ચાલુ રાખેલ કાર્ય, પોતાના લાખ રૂપીઆથી વધુ કીંમતના જ્ઞાન મંદીરનું વીજાપુર શ્રી સંઘને સમર્પણ, તે પછી પોતાનું મૃત્યુ જાણી પખવાડીયા અગાઉ પોતાના ભકતોને પોતાના

મૃત્યુની આપેલી ચેતવણી, પોતે પરવારીને જઇ મૃત્યુ માટે કરેલી તૈયારી, મૃત્યુ પહેલાં બે કલાકે સાબરમતી તીરે મધુપુરીથી વીજાપુર આવ્યા પછી આત્મધ્યાન તથા સ્વરૂપમાં લીન રહી હસ્તે મુખડે કરેલો મૃત્યુનો સત્કાર, તેમના ભક્તો તથા શિષ્યોને અંતીમ ઉપદેશ તથા એકજ ક્ષણમાં હાસ્ય ભાવે થયેલું સ્વર્ગગમન. મૃત્યુ પછી ૨૪ કલાક સુધી મુખપર વીલસી રહેલ દિવ્યપ્રકાશ. દસહજાર માણસે હીંદુ મુસલમાનો તથા અઢારે કોમના મનુષ્યોએ લીધેલો સ્મશાન યાત્રામાં ભાગ તથા તેમનો છાતીફાટ વીલાપ. મુસલમાનો, બ્રાહ્મણોએ પણ શ્રીમદ્‌ના મૃતદેહની શીબીકાને ખાંધ આપી તથા અંત્યજ વર્ગે કરેલાં ભજનો તથા તેમાં લીધેલો ભાગ તે પછી શ્રીમદ્‌ના મૃત્યુ પછી તુરતજ ઘંટાકરણ મહાવીરનો મધુપુરીમાં બંધ બારણે વાગેલો ઘંટ તથા પોતે સ્વર્ગગમન પછી સદેહે કેટલાકોને દર્શન દઇ આપેલો પરચો, આ સૌ વિસ્તારપૂર્વક પોતાની હંમેશની રસીલી જુસ્સાદાર શૈલીમાં લગભગ દોઢ બે કલાક સુધી સંભળાવી હવે તેમના પછી તેમણે વારસામાં મુકેલ અખુટ જ્ઞાન ભંડારને સાચવી તેનો પ્રચાર કરવો તે કામ ઉપાડી લેવા સૌને જણાવ્યું હતું.

મુંબાઇ સમાચાર તા. ૨૪ જુન ૨૫

## મહાન્ આચાર્ય શ્રી બુદ્ધીસાગર સુરીજી.

### તેમના અવસાન બાદ દીલગીરી જાહેર કરવા સાણંદ જાહેર સભા.

સાણંદનો એક ખબરપત્રી પોતાના ગઇ તા૦ ૧૬ મીના પત્રમાં લખી જણાવે છે કે ગઈ તા૦ ૧૪ ના રોજ અત્રેના શ્રી પદ્મ પ્રભુ મહારાજના દેરાસરના વીશાળ ચોકમાં અત્રેના તમામ શહેરીઓની એક જંગી જાહેર સભા ના. ઠાકોરશ્રી "જયવંતસીંહજીના" પ્રમુખપણા નીચે ભરવામાં આવી હતી. શરૂઆતમાં ગુરૂસ્નેહાંજલી એ નામનું રા. પાદરાકર કૃત સુંદર રસમય કાવ્ય સભા આગળ ગાઇ સંભળાવવામાં આવ્યું હતું.

અત્રેના ઠાકોરશ્રીએ તે બાદ ઉભા થઇ નીચે પ્રમાણે દીલગીરીનો ઠરાવ રજુ કર્યો હતો. તેમજ શાંતી માટે યોગ્ય શબ્દો સભા પાસે રજુ કર્યા હતા. જે ઠરાવ સભાએ ઉભા થઇને મુકયો હતો જે સર્વાનુમતે પસાર થયો હતો. તે નીચે મુજબ હતો.

ઠેરાવ.

પરમ પવીત્ર બાલબ્રહ્મચારી શાસ્ત્રવીશારદ જૈનાચાર્ય યોગનીષ્ઠ અધ્યાત્મજ્ઞાની કવીરત્ન શ્રીમદ્ બુધ્ધિસાગર સુરીશ્વરજી મહારાજશ્રી શ્રી વીજાપુરમાં સંવત ૧૯૮૧ ના જેઠ વદ ૩ને મંગળવારના રોજ ચડતા પહોરે કાળધર્મ પામ્યા તેને માટે સાણંદના શહેરીઓની આ જાહેર સભા અંતઃકરણ પૂર્વક દીલગરી જાહેર કરે છે અને તેમના પવીત્ર આત્માની શાંતી માટે પરમ કૃપાળુ પ્રભુ પ્રત્યે પ્રાર્થના કરે છે.

ઠરાવના ટેકામાં ઠાકોરશ્રીએ મહારાજશ્રીના જીવનપરત્વે ઘણુંજ જાણવા યોગ્ય અને અનુભવગમ્ય વીવેચન કરતાં જણાવ્યું કે આપણે તેમના પગલે ચાલવું જોઇએ. તેમનું જીવન ઘણુંજ ઉચ્ચ અને સર્વેને પ્રેમ ઉપજે તેવું હતું. તેમને અને હમારે પરીચય થતાંની શરૂઆતમાં કેટલાંક પુસ્તકો આપ્યાં હતાં. તેમાં સાબરમતીગુણશીક્ષણ કે જે સાબરમતી જેવી જડ વસ્તુમાંથી પણ અનેક બોધક જુદાં જુદાં પાત્ર રસથી ગોઠવી કાવ્યરસથી અલંકૃત કરી કાવ્યે રચ્યાં છે, તેથી અનેક રીતે બોધ ગ્રહવા યોગ્ય છે. તેમજ તેઓશ્રીમાં એક એવી અજબ શકતી હતી કે તેમના સમાગમ માત્રથી હરકોઇ મનુષ્ય પોતાનું જીવન સુધારી શકે. આપણે સારાં સારાં કાર્યો કરીએ અને તેમના કહેવા પ્રમાણે વરતીએ તોજ તેમનો આત્મા આપણાપર પ્રસન્ન રહે એમ જણાવી પોતાનું ભાષણ પુરૂં કર્યું હતું.

વૈદ્ય વાસુદેવ ગણપતરામે જણાવ્યું કે મહારાજશ્રી બુધ્ધીસાગરજી પોતાના બન્ને વંશમાં ચંદ્રમારૂપ ઉજ્જવળ કીરતી સંપાદન કરી ગયા. આપણે તો તેમને માટે શું બોલી શકીએ ? પરંતુ

તેમનીજ પ્રસાદીરૂપ ભજનો ગાઇ આનંદ સાથે જ્ઞાન મેળવીએ અને તેમના ઉપદેશાનુસાર વરતવા ઇચ્છીએ એજ સારામાં સારો મારગ છે. મહારાજશ્રી પોતાના આત્મામાં સદા આનંદથીજ રહેતા હતા જેથી તેમને તો કર્ત્તવ્ય પદ શીવાય બીજી કથા હોયજ નહીં અને તેમના આત્માની વૃત્તીઓ પણ ઇશ્વર સાથે તાદાત્મ્ય હોઇ તેમનો અમર આત્મા અમર ધામમાં ચાલ્યો ગયો અને શરીરજ કેવળ કાળધરમને પામ્યું છે. મહારાજશ્રીને સર્વ ધર્મ પ્રત્યે સમદૃષ્ટિ જ હતી.

બદ્રશ્રી મણીલાલ ભોગીલાલ ભાઇએ જણાવ્યું કે મહારાજશ્રી સર્વને યોગ્યતાનુસાર ઉપદેશ આપતા તેમજ તેમનો જાહેર ઉપદેશ સરળ અને સર્વમાન્ય હતો. તેમના સમાગમમાં આવેલ માણસને એમજ થાય કે આપણે ફરીથી સાગરજીનો લાભ લઇએ તોજ ઠીક અને આચાર્યના સર્વ ગુણો તેમનામાં હતા.

છેવટમાં ભોગીલાલ મગનલાલે જણાવ્યું કે મહારાજશ્રી પોતે બાળકો તથા વૃદ્ધ મનુષ્યો સાથે પ્રેમથી વરતતા હતા. તેમનો સાણંદ અને ગોધાવીપર ઘણોજ ઉપકાર છે. તેઓ સાચા સુધારક હતા, તેમ તેઓ ન્યાયનો ઉંચો અભ્યાસને કરીને પ્રવીણ બનેલા હતા. તેમના અવસાનથી એક પ્રભાવક આચાર્યની ખોટ પડેલી છે.

બાદ વીસરજન થઇ હતી. મુંબાઇ સમાચાર.

## સ્વ. જૈનાચાર્ય બુદ્ધિસાગર સુરીશ્વરજી.

### મહેસાણામાં શોક પ્રદર્શક ગંજાવર સભા.

એક ખબરપત્રી લખી જણાવે છે કે આચાર્ય મહારાજ શ્રીમદ્ બુદ્ધિસાગર સુરીશ્વરજીના સ્વર્ગગમનના શોક નીમીત્તે મહેસાણામાં જેઠ વદ ૧૧ ને બુધવારે સવારે આઠ વાગે શ્રી સંઘ તથા ના૦ જજ સાહેબ તથા ગામના બીજા આગેવાનો વીગેરેની હાજરીમાં જૈન ઉપાશ્રયમાં એક જાહેર સભા મળી હતી. એક ઉંચી પાટ ઉપર સદ્ગત આચાર્યશ્રીનું મોટું સુંદર ચીત્ર એક ભાંખરીયા તરફથી મુકવામાં આવ્યું

હતું. બહાર ગામથી શ્રી પાદરાકર તથા શેઠ વેણીચંદ સુરચંદ તથા ગવૈયા પ્રાણસુખ તેમજ બીજી મંડળી આવી પહોંચી હતી. જેઓ નહી આવી શકયા તેમના દીલસાના તાર આવી પહોંચ્યા હતા. આ આ સભામાં ખાસ ભાગ લેવા મુનીમહારાજ શ્રીમદ્ મોતીવિજયજી પોતાના શીષ્યે સાથે તથા વીજાપુરથી પંન્યાસ મહેન્દ્રસાગર ગણી-તમાં શ્રીમાન્ કીરતીસાગરજી તથા શ્રી હેમેન્દ્રસાગરજી વીગેરે આવ્યા હતા.

ગવૈયા પ્રાણસુખે રા. પાદરાકરકૃત "શ્રી બુદ્ધિસાગર સુરી ગયા" એ નામનું નીવાપાંજલીવાળું ગીત ગાઇ બતાવતાં સમગ્ર સભા શોકમાં ડુબી ગઇ હતી.

શ્રીમદ્ મોતીવિજયજી મહારાજે ઉચીત વિવેચન સાથે મંગળાચરણ ગાઈ સંભળાવ્યું હતું. શેઠ ફુલચંદભાઇએ સભાનો હેતુ કહી સંભળાવ્યા બાદ પં શ્રીમહેંદ્રસાગરજીએ સંસ્કૃત કવ્વાલી સુંદર રીતે ગાઇ સંભળાવ્યા બાદ માસ્તર દુર્લભદાસે રા૦ પાદરાકર કૃત " શ્રી બુદ્ધિસાગરસૂરિ કયાં ગયાં " એ ગીત ઘણી સુંદર રીતે ગાઈ સંભળાવતાં તે ગીત આખી સભાએ ઉપાડી લીધું હતું, અને સર્વત્ર શોક છવાઇ રહ્યો હતો. કડી પ્રાંતનાં મે૦ જજ્જ તાવડેકર સાહેબે સદ્ગતના અંગત પરીચયમાં આવેલા હોવાથી તેમના અદ્ભુત ગુણો આધ્યાત્મીક શકતી, અદ્ભુત યોગબળ અને તપ ત્યાગ ઉપર લંબાણ વીવેચન કરતાં તેઓ શ્રી દેવ કે પ્રભુ હતા અને આપણને છોડી ગયા છે, એ આપણા દુર્ભાગ્ય છે, વીગેરે કહી બેસતાં રા. પાદરાકરે શ્રીમદ્નું જીવન ચરીત્ર લંબાણ દોઢ કલાક સુધી અસરકારક ભાષામાં કહી સંભળાવ્યું હતું.

શ્રી કીરતીસાગરજી મહારાજે સદ્ગતના ગુણો ચમત્કારો અને ઉચ્ચ તત્વજ્ઞાન આદી ઉપર બોલતાં તેમનો કંઠ રૂંધાઇ આવ્યો હતો, અને વધુ બોલી શકયા નહિ હતા.

માસ્તર દુર્લભદાસે સદગતની અદ્ભુત શકતી અપુર્વ જ્ઞાન નિસ્પૃહપણું આહારવિહારમાં નીરમોહીપણું, અદભુત ગ્રંથ લેખનશકતી આદી ગુણો ઉપર વીવેચન કર્યું હતું.

પટવા અંબાલાલ લલ્લુભાઇએ ગુરૂશ્રીનાં ગુણગાન કરી બેસતાં અત્રેની સેવા સમાજના પ્રમુખ પટેલ રામદાસભાઇએ શ્રી ગુરૂદેવ પટેલ હોઇ પટેલ કોમનું ગૌરવ વધાર્યું છે, માટે અભીમાન લેતાં પોતાની સમગ્ર કોમ તરફથી રાત્રે એક મહાસભા ભરવાનું તથા તેમાં સૌને પધારવાનું આમંત્રણ કર્યા બાદ સભા વિસર્જન થઈ હતી. સાંજવર્તમાન.

## મહેસાણામાં પાટીદાર ભાઇની શોકદર્શક પ્રચંડ સભા.

ગઇ રાત્રે અત્રેના પાટીદારવાડામાં વિશાળ ચોકમાં શ્રીમદ્દ બુદ્ધિસાગરજી મહારાજના મરણ માટે શોક દર્શાવવા એક ગંજાવર સભા મળી હતી. જેમાં લગભગ પાંચ હજાર સ્ત્રી પુરૂષોએ હાજરી આપી હતી.

ધુપ દીપ સાથે ઉચ્ચાસને શ્રી ગુરૂદેવનો મોટો ચિત્રપટ બિરાજમાન કર્યો હતો.

શરૂઆતમાં મંગળાચરણ થવા બાદ જુદા જુદા વક્તાઓનાં દિલસ્પર્ષિ વ્યાખ્યાનો થયાં હતાં જ્યાં રા. પાદરાકર લગભગ દોઢ કલાક બોલ્યા હતા તથા રા. દુર્લભદાસ કાળીદાસ મહેતાએ લંબાણ વિવેચન કર્યા બાદ સેવાસમાજવાળા પટેલ રામભાઇએ એટલું બધુ લંબાણ ને હૃદયભેદક વર્ણન કર્યું હતુ કે સભા સ્તબ્ધ થઇ હતી. મોડી રાત્રે સભા વિખરાઇ હતી.

## પાદરામાં જંગી શોક પ્રદર્શક સભા.

આચાય મહારાજ શ્રીમદ્દ બુદ્ધિસાગરજી મહારાજે સ્વર્ગગમન કરવાના સમાચાર મળતાંજ અત્રે દેરાસરજીના વિશાળ આરસના વ્યાખ્યાન હોલમાં રાત્રે એક ગંજાવર સભા ભરવામાં આવી હતી. સ્રી પુરૂષોની પ્રચંડ હાજરી હતી.

પ્રારંભમાં હાર્મોનિયમ સાથે મહારાજ શ્રીના ગુણાનુવાદની રા. પાદરાકર કૃત સ્મરણાંજલિ ગવાતાં સભામાં કરૂણા છાંય છવાઈ

ગઇ હતી, આ પછી રા. પાદરાકરે ગુરૂશ્રીના જીવનપર વિવેચન કરતાં લગભગ બે કલાક સુધી જુસ્સાદાર શૈલીમાં બોલતાં હૈયુ ભરાઈ આવતાં રોઇ પડયા હતા અને સભા પણ રોઇ પડી હતી. તેઓ બેસવા પછી અંત્રેના વયોવૃદ્ધ ગુરૂભકત વકીલજી મોહનલાલ હીમચંદ જેઓ ગુરૂશ્રીને અગ્નિદાહ કર્યા પછી પાછા ફર્યા હતા અને ગુરૂવીરહ આઘાતથી સખત માંદગીમાં હતા તેઓથી ઉભા નહી રહી શકવાથી ખુરસી પર બેસી રોતાં રોતાં ઘણું લંબાણ વિવેચન કરી પોતાના શ્રીમદ્ માટેના અનુભવો કહી સંભળાવ્યા હતા. તે પછી મોડી રાત્રે સભા વિખરાઇ હતી.

મુંબાઈ સમાચાર

## પ્રાંતીજમાં પ્રચંડ જાહેર સભા.

### આચાર્ય શ્રીમદ્ અજીતસાગરજી પ્રમુખસ્થાને.

### સ્વ આચાર્ય શ્રીમદ્ બુદ્ધીસાગર સુરીનું જીવનવૃતાંત.

### રા. પાદરાકરનું જાહેર ભાષણ.

ગઈ તા. ૧૦–૮–૨૫ સોમવારે સવારે ૯ વાગે પ્રાંતીજમાં "શ્રીમદ્ બુધ્ધીસાગરજી સુરીના જીવનવૃત્તાંત" ઉપર જાણીતા કવી અને પ્રસીદ્ધ વકતા રા. મણીલાલ મોહનલાલ પાદરાકરનું જાહેર ભાષણ હોવાથી સભાસ્થાન ધ્વજા, વાવટા, તોરણ, કમાનોથી શણ-ગારવામાં આવ્યું હતું. સવારમાં વહેલાંથીજ સભાસ્થાન શ્રોતા સ્રી પુરૂષ તથા સાધુસમુદાયથી ઉભરાઈ રહ્યું હતું.

પ્રારંભમાં હારમોનીયમ સહીત ગુરૂગુણગાન–સંગીત થવા બાદ આચાર્યશ્રીના મંગળાચરણ પછી આજના મુખ્ય વકતા રા. પાદરાકરે પોતાનું વ્યાખ્યાન શરૂ કરતાં ગુરૂદેવના સ્મરણનું મંગ-લકાવ્ય ગાઈ, સ્વર્ગસ્થ ગુરૂદેવ વીનાનાં આ શુન્ય સ્થાન તથા ગામમાં આવતાં પોતાને થયેલ દુઃખ વર્ણવતાં શ્રીમદ્‌ના સ્મરણથી સભામાં પ્રમુખથી માંડી સર્વ આબાળ વૃધ્ધ સ્રી પુરૂષોનાં નેત્રોમાં શ્રાવણ

ભાદરવા જેવાં અશરૂ ઉલ્લટયાં હતાં. વકતા પોતે પણ રૂદન થઈ આવતાં બોલવા અશક્ત થવા પછી ધીરે ધીરે તેમનો વાણીસ્રોત આગળ વધતાં તેમણે જણાવ્યું કે, તમો તો શ્રીમદ્‌ના એટલા બધા સહવાસમાં હતા અને શ્રીમદ્‌નો તમો અને તમારા ગામ પ્રતી એટલો બધો દયાભાવ હતો કે એટલો લાભ અમને કે હમારા ગામને મળયો નથી. છતાંયે તેમના જીવનની વીશીષ્ઠતા તમને સંભળાવીશ, એમ કહી શ્રીમદ્‌ના જીવનના બારીકમાં બારીક પ્રસંગો વરણવી, શ્રીમદ્ કદી સમસ્ત જીવનમાં અઢેલી બેઠા નથી, દીવસે નીંદ્રા લીધી નથી. સ્રી જન સાથે પત્ર વ્યવહાર કદી કર્યો નથી. ઉપાશ્રયમાં વ્યાખ્યાન શીવાયના વખતે સ્રીજનનો પ્રવેશ થવા દીધો નથી. મુખવાસ પાંનસોપારી વીગેરે જીવનભરમાં વાપર્યાં નથી કીમતી કામળો આદી વસ્રો વાપર્યાં નથી અને મૃત્યુના સમય પર્યંત માત્ર લેખન, વાંચન અને ધર્મધ્યાધન શીવાય અન્ય કાર્યો કર્યાં નથી. જ્ઞાતી, સંઘ કે અન્ય ઝઘડાઓમાં કદી પડયા નથી. તેમનો વ્યવહાર માત્ર પરહીતાર્થે, જ્ઞાન આરાધના અર્થેજ હતો વીગેરે જણાવી તેમનાં લખેલાં પુસ્તકો, તેમની વ્યાખ્યાન શઈલી, તીવ્ર વઇરાગ્ય, ત્યાગ તપશ્ચર્યા, આધ્યાત્મજ્ઞાનવિલાસ, મસ્તફકીરી, સર્વ ધર્મના માણસો સાથે અદ્દભુત કુરૂણાભરયો પ્રેમ, સમાનદ્રષ્ટી આદી ગુણોપર વીવેચન કરી, તેમના શીષ્ય રત્ન શ્રીમદ્ આચાર્યશ્રી અજીતસાગર સુરીજીમાં પોતાની અખંડ આશાઓનું સ્થાન બતાવી તેમને પગલે તેમને ચાલવા તથા પોતાના ગુરૂની પાટ સંભાળવા વીનંતી કરી. આવા મહાન્ ગુરૂશ્રીના પાછળ મુકેલા અમોઘરત્નરાશી સમાન વારસાનું રક્ષણ કરવા જણાવી, તેમનું જીવંતસ્મારક શી રીતે રહે તે સુચવતાં તેમના જે ગ્રંથો નથી મલી શકતા ( out of print ) તેનો તથા તેમણે પાછળ મુકેલા સાહીત્યનો પુનઃ ઉધ્ધાર અને પ્રચાર કરવા કટીબધ્ધ થઈ તેમના આત્માને અખંડ શાંતી આપવા જણાવી શ્રી અધ્યાત્મજ્ઞાનપ્રસારક મંડળે ( પાદરા ) તૈયાર કરેલી તથા મુંબઇ, અમદાવાદ આદી સ્થળોના નેતાઓએ સ્વીકારેલી જીવંત સ્મારક યોજના ઉપાડી લેવા તથા તેમાં જોડાવાની અપીલ કરતાં

મુખ્ય શેઠ સાહેબ તેમાં જોડાતાં ઘણાક ભાઇઓ તથા બેનોએ પેત્રનો તથા લાઇફ મેમ્બરો તરીકે જોડાઈ પોતાના નામો નોંધાવ્યાં હતાં તે પછી સર્વેનો આભાર માની રા. પાદરાકર બેસતાંજ પ્રમુખશ્રીએ બુલંદ અવાજે પોતાના ગુરૂશ્રીનાં મુકત કંઠે ગુણગાવન કરતાં જણાવ્યું કે રા. મણીભાઇએ આપણને પ્રથમથીજ રોવરાવ્યા છે. ગુરૂદેવના શા ગુણો ગાઇએ ને શા બાકી રાખીએ ? આ પછી લંબાણ વિવેચન કર્યું હતું. સાંજવર્તમાન

## આચાર્ય મહારાજ શ્રીમદ્ બુદ્ધીસાગરજીનો પર્યુષણનો સંદેશ.

### સુરતમાં રા. પાદરાકરનું ભાષણ.

ગયા રવીવારે સવારે ૯ કલાકે ગોપીપુરા શ્રીમદ્ મોહનલાલજી મહારાજના ગંજાવર ઉપાશ્રયમાં શ્રીમદ્ પં. પદ્મમુનીજી મહારાજના પ્રમુખપણા નીચે સ્ત્રી પુરૂષોના ગંજાવર સમુદાય સમક્ષ જાણીતા કવિ રા. પાદરાકરે “ સદ્ગત શ્રી બુદ્ધીસાગરજી સુરિશ્વરજીનો પર્યુષણનો સંદેશ ” એ વિષય ઉપર એક સુંદર વ્યાખ્યાન પોતાની હમેશની રસભર પણ જુસ્સાદાર ભાષા શૈલીમાં આપ્યું હતું.

ઉચ્ચાસને શ્રીમદ્ની કૃતિના ૧૦૮ મહાગ્રંથો તથા મોટો ચીત્રપટ સર્વનું લક્ષ ખેંચી રહ્યા હતા.

પ્રારંભમાં વિશ્વવંદ્ય પ્રખરવક્તા, મહાપંડીત, કવીશ્રેષ્ઠ બાળ બ્રહ્મચારી ૧૦૮ મહા ગ્રંથોના લેખક શાસ્ત્રવિશારદ યોગનિષ્ઠ જૈનાચાર્ય શ્રીમદ્ બુદ્ધિસાગરજી સૂરિશ્વરજીના જન્મથી માંડી તેમનું યોગમાર્ગનું, આધ્યાત્મિક માર્ગનું તત્વજ્ઞાની વીચારક, પાંડીત્ય માર્ગનું તથા સ્વાનુભવ માર્ગનું, ત્યાગ, તપ, સંયમ, વૈરાગ્ય માર્ગનું, આમ ભીન્ન ભીન્ન માર્ગનાં જીવન ઉપર બોલતાં રા. પાદરાકરે લંબાણ વિવેચન કરતાં શ્રીમદે પોતાના જીવન પર્ય-

તના સ્વાનુભવના જીવતા ઉદ્દગારો તથા વિચારો પુસ્તકો મારફતે મુકયા છે. આવાં પુસ્તકો જેમાં અષ્ટાંગયોગ, કર્મયોગ, ઉપનીષદ્દ, આધ્યાત્મજ્ઞાન ભજનો, સમાજ સુધારણા આદી વીષયોપર સંસ્કૃત ગુજરાતી, હીંદી, ભાષામાં ગદ્યપદ્યમાં ૧૫૦ ગ્રંથો છે.

તે કહી બતાવી બેસતા શ્રીપદ્મમુનિજી મહારાજે શ્રીમદ્દનાં મુક્ત કંઠે વખાણ કરતાં યોગ્ય વિવેચન કર્યા બાદ સભા વિસરજન થઇ હતી. હિન્દુસ્થાન

## પુનામાં જાહેર વ્યાખ્યાનો.

સાંજવર્તમાન.

શ્રીમદ્દ બુધ્ધીસાગરજી જીવંત સ્મારક માટે પુના ગયેલ ડેપ્યુટેશન

શ્રીમદ્દ બુદ્ધિસાગરજી જીવંત સ્મારકની યોજનાના પ્રચાર માટેનું એક ડેપ્યુટેશન મુંબઇથી ઉપડી પુના તા૦ ૨૨-૪-૨૫ ના સવારમાં આવી પહોંચ્યું હતું.

પ્રારંભમાં શ્રી દશાશ્રીમાળીના ગંજાવર ઉપાશ્રયમાં જાણીતા આચાર્ય શ્રી જયસુરીજી તથા તેમના વીદ્દવાન શીષ્ય શ્રી પ્રતાપ મુનીજીના સમક્ષ, સ્ત્રી પુરૂષોના વીશાળ સમુદાય સમક્ષ ડેપ્યુટેશન તરફથી રા. પાદરાકરે આચાર્ય મહારાજ શ્રીમદ્દ બુદ્ધિસાગરજી મહારાજના જન્મથી માંડી સ્વર્ગગમન સુધીનો તથા તેમના સાહીત્ય નો તેમજ તેમના યોગ તથા આધ્યત્મીક સ્વાનુભવી જીવન પર પ્રકાશ પાડતાં જુસ્સાદાર રસભર શઇલીમાં લંબાણુ વીવેચન કરતાં મેમ્બરો નોંધાવવા શરૂ થયા હતા હજી નોંધાય છે.

તે પછી શેઠ મોતીચંદ ભગવાનની ધર્મશાળામાં તથા ઓસવાળ દેરાસર એ બે ઠેકાણે જાહેર વ્યાખ્યાનો આપવામાં આવ્યાં હતાં. જ્યાં શ્રી તીલકવીજયજી વીગેરે મહારાજો હાજર હતા.

શ્રી પ્રતાપ મુનીજી તથા શ્રી તીલક વીજયજીએ સદ્દગત આચાર્ય મહારાજ માટે ઘણીજ લાગણીથી મુક્ત કંઠે તેમના

આત્મજ્ઞાન; સ્વાનુભવ, તપ, ત્યાગ, ઉદારતા તેમજ જૈન સાહિત્ય માટે ભગીરથ પ્રયત્ન તથા પ્રખર વીદ્વતા, પાંડીત્ય તથા કવીત્વ માટે પ્રસંશા કરતાં સઉને પોતાની લક્ષ્મીનો સઉપયોગ કરી ઉક્ત સંસ્થાને તન મન ધનથી મદદ કરવા માટે ખાસ લક્ષ આપવા સુચના કરી હતી.

પુના નીવાસીઓએ આ ડેપ્યુટેશનનો સારો સત્કાર કર્યો હતો.

## શ્રીમદ્ બુદ્ધીસાગર સુરીશ્વરનાં પુણ્ય સ્મરણો.

### લાલબાગમાં રા૦ પાદરાકરનું ભાષણ.

શ્રી મુંબઈ માંગરોળ જૈન સભા તરફથી ગઇ કાલે જાણીતા વકતા અને કવી રા. મણીલાલ મોહનલાલ પાદરાકરનું "શ્રીમદ્ બુદ્ધીસાગર સુરીશ્વરજીનાં પુણ્ય સ્મરણો" ઉપર જાહેર વ્યાખ્યાન હોવાથી હૉલ સ્રીપુરૂષોથી ઉભરાઈ રહ્યો હતો. પરમપુજય પં૦ મહારાજ શ્રીમદ્ લલીતવીજયજી મહારાજ પ્રમુખ સ્થાને બીરાજ્યા હતા. બંને બાજુએ સદ્‌ગત્ યોગીશ્વરજી શ્રીમદ્ બુદ્ધીસાગરજીનાં રંગીન ચીત્રપટો શોભી રહ્યાં હતાં તથા તેમની કૃતીના ૧૦૮ મહાગ્રંથોનો થોક લોકોનું ધ્યાન ખેંચી રહ્યો હતો.

સભામાં હાજર રહેલાઓમાં મુખ્ય નીચેનાઓ હતાઃ—શેઠ દેવકરણ મુળજી, મોતીચંદ કાપડીઆ સોલીસીટર, શેઠ રણછોડભાઇ રાયચંદ મોતીચંદ. ચુનીલાલ વીરચંદ, નવીનચંદ્ર હેમચંદ અમરચંદ, વીઠલદાસ ઠાકોરદાસ, લલ્લુભાઈ કરમચંદ દલાલ, વીરચંદ કરૂશ્નજી, ભાંખરીઆ અમથાલાલ તથા મોહનલાલ. ડાહ્યાભાઇ ઘેલાભાઇ, ભગુભાઇ હરજીવનદાસ, વીરચંદ કેવળદાસ, વાડીલાલ સાકળચંદ, વાડીલાલ રાઘવજી, મગનલાલ નાનચંદ, પુનમચંદ મોહનલાલ ગાંધી વીગેરે.

શરૂઆતમાં શેઠ લલ્લુભાઇ કરમચંદ દલાલના પ્રારંભ પછી કવી ભોગીલાલે રા. પાદરાકરની બનાવેલી તથા છાપી વહેંચાયલી

"બુદ્ધિસાગરસૂરિ ગયા" નામની સોહિની ગઝલ ગાયા બાદ આજના વક્તા રા પાદરાકરે પોતાની જુસ્સાદાર પણ રસભરી શૈલીમાં શ્રીમદ્દનું સંસ્કૃત મંગળાચરણ કરી જણાવ્યું કે સદ્દગતનો પુણ્યપરીચય આપતાં આપને તેમના જીવનના જુદા જુદા પ્રસંગો કહેવા પડશે. તે પછી શ્રીમદ્‌ની બાલ્યવસ્થા, વૈરાગ્ય, તીવ્ર તપ ત્યાગ પછી સામાન્ય કણબીજન્મી શ્રીમદ રવીસાગરજી મહારાજના સમાગમ તથા આશીર્વાદની પ્રાપ્તી, પોતે લીધેલી દીક્ષા તથા તે પછી તેણુણે આરંભેલી સાહીત્ય સેવા, ધર્મ, દેશ, આત્મા તથા શ્રી મહાવીર પ્રભુની સેવા તથા તે પછી મહા પંડીતોએ તેમને આપેલી શાસ્ત્રવીશારદ જૈનાચાર્યની પદ્વી તથા તે પદ્વી પછી તે કેવી રીતે દીપાવી, તથા પોતે આખું જીવન યોગધ્યાન અધ્યાત્મ તથા આત્મતત્વજ્ઞાન પ્રાપ્તી તેનો પ્રચાર તથા આત્મારાધનમાં વીતાવેલું જીવન અને તેજ મહાગૂઢ ગંભીર વિષયો ઉપર પોતે ૧૦૮ મહાગ્રંથો કેવી રીતે રચ્યા તથા તેમણે ૧૭ વર્ષપર સ્થાપેલા શ્રી અધ્યાત્મજ્ઞાનપ્રસારક મંડળે (પાદરા) તે પુસ્તકો પડતરથીયે ઓછી કીંમતે વેચવાનું પ્રચાર કરવાનું કાર્ય કરી શ્રીમદ્દના આ આધ્યાત્મ જ્ઞાનના ભંડારોને કેવી રીતે વિશ્વમાં ફેલાવ્યા તે જણાવતાં શ્રીમદ્દના સમસ્ત જીવનનું કાર્ય વર્ણવી બતાવી, છેલ્લા વર્ષમાં એક સામટાં ૨૭ ગ્રંથો કેમ પ્રેસમાં ગયા તથા મહારાજશ્રીએ કેટલાં પ્રયાસે તેનાં પ્રુફો વીગેરે તપાસી પ્રકટ કરાવ્યા. તેમજ સ્વર્ગગમન પહેલાં માત્ર ચારજ દીવસ અગાઉ સુધી પુસ્તક લખવાનું કાર્ય ચાલુ રહ્યું હતું. તે જણાવ્યું હતું.

તેમના પ્રિય શિષ્ય વૃદ્ધીસાગરજીના સ્વર્ગગમન સમયે શ્રીમદ્દ પોતાનું મૃત્યુ નજીક જાણી પરવારી સૌને તે જણાવી ચુકયા હતા. તેમજ તેવા સમાચારના પત્રો પણ લખી નાંખ્યા હતા. છતાં તેમના પરના ભકતીભાવે કોઇ તે માનતું નહીં. સારી તબીયતમાં મૃત્યુ પહેલાં બેજ દીવસે વીજાપુરના સંઘે પોતાના ત્યાં પધારવા આમંત્રણ કરતાં મહારાજે તે કબુલી મૃત્યુ પુર્વે માત્ર બેજ કલાક

પહેલાં વીજાપુર ગુરૂશ્રીનું પધારવું તથા પુર્ણ સમાધીમાં આત્મોપ યોગમાંજ હસતે મુખડે પોતાના શીષ્ય સમુદાય વચ્ચે કેવી રીતે સ્વર્ગ-વાસ પામે છે. તેમજ તેમના સ્વર્ગગમન પછી ૧૦ હજાર માણસો અઢારે વર્ણના કેવી રીતે આક્રંદ કરી રહ્યાં હતાં તે તથા મુસલમાનો પાટીદારો, બ્રાહ્મણો તથા અઢારે વર્ણના માણસોએ તેમના શબ્દને ખાંધે લઇ મુંબઈ વીગેરેથી આવેલા મોટા સમુહ વચ્ચે ચંદનાદી કાષ્ટોની ચીતામાં તેમને અગ્નીસંસ્કાર કર્યો ત્યાં સુધી શ્રીમદ્‌ના મૃત દેહના મુખપરનું તેજ હાસ્યઆદી તથા તેમના સ્વર્ગ-ગમન પછી મહુડીમાં ઘંટાકરણ મંદીરમાં બંધ બારણે વાગેલો ઘંટ તથા પોતે મૃત્યુ પછી તરતજ લોકોને સદેહે આપેલાં દર્શન વીગેર વરણવતાં સભામાં ગમગીની તથા અશ્રુસ્રાવ થયો હતો. આમ શ્રીમદ્‌ના જીવનના જન્મથી માંડી સ્વર્ગગમન તથા તે પછીના તેમના ચમતકારો વરણવી બેસતાં રા૦ લલ્લુભાઇ કરમચંદ દલાલે શ્રીમદ્‌ના સ્મારક માટે વીગતે બોલતાં જે યોજના શ્રી અધ્યાતમજ્ઞાન પ્રસારક મંડલે તૈયાર કરી છે તે કહી બતાવતાં રા૦ મોતીચંદભાઈ ગીરધરભાઇ કાપડીઆ સોલીસીટરે યોગ્ય શબ્દોમાં શ્રીમદ્ માટે વીવેચન કરતાં સુંદર શૈલીમાં પોતાનું વ્યાખ્યાન કરતાં આ યોજનાને ઉપાડી લેવા જણાવતાં પોતે પેટ્રનમાં નોધાવતાં સભામાં હાજર રહેલા જૈન કોમના ભુષણુસમા શેઠ દેવકરણભાઇ મુલજી, શેઠ હીરાલાલ બકોરદાસ, શેઠ રણછોડભાઈ રાયચંદ વીગેરે સંખ્યાબંધ શેઠીયાઓ પેટ્રનો તથા લાઇફ મેમ્બરો થયેલા જાહેર થયા હતા.

તે પછી પ્રમુખ શ્રીમદ્ પંડીત લલીતવીજયજી મહારાજે ઉપસંહાર કરતાં પોતે પ્રથમ ભાયખલામાં કરેલી મીટીંગનું સ્મરણ કરાવી આજના વકતા માટે પ્રશંસા કરતાં હીંદીમાં બોલ્યા કે વકતા ભાઇ મણીલાલકી વ્યાખ્યાન શૈલીકી રસમયતા તથા વીવેચન શકતી ઓર દુસરોંકો છાપ પાડનેવાલી પ્રભાવીક શકતી મુઝે બહોત પ્યારી લગતી હય. પહેલે દશ વર્ષ પર શાસ્ત્રી હાથીશંકરજીકા એસાજ સુલલીત વ્યાખ્યાન સુન કર મુઝે બહોત આનંદ હુઆ થા. ઇસ

ભાઈ બડા સુંદર ઓર ગંભીર અર્થભાવયુક્ત વ્યાખ્યાન દેતા હય ઓર ગુરૂભકતીકા કાર્યભી પ્રસંશનીય કરતા હય.

શ્રી સુરીશ્વરજી મહારાજ કે બારેમે જો કુચ્છ બોલા ગયા હૈ ઉસ બારે મેં મેં ભાયખલાકી સભામાં બહોત કુછ કર ચુકા હું. અબ ઓ મહાત્માકા સમારકકી જો ચોજના પેશ કી ગઇ હૈ ઇસ કે બારે મેં આપ સબ યથાશકતી પ્રવૃતી કીજીયેગા. એ અપના કર્તવ્ય હય ઇત્યાદી."

આ પછી મોડું થઇ જવાથી સભા બરખાસ્ત થઇ હતી.

સાંજ વર્તમાન તા. ૨૪-૭-૨૫.

## કોટમાં જાહેર સભા.

મુંબાઇ સમાચાર તા. ૨૪-૭-૨૫.

શ્રી કોટ જૈન મીત્ર સભા તરફથી તા. ૨૧ મી મંગળવારે સવારે ૮ વાગે ઉપાશ્રયમાં એક જાહેર સભા બોલાવવામાં આવી હતી. હૉલ સ્ત્રીપુરૂષોથી શોભી રહ્યો હતો. ઉચી પાટપર શ્રીમદ્ બુધ્ધીસાગરજી મહારાજના બે મોટા ફોટા તથા તેમનાં ઢગલાબંધ પુસ્તકો ગોઠવવામાં આવ્યાં હતા.

"સદ્ગત શ્રીમદ્ બુદ્ધિસાગરજીનો વીશ્વસંદેશ" એ વીષયપર જાણીતા કવી. રા. પાદરાકર લંબાણ ભાષણ આપનાર હતા.

શરૂઆતમાં આમંત્રણ વંચાયા પછી વકતાએ "બુધ્ધીસાગર સુરી કયાં ગયા" એ સ્વરચીત કવીતા ગાઇ સંભળાવ્યા બાદ શ્રીમદ્‌નો વીશ્વ સંદેશ કેમ અને જૈન સંદેશ યાતો શ્રાવક સંદેશ કેમ નહી ? તે ઉપર બોલતાં જણાવ્યું કે શ્રીમદ્ જૈનોનાજ એકલા સાધુ નહતા પણ તેઓ હીંદુ મુસલમાન પારસી કોળી બારીઆ પાટીદાર તથા અન્ત્યજોના પણ આરાધ્ય દેવતા હતા તથા વીશ્વ સંદેશ કહેનારના જીવનની ઝાંખી કરાવવી ઉચીત હોવાથી સદ્ગત

ના જન્મથી માંડીને અભ્યાસ, અપુર્વ ત્યાગ વૈરાગય, તથા સદાચા-રવાળુ બાલજીવન તથા ગુરૂશ્રી મળયા પહેલાં લગ્ન કરવાની માતા પીતાને પાડેલી ચોખી ના તથા તે પછી દીક્ષા લઇ સમસ્ત જીવન જ્ઞાન યોગ સમાધી ધ્યાન ધરમઉપદેશ ત્યાગ પરોપકાર ગ્રંથ લેખનમાં કેવી રીતે વીતાવ્યું તથા પોતે આત્માનો સાક્ષાત્કાર કેવી રીતે કર્યો તથા તે પછી યોગની સીધ્ધીઓ મેળવી, જગતમાં કેવા ઉપકારો કર્યા. એક ગ્રેહસ્થ જેઓ વૈશ્નવ હોઇ જવેરીનો ધંધો કરનાર રા. મથુરદાસ છગનલાલ ( કાલકાદેવી મોરારજી ગોકલદાસ ચાલી રૂ. નં. ૩૯ ) જેઓ હાલ મોજુદ છે તેઓ બંને આંખે અંધ થયા પછી મુંબઈ મીરજના ડાક્ટરોની સારવાર છતાં આંખો ન ખુલી તે શ્રીમદે આંગળી અડકાડી કેમ દેખતો કર્યો તથા બીજા એવા અનેક ચમતકારો વર્ણવી યોગીઓ જાતે ચમતકાર રૂપ છે તે સાબીત કરી તેમણે સ્વર્ગગમન સુધી કરેલી ધર્મ સમાજ દેશ અને આત્માની સેવા તથા તે દ્વારા મનુષ્ય માત્રને પુર્વ જન્મના સંસ્કારો લઇ બીજો જન્મ મળતો હોવાથી ઉત્તમ કર્મોવાળું જીવન ગાળવાનો ત્યાગનો વૈરાગ્યનો દયાનો, ધર્મ પ્રચારનો સ્વદેશપ્રેમનો તથા સતજ્ઞાનપ્રાપ્તી વડે આત્મા પરમાત્માની એકતાનો વીશ્વનો સંદેશ કેવો આપ્યો છે તે પર લંબાણ વીવેચન કરી મહુંમે જીદગીમાં મુખવાસ પાનસોપારી ચાખ્યાં નથી, નીરસ આહારજ વાપર્યો છે, ભીંતે કે ટેકે હડેલીને કદી બેઠા નથી, દીવસે કદીપણુ ઉંધ્યા નથી એકજ ટંક જમ્યા છે, કીંમતી વસ્ત્ર કદી વાપર્યું નથી તેમજ સ્ત્રીઓ સાથે કદીપણુ પત્ર વ્યવહાર કર્યો નથી. આહાર માટે જે સમયે જે ખોરાક હાથમાં આવતો તે ફાસુક ખોરાક વાપરી આત્મચીન્તનમાં કેમ લીન થઇ જતા તથા ગુફા ડુંગર કોતરમાં આત્મયોગ સાધવા બેસી જતા તે વીગેરે જણુાવી ઉપસંહારમાં આવા મહાન્ કર્મ યોગીઓ જેને કોમમાં પાકો એ ભાવનાની સાથે બેસતાં રા. વાડીલાલ રાઘવજી ગાંધીએ શ્રીમદ્દના ચમત્કારીક જીવનપર બોલતાં ગોધાવીના પોપટ ગરાસીઆને શ્રીમદે ભાંખેલું ભવિષ્ય કેમ ભોગવવું પડયું વીગેરે જણાવતાં તેમના જીવનનો પરિચય આપતાં

તેમના જીવન્ત સ્મારકની યોજના સમજાવતાં કવી ભોગીલાલે કવિતામાં આ કાર્ય માટે સૌને વિનંતી કરતાં પ્રમુખશ્રીએ પોતાનું નામ પેટ્રનમાં નોંધાવતાં પેત્રને તથા લાઇફ મેંબરો નોંધાયા હતા. શેઠ વીરચંદભાઇ કૃષ્ણાજીના પ્રસંગાનુસાર વિવેચન પછી પ્રમુખશ્રીએ મર્હુમના ઉત્તમ ગુણોપર વિવેચન કરી તેમના આદર્શો આપણા જીવનમાં ઉતારવા સૌને ભલામણ કરી, રજુ થયેલી ઉપયોગી યોજનાનો લાભ લેવા વિનંતિ કરી બેસતાં સૌ શ્રીમદ્દની અનુપમ કૃતિનાં ત્યા મુકેલા સેંકડો ગ્રંથો જોવા મંડી ગયાં હતા. મોડેથી સભા નિખરાઇ હતી.

હાજર રહેલાઓમાં સ્ત્રી વર્ગ ઉપરાંત શેઠો સુંદરજી, ઉતમચંદ હીરજી, કલ્યાણચંદ ખુશાલ, પ્રેમજી નાગરદાસ, કેશવજીભાઈ, રૂઘનાથ મુળચંદભાઇ, ગોવીંદજી માધવજી, હરખજી મકનજી, લાંખરીયા મોહનલાલ તથા અમથાભાઇ, વીરચંદ કૃષણાજી, રાયચંદ કચરાભાઇ, ભગુભાઇ હરજીવનદાસ, વાડીલાલ રાઘવજી, વાડીલાલ મગનલાલ, મોતીચંદભાઈ વીગેરે મુખય હતા.

## આદર્શ સાધુ !

### મહાન્ સાહિત્યાચાર્ય !

યોગનિષ્ઠ, આધ્યાત્યજ્ઞાનગગનદિનમણિ, કવિરત્ન, પંડિતપ્રવર, શાસ્ત્રવિશારદ, ૧૦૮ મહાગ્રંથપ્રણેતા, આચાર્ય ભગવન્ ૧૦૦૮ શ્રીમદ્ બુદ્ધિસાગરજીની જીવનછાંયા !

( લેખક-તત્પાદરેણુ--પાદરાકર. )

" તેઓ સાચા સાધુ છે. આવા થોડાજ વધુ સાધુઓ હોય તો ભારતવર્ષનો ઉદ્ધાર હાથમાં છે. " શ્રીમંત સયાજી ાવ ગાયકવાડ

The most brilliant jewel of learning has been snatched from the Jains. "

—Bhaialal Jain H. M. B.
Municipal Commissioner Katni.

" શ્રી બુદ્ધિસાગરજી ! એ તો ખરેખર સાગર હતો ! એવા સાધુ સંઘને પચાસે વર્ષે એ મળે તો સંઘનાં સદ્ભાગ્ય ! એ તો સાચો સન્યાસી હતો......આનંદઘનજી પછી આવા અવધૂત થોડાજ થયા હશે....એમની ભવ્ય મુર્તિ એમના આત્મસ્વરૂપ જેવીજ ભવ્ય હતી....ઇ.

—મહાકવિ ન્હાનાલાલ દલપતરામ એમ. એ.

શ્રી બુદ્ધિસાગરજીના સ્વર્ગવાસથી ગુજરાતને....મોટી ખોટ પડી છે

—સાહિત્ય માસિક.

" The death of Acharya Shree Budhisagarjee Maharaj has caused an irreparable loss to the Jain Community. "

The Bombay Chronical. 21 June 25.

" બુદ્ધિસાગજી મહારાજ એટલેજ સાહિત્યની સરીતા, યોગની પ્રેરણા અને નિરપેક્ષણાનો નિવાસ ઇ૦

—જૈન પત્ર. ૧૪ જુન ૨૫.

## શાર્દુલવિક્રીડીત.

આત્માનંદવિલાસની સુપ્રતિમા, અધ્યાત્મજ્ઞાને ભર્યા !
પૂરા સ્વાનુભવી, નિજાત્મરસના ભોગી, સુ સાધુ ખરા !
ત્યાગી પૂર્ણ વિરાગને અલખની મુર્તિ હતા એ નર્યા !
નેત્રોમાં અમિસાગરો પળપળે દૈવિ દયાના ઝર્યા !
આયુ વિશ્વ સમસ્ત જ્ઞાનરસની ગંગા વિષે જે તર્યા !
આલેખ્યા અદ્ભૂત ગ્રંથ ગરવા અગણિત તત્વે ભર્યા !
દ્રષ્ટિ દિવ્ય વિશાળ, શાશનરશી, હા ! હા ! દયા સાગરા !
ચાલ્યા સ્વર્ગ પથે 'મણિમય' અહા ! બુધ્યબ્ધિ સૂરિશ્વરા !!!

સરસર હંસ ન હોત, ગજે ગજે મૌક્તિક નહિં !
બુદ્ધિસાગર સ્રોત, ચંદન સમ ઠર ઠર નહિ !

બુદ્ધિસાગરજી ! કયો સંસ્કારી જીવાત્માએ પ્રચંડ, પ્રભાવીક, આત્મબળી, મહાન્ સાહિત્યાચાર્ય, અવધૂત, જ્ઞાની મહાપુરૂષને નથી પિછાનતો ? સાગરનાં પિછાન ? જ્વલંત જ્યોતનાં દર્શન ! ઉજ્વળ ચારિત્ર્યવાન અદ્‌ભુત યોગીશ્વરની અલખ ધૂનના પરિચય ! સાચા આદર્શ સાધુના સોણલાંના સાક્ષાત્કાર ? મહાન્ કર્મયોગી મસ્ત ત્યાગીના પ્રભુ પ્રેમના તનમનાટ કરતા હૃદય તારના રણકારનાં ગુંજનનાં શ્રવણ ? કોણ અજાણ છે એનાથી ? એ સૌથી ?

એ તો માત્ર જૈનોનાજ સાધુ ન હતા, હતા સમસ્ત વિશ્વના ! અઢારે કોમના ! એમનો ઉપદેશ ઉપાશ્રય માટે જ નહતો નિર્માયો. વિશ્વનાચોકમાં એનો આહલેક ગજર્યો, છવાયો–ને હજીયે એના પડઘા તો વિરમ્યા નથી. એમનાં સત્ય–આત્મજ્ઞાન-સ્વાનુભવ–ને પ્રભુ સાક્ષાત્કારનાં અનેરાં ચેતન ભર્યાં જીવન એતો ભારતવર્ષનો-યુગયુગનો અનેરો ઉલ્લાસભર્યો–નવચેતન ભર્યો આદર્શ ! એનાં ગંભિર પણ ઉંડા તત્ત્વ જ્ઞાનની મિમાંસાથી ઉભરાતાં વચન પુષ્પો ! તો સાધુઓના અંતરદ્વારે પણ સુરભિ પ્રસરાવનાર મહારસાયણ ! એનાં મસ્ત લખ અલખની એંધાણ આપતાં–પદે પદે અમૃત સાગર ઉછાળતાં–પ્રભુનેયે ઘડિભર પોતાની વચ્ચે બોલાવતાં, કોઇ દેવદૂત-ફિરસ્તાની ફુંકો સમાન મહાકાવ્યો, જ્ઞાન સાહિત્ય અને સ્વાનુભવી મણિધરોને ડોલાવવા મુરલીની ગરજ સારતાં ! અરે એની ભવ્ય મુર્તિ મસ્ત આનંદઘનજી, ચીદાનંદજી, દેવચંદ્રજીનેયે ભૂતકાળમાંથી સ્તૃતિપટે તારવી દેતી ! એનાં ગૂઢ પણ વિશાળ ગ્રંથાલેખન ! સવાસો મહા ગ્રંથોના આલેખન ! મહાન્ યોગીશ્રી યશોવિજયજીનો યે સાક્ષાત્કાર કરાવતાં ! કહો ! કહો ! શું લખીયે ! કેટલું લખીએ ! એ મહાન્ આદર્શના અવતારને માટે ? આવા મહાન્ શાશંન–ધર્મ–કોમ–સાહિત્ય અને સ્વદેશભક્તની કીર્તિની ઉષ્મા સૂર્યનીએ પેલે પાર જાય તો આશ્ચર્ય શું ? એનાં યશ સૌરભ-કીર્તિ કિરણો–મહાન્ કાર્યોના

પ્રચંડ સૂર્યપ્રકાશથી પામર-અજ્ઞાન-કુપમંડુકોનાં નેત્રો અંજાય! પરણુંણે દુઃખી ઘુકબાલોનાં નેત્રો મીંચાય તો શું આશ્ચર્ય?

વડોદરા! શ્રીમંત સયાજીરાવ ગાયકવાડનું વડોદરા રાજ્ય! કવિ પ્રેમાનંદ વડોદરામાં. કવિ દયારામ તથા શ્રીમદ્ કવિરાજ યશોવિજયજી (ડભોઇના) વડોદરામાં તથા કવિરાજ શ્રી બુદ્ધિસાગરજી વિજાપુર તા. વડોદરામાં થયા. આમ વડોદરા ખરેજ કવિરત્નોની ખાણુ બડભાગીજ ગણાય.

એ દયાસાગરે પોતાના જન્મથી વડોદરા રાજ્યના[1] વિદ્યાપુર નગરને એક કણબી કુટુંબને સં. ૧૯૩૦ ના શિવરાત્રીના રોજ અજવાળ્યું હતું. જન્મદિવસ પણ શિવરાત્રી! પિતા પણ શિવજી! માતા અંબા! જન્મ ભૂમિ વિદ્યાપુર? ને પોતે બુદ્ધિસાગર! એ શિવ-નિર્વાણ-પામેજ! એમાં શુ નવાઇ?

બાલ્યાવસ્થાથીજ મહાન્ થવા સર્જાયેલા એમણે પરણી સંસારમાં ઝબકોળાવા સાફ નાજ પાડી. પોતાના ઠરાવમાં મક્કમ રહ્યા. બાલબ્રહ્મચારી રહ્યા. હા સુમતી સહુણીને વર્યા હતા. મુક્તિ સ્ત્રીને છેવટે પારયા? ૐ

બે વર્ષનીજ વયમાં ખેતરમાં નાગફણાવડે છત્ર કરાયલા એ મહાન્ પુરૂષ થશે એવી તો આગાહી કુદરતેય આપેલી.તે સત્ય નીવડી. વર્તમાન કાળે વિચરતા તમામ સાધુવર્યોના વડીલો એકકાળે જેમના પ્રતિ બહુમાન અને પૂજ્યભાવ ધરાવતા એવા મહાન્ પ્રાતઃસ્મરણીય શ્રી રવિસાગરજી તથા શ્રી સુખસાગરજી રૂપી વૈરાગ્ય સાગરમાં શ્રીમદ્ સ્નાન કરવા ભાગ્યશાળી બનેલા અને એજ સ્નાનના પરિણામે એઓ સંસાર ત્યાગી બહેચરભાઇને બદલે બુદ્ધિસાગર સં. ૧૯૫૭ માં પાલણપુર મુકામે થયા.

---

૧ વડોદરા! શ્રીમંત સયાજીરાવ મહારાજનું વડોદરા! કવિઓની ભૂમિ! કવિ પ્રેમાનંદ વડોદરામાં! કવિ દયારામ તથા શ્રીમદ્ યશોવિજયજી (હજારો ગ્રંથ બનાવનાર) ડભોઇ-(વડોદરા) ના તથા કવિરાજ શ્રી બુદ્ધિસાગરજી વિજાપુર (વડોદરા) ના. આમ ખરેજ વડોદરા રાજ્ય કવિરત્નોની ખાણુ બડભાગી ગણાય.

સાધુધર્મનું પ્રતિપાલન ? તેમાંયે મહાન્ કઠીન આચારવાળા સાગરગચ્છમાં ? મહાન્ ક્રિયોદ્ધારક શ્રી રવિસાગરજી મહારાજ અને શ્રીસુખસાગરજી મહારાજના શિષ્ય તરીકે રહેવું એ કઠીન હતુ. છતાં આચાર પ્રતિપાલન, સદ્‌બોધ દ્વારા ભવ્ય જીવોને પ્રતિબોધવા, અધ્ય-યને યોગસાધના સ્વાનુભવનાં પુસ્તકોનાં આલેખન ! આ સૌ કરનાર આ આદર્શ સાધુને પેથાપુરના શ્રી સંઘે કાશી બનારસ વડોદરા મુંબઇ આદિ સ્થળોના મહાપંડિતો સમક્ષ ૧૯૭૦ માં આચાર્ય પદ્વી આપી.

પોતાની ભવિજીવને પ્રતિબોધવાની શકિત, વિશાળ દષ્ટિ તથા સમાન દષ્ટિ, પાંડિત્ય, પ્રખર વકતૃત્વ, ૭.જબ કવિત્વશકિત નિસ્પૃહીપણું તથા વિશ્વવ્યાપી પ્રેમ કયાં છુપાં રહે ? એમણે તો સ્થાનકવાસીમાં લાંબા સમયના દિક્ષિત અમીધરજી ( હાલ આચાર્ય શ્રી અજિતસાગરજી મહારાજ. શ્રીમદ્‌ના પટ્ટશિષ્ય ) આદિ કેટલાયે સાધુઓને પોતાના પ્રેમથી ખેંચ્યા ને તેઓ શ્રીમદ્‌ને હાથેજ તર્યા.

આખા જીવનમાં જ્ઞાનચર્ચા–ગ્રંથાલેખન, યોગસાધન ધર્મો-પદેશ ! શાસ્ત્ર પઠન પાઠન, તથા વિશ્વોપકાર આ સિવાય અન્ય કાર્યમાં લક્ષજ નથી આપ્યું. કદીયે અઢેલીને બેઠા નથી. દિવસે નિદ્રા લીધી નથી. મુખવાસ વાપર્યો નથી. કોઇનાયે ઝઘડામાં કદીયે પડયા નથી. નિજાત્મનું ભુલી પરમાં માથું માર્યું નથી.

શ્રી ગાંધીજી, લાલા લજપતરાય, શ્રીમંત ગાયકવાડ સરકાર. શેઠ લાલભાઈ દલપતભાઈ, મહાન્ આચાર્યો ઇ૦ જેવા મહાન્ પુરૂષો સાથે ગુઢ ચર્ચાઓ ચલવનાર, છતાં બાલક સાથે બાલક સમા નિર્દોષ ! નદીનાળાં કોતર કે ગુફા ડુંગરાને જોતાંજ તે તરફ દોડી જઇ ધ્યાનમાં બેસી જનાર ! સાડાઆઠ મણ વજનવાળા બાળબ્રહ્મ-ચારી યોગીશ્વરનાં દેહનાં દર્શન કરનારજ એ યોગીને પીછાની શકે ?

માત્ર ચોવીસજ વર્ષમાં લગભગ સવાસો ઉપરાંત મહાગ્રંથોનાં લેખન! તે પણ કર્મયોગ આનંદઘનપદભાવાર્થ, અગીયાર ભજનસંગ્રહના ભાગો, જેવા ગ્રંથો લખી નાંખનારની શક્તિનાં શાં વર્ણન ?

ઉત્કૃષ્ટ **કવિત્વશક્તિ** ? વાતવાતમાં સરસર વહેતી ગંગાના નિરંકુશ સ્રોત સમી હઝારો કડીઓનાં કાવ્ય, ભજનો સ્તવનો જે મુખમાંથી, કલમમાંથી સરીજ પડે ! તેમાં વિદ્વાનો પણ મુગ્ધ બને ! એમાં આધ્યાત્મજ્ઞાનનાજ પરિમલ ફોરે ? એ કવિત્વ શકિત ?

**પ્રખર વકતૃત્વ** ! જે વકતૃત્વે શ્રીમંત ગાયકવાડ સરકારને પણ મુગ્ધ કર્યાં ! એકજ શ્લોકપર આઠ આઠ માસ મુંબઇ લાલબાગમાં વિવેચન કરવા છતાં તે અપૂર્ણું રહે ? એ વકતૃત્વના શ્રોતાઓનેજ એની ખબર ?

તેમના **ભક્ત દશા** ! તેમના ગ્રંથોમાં ઝળકે છે તેવીજ તેમના જીવનમાં ઝળકી છે.

**વૈરાગ્ય ભાવ**! અધ્યાત્મ દશા ! મસ્તદશા ! પ્રેમદશા ! વૈરાગ્ય દશા ! મસ્તદશા ! યોગ–ધ્યાન–દશા ! કર્મયોગીની દશા ! કર્મવીરની દશા ! પ્રભુવિરહ દશા ! સ્વદેશભકત તરીકેની દશા ! ગુરૂભકત તરીકેની દશા ! આનંદમૂર્તિ તથા જાગૃતસંત તરીકેની દશાની અલૌકિકતા માટે આવડા ન્હાનાશા લેખમાં કાંઇ ન લખી શકાય ! એને માટે તો પુસ્તકોનાં પુસ્તકો ભરવાં પડે ને તે ભરાશેજ.

એમનાં ગ્રંથાલેખન માટે, એમની સાહિત્ય સેવા માટે એમની ગુરૂભકિત માટે, શું ગુજરાષ્ટ્ર અજ્ઞાન છે ? ના, ભારતવર્ષના ઉદ્ધાર માટેની તલપવાળા જીગરમાંજ પોતાના આત્મના ઉદ્ધારની તેમની ધગશ જોવા જેવી હતી.

જૈનધર્મ એ વિશ્વધર્મ છે. એજ ધર્મના જ્ઞાતા પુરૂષોના ચરણ પાસે બેસી વિશ્વે એકવાર ધર્મનું શિક્ષણ લીધું હતું. તેજ સમય પુનઃપ્રકટાવવા એ જીવ્યા ત્યાં સુધી મથ્યા ને ઠેઠ મૃત્યુ સુધી એજ આરાધન આરાધ્યાં ને એમાંજ ખપ્યા.

એમને માનવ કેમ કહ્યા જાય ? જે મૃત્યુ પહેલાં, મહીનાઓ પૂર્વે, પોતાના મૃત્યુનો સમય નિર્દેષ કરી જાય છે. ને તેજ પ્રમાણે ઇચ્છીત મૃત્યુ પ્રાપ્ત કરી શકે છે. જેઓ જીવતાંયે ચમત્કાર રૂપ હતા. જીવન વિસર્જન થતાં અનેક ચમત્કારો વડે વિશ્વને મુગ્ધ કરે છે. પ્રાયે કોઇનેયે ન લાધેલું એવું પરમ શાંતિ સમાધિ જ્ઞાન આત્મા-

શાધંન પૂર્વકનુ–સ્વજન પરિવાર સમક્ષ સ્વ જન્મ ભૂમિમાંજ બરોબર ઠરેલે સમયે–ચઢતે પહોરે–મૃત્યુ પામી–અઢારે વર્ણના પૂર્ણ સત્કાર સહિત–શિબિકામાં બીરાજી–ચંદન ચિતામાં પોઢી–નિર્વાણને પામે એવાં મૃત્યુ કયા મહાપુરૂષે મેળવ્યાં છે ? વિરલ !

એનના સાધંત જીવન માટે તો જનતાએ થોડી ધીરજ ધરવી જ રહી. આ તો ' જીવન છાયા ' એમાં શું સમાય ?

આવા મહાન્ શાશનોધ્ધારક–મહાજ્ઞાની આચાર્ય ભગવંતો અમારા ભારત વર્ષમાં અનેક પ્રકટો, એ શિવાય અન્ય શું ઇચ્છાય ? ગુરૂદેવ તમારે ચરણે કોટિકોટિ વંદન ?

## સાચા સાધુ.

धन्यास्ते भुवि परमार्थे निश्चितेहाः
शेषास्तु भ्रमनिलये परिभ्रमन्ति ॥

દેવાંશી આ ક્ષણિક દિસતો, દેહતો આપણો છેઃ
સંસારે આ ક્ષણિક દિસતો, સ્વર્ગ શો આપણો છેઃ
એ સંસારે સુરજન તણો વાસ ને વાટિકા છે,
એમાં આવી નિશદિન ન શું દેવ પૂજા ઘટે છે ?
જન્મે ત્યાંથી પરહિત કરે, સ્વાશ્રયે શીખી સ્હેવા.
જીવ્યા સુધી પ્રભુમય બની સ્વાર્પણે સ્હાય સેવા
જેવા તેવા રહી જીવિતને આમ ઉજાળનારા
એવાને તો સુર પદ ઘટે ને ઘટે દેવ પૂજા ! લલિત

યોગનિષ્ઠ પરમ જ્ઞાની સાધુવર્ય શ્રીમદ્ બુદ્ધિસાગરજી સૂરીશ્વર વર્તમાન સમયમાં સાચા સાધુઓના એક ઉમદા ઉદાહરણ રૂપ થઇ ગયા છે. એમના ઉન્નત જીવનનું સર્વપાસથી અવલોકન કરતા ઘણું શીખવાનું મળે તેમ છે અને તેમનાં સ્મરણમાં જે જે લેખાંજલિયો અર્પણ થશે તે સમગ્રથી તેમના જીવનની જુદી જુદી ભૂમિકાઓનું દર્શન થશે તે ઘણું ભવ્ય સુંદર આકર્ષક અને બોધપ્રદ

થશે; એમાં શંશય નથી. એ સદ્ગત્ મહાત્માશ્રીનો અમને અલ્પ પરિચય થએલો. તે પણ અમને સાનન્દ સંતોષ ઉપજાવનાર થયો હતો. તેમનાં પુસ્તકો દ્વારા તેમના સૂક્ષ્મ સાધુ જીવનનો સહવાસ અને તજ્જન્ય આનંદ નિત્ય નિરંતર અનુભવાય છે અને એ અનુભવ આ ટુંકો લેખ લખવામાં પ્રેરક હેતું છે. વેષ માત્રમાં કે તમોગુણી કર્મ શૂન્યતામાં કે રજોગુણી લોભમૂલક ક્ષુદ્ર અહંભાવ પ્રેરિત સકામ પ્રવૃતિયોમાં સાધુતા રહેલી નથી. તેમજ વાતોમાં વ્યાખ્યાનમાં, ભાષણમાં, ગ્રન્થો ગુંથવામાં કુશળતા પણ કૃતિમાં મૂઢતા, વૃત્તિમાં શૂન્યતા ! આવી કુશળતામાં નથી પંડિતાઇ કે નથી વિદ્વત્તા; એ તેમના જીવનનો ઉત્તમ બોધ છે.તેમનામાં વિદ્વત્તા અને સૌજન્ય, જ્ઞાન, પાંડિત્ય અને સચ્ચારિત્રનો વિરલ સંયોગ હતો. તેમનો શુદ્ધ વૈરાગ્ય તેમની નિરહંકાર નિર્વાસન નિષ્કામ સત્પ્રવૃત્તિયો, તેમની જ્ઞાનનિષ્ઠા તેમનું યોગાનુષ્ઠાન અને ચિદાનન્દ ભજનની મસ્તી, તેમનો સમભાવ અને સત્વગુણ; તેમની નિર્મોહી શૂક્ષ્મ બુદ્ધિ અને તેમની પાછળ પ્રકાશતું એમનું વિશુદ્ધ નિષ્કલંક હૃદય ! આ બધાંના સરવાળારૂપ તેમનું આદર્શ સાધુ જીવન તેમના ચારિત્ર લેખકને સબળ અને સુન્દર સામગ્રીઓ પુરી પાડે તેવાં છે. સાંપ્રદાયિક ટુંકી દ્રષ્ટિ, રાગદ્વેષ અને તજ્જન્ય ખટપટ પ્રપંચ પ્રતારણા, આડંબર આદિ અનર્થકારક અંશો તેમનામાં જોવામાં આવ્યા નથી. બીજા વિષયો કરતાં એમણે આત્મજ્ઞાનનો પ્રચાર કરવા ઉપર અને વીસરાઈ ગયેલી યોગવિદ્યાનો પુનરૂદ્ધાર કરવા ઉપર ખાસ વિશેષ લક્ષ આપ્યું છે અને યોગાનુષ્ટાન તથા આત્મજ્ઞાનનિષ્ટા એ સિવાય એક સાચા સાધુની બુદ્ધિનાં વિહારસ્થાનમાં બીજું શું હોઇ શકે ? તેમણે પોતાના આત્મપ્રદીપ નામના ગ્રન્થમાં જણાવ્યું છે કેઃ—

सार्थकयं जन्मनोविद्धि सूत्रशास्त्रेषुसंमतम्  
आत्मतत्त्वं समाराध्यं त्रैकालिकमनश्वरम् ॥ ७६ ॥  
परित्यज्यान्यकार्याणि चिदानन्दं भजस्वभो  
इष्टावाप्तियंतो मुक्ति रुपादेयं सदुत्तमम् ॥ ७७ ॥

ત્રૈકાલિક નિત્ય આત્મતત્ત્વનું અમરાધન અને અન્યકાર્યના પરિત્યાગ પૂર્વક સચ્ચિદાનન્દનું ભજન એ જન્મનું સાર્થક છે એમ તેઓ ઉપદેશે છે. તે કેટલું યથાર્થ છે. આધ્યાત્મિક ઉન્નતિ એજ ખરી ઉન્નતિ છે. તે વિનાની બીજી ઉન્નતિ માટેનો પ્રયાસ એતો ભસ્મમાં ઘૃત હોમવા જેવો નિષ્ફળ પ્રયાસ છે. હાલમાં આધિભૌતિક દુખમાત્રનું મૂલ અધ્યાત્મ અવનતિ છે. આ અવનતિના જમાનામાં પ્રજા સમક્ષ આત્મજ્યોતિને પ્રકટાવવાનારા વિરલ મહાત્માઓ નીકળી આવે છે અને પ્રજાની મોહ મદિરાથી ઉન્મત્ત બની ગએલી દૃષ્ટિ જો તે તરફ જાય અને તેને યથાર્થ રૂપમાં ઓળખે તો તે ઉન્નતિના પંથે ચડે એ નિઃશંસય છે.

તેઓ ગયા તેને શોકાદ્ગારથી લેખાંજલિ અર્પનાર લેખક-વર્ગ પણ અમુક કાળે જશે અને આ લેખનો વાંચનાર વર્ગ પણ જવાનોજ ? ત્યારે શોક કોને માટે કરવો, જ્ઞાનદ્રષ્ટિએ મહાત્મા શ્રી જીવન્મુક્તજ હતા. સ્થુલ દેહેજ મુક્ત જેવા હતા. બાકી જે સ્થુલ દેહનાં સાધનો વડે એમના અવિનાશી આત્માએ સ્વધર્મની અને સ્વધર્મીઓની સેવા કરી છે અને હજુ અધિકાધિક પરોપકારનો પ્રવાહ વહ્યા કરવાની આશા રહેતી હતી, તે દેહનો વિલય થઇ જવાથી ઉક્ત સેવા અટકી પડી અને આશાઓ અળપાઇ ગઇ, તેથી આપણી વૃત્તિમાં આઘાત્ થાય અને તેના પરિણામમાં હૃદય-માંથી સ્વાભાવિક શોકોદ્ગાર નીકળે. તેમનો સ્થુલદેહ છીનવાઈ ગયો છે પણ તેમનો સાક્ષર દેહ—તેમનાં પુસ્તકો ચિરંજીવી છે અને તેની પૂજા અર્ચાદિ કરવાનું બની શકે તેવું છે. તેમનાં પુસ્તકોનું વાંચન મનન તેમના ઉપદેશોનું અનુચિન્તન અનુસરણ થઇ શકે તેવું છે. અને તેમ કરવું એ પ્રત્યેક જૈન મતાવલંબીજનનું કર્તવ્ય છે.

એમના જેવા સાચા સાધુઓ જૈન સંપ્રદાયમાં ઉત્પન્ન થતા રહો અને આત્મતત્ત્વનું સમારાધન તથા ચિદાનન્દ ભજન એમાંજ જીવનનું સાર્થક સમજી એ રસ્તે સમાજ વહે એવી વીરપ્રભુ પાસે પ્રાર્થના કરતાં વૃત્તિ વિરામ પામે છે.

# મહુડીમાં મારો મેળાપ.

( લે૦ મુનિરાજ શ્રી સિધ્ધમુનિજી મુ૦ વીજાપુર )

આચાર્ય શ્રીમાન્ બુદ્ધિસાગરજી ગયા ! જે નામરૂપથી મને ઘણીવાર મેળાપ થયો અને હરવખત મ્હેં તેમના પ્રેમામૃતનું પાન કર્યું તેનાં વિપ્રયોગી અમુલ્ય સ્મરણો મારા ઉરે સદાનાં સ્થાયિ-કરી તેઓ સદાને માટે ગયા. અત્યારે હું તેમાંનું કયું સંસ્મરણ આલેખું ? બધાં સંસ્મરણોમાંએ અપૂર્વ પ્રેમ, મિત્રતા ને મીઠાશ. એકાદ પ્રસંગે મને તેમનામાં અવિશ્વસનીયતા જણાઈ, પણ મહુ-ડીના અંતીમ મેળાપે મને અસત્ય ઠેરવ્યો; આજ કારણથી મારૂં મહુડીના મેળાપનું સંસ્મરણ સર્વોત્કૃષ્ટ બન્યું.

તારંગાથી ઇલોલ તરફ વિચરતો હું મહુડી તરફ આવ્યો. શ્રીમાન્‌ની માંદગી સાંભળી, વર્તમાનપત્રોમાં વાંચી, દર્શનાર્થે આગમન થયું. અંતિમ મેળાપને માટે મહુડી જાઉં છું એવી કલ્પના પહેલી નહતી, પણ મેળાપ થયા પછી કાંઈક તેવુ અનુમાન થયું. શ્રીમાને દર્શાવેલી કેટલીક હકીકત ઉપરથીજ એ અનુમાન કાઢવાને કારણો મળ્યાં. મેં મહુડીના ઉપાશ્રયમાં પગ મૂકયો કે તરતજ આચાર્યશ્રી મહારાજ બુદ્ધિસાગરજી બોલ્યા કે બહુ સારૂં થયું. હું વાટ જોતો હતો કે તમે આવશોજ. જાણે તેઓશ્રી પરવારીનેજ બેઠા હોય તેવા ભાવે આ કથન હતું. આ વખતે તેઓ ઉપાશ્રયની પશ્ચિમ દિશા તરફની બારી આગળ પડેલી પાટપર આડા પડયા હતા. હું પાટની સમીપ પહોંચ્યો કે તેઓ બેઠા થયા અને મને ઉતરવાની જગ્યાનો, આસન રાખવાની જગ્યાનો નિર્દેશ કર્યો. અત્યારે લગભગ સાડાનવ વાગ્યા હતા. જયેષ્ઠ સુદિ પંચમીનો આ દિવસ એટલે કયારનોએ તાપ શરૂ થઇ ચુકયો હતો. આચાર્યશ્રીના મન વચનમાં સ્થિરતા જણાતી હતી, પણ ઉષ્ણતા-ના યોગે શરીરમાં અસ્વસ્થતા વધતી જણાતી હતી. હું ઉપધિ વ્યવસ્થિત કરી તેમની પાસે આવ્યો અને તેઓ પ્રેમ દર્શાવતાં

વચનોથી "ચાલો પેલી ઓરડીમાં હું તમને જોઈ બહુ ખુશી થયો" વિગેરે વિગેરેથી વાત કરતા મને હવાવાળી પૂર્વ દિશા તરફની કોટડીમાં લેઈ ગયા. મેં તેમનો પ્રેમ ઘણીવાર જોયો હતો. ઘણીવાર તેમના મોંની મીઠાશ અનુભવી હતી. પણ મને આ વેળાની વિરલતા જણાઈ. ફરી મળવાની આશા ન હોતાં, છેલ્લ છેલ્લી સલામ કરનાર સ્નેહીઓનો સ્નેહ નિઃસ્તબ્ધ અંતરથી ઉભરાય તેવું કાંઈ મને આ બુદ્ધિના સાગરમાં જણાયું. મારૂં હૃદય નિઃશબ્દ બોલી ઉઠયું, શું આ બુદ્ધિનો સાગર તેવોજ પ્રેમનો પણ સાગર ? તેમના પ્રેમમય વાતાવરણમાં તેમની પાછળ જતો હું એવો ફરી કયાંથી બની શકું ?

કોટડીમાં જઈ આચાર્યશ્રી પાટપર આડા થયા. હું તેમની સૂચનાથી તેમના પગ આગળ બેઠો. આંતરે આંતરે શાંતિથી અમારી વાતચીત થતી હતી. તમના પ્રત્યેક શબ્દમાં આત્મિક ગાઢ શ્રદ્ધા અને ધાર્મિક દાઝ તરવરતી હતી. વ્યાધિની વેદનાના અનુભવકાળે પણ જગત્‌ના હિતનો પ્રશ્ન તેમના હૃદયમાં રમી રહેલો જોવામાં આવતો હતો. આત્મા અને પુદ્‌ગલનો વિવેક એક ક્ષણવાર પણ અળગો થતો મેં ન જોયો. લોકહિતની ધમધમાટ ભરી ચર્ચાઓ અને તેમાંથી કઢાતા નવનવા નિષ્કર્ષો અત્યારે પૂર્વની જેમ મારા સાંભળવામાં ન આવતા હતા પણ નિશ્ચયાત્મક સિદ્ધાંતો એક પછી એક હું શ્રવણ કરી રહ્યો હતો. મારા પ્રશ્નોના નિખાલસભર્યાં અતિ સ્પષ્ટ ટુંકા ઉત્તરો મને ઘણોજ સંતોષ આપતા હતા. આવી રીતે મેં અહીં ચાર દિવસ પસાર કર્યા. અને તેમાં તેમના મુખથી ઘણું ઘણું શ્રવણ કર્યું આ વખતે મેં તેમનામાં પુરેપુરી મહત્તા જોઈ.

મારે સ્પષ્ટ કહેવું જોઇએ કે અમે બંને નિરંતર એક વિચારના ન હતા. અમે પ્રત્યક્ષ અને પત્રદ્વારા ઘણી વખત મળ્યા, વિચિત્ર મતભેદ સાથે મળ્યા, ઉઠયા; પણ આ વેળા મતભેદ ન હતો. તેમની હરેક અપેક્ષાઓનો તેમણે નિખાલસતાથી સ્ફોટ કર્યો. તેઓને બાલકનું જીવન બહુજ પસંદ હતું. અત્યારે તેઓ બાળક બની સ્પષ્ટ થયા.

મતભેદ રહેતાં છતાં અમારી ગાઢ મિત્રતા કાયમ હતી. અત્યારે તેને દિવ્ય રૂપ મળ્યું. પહેલાં પણ હું અમુક અંશે માનની નજરે જોતો હતો, અત્યારે પૂજ્યબુદ્ધિએ મારા હૃદયમાં સ્થાન કર્યું.

પાદરા વડોદરામાં હુ અને તેઓ એકજ ઉપાશ્રયમાં બે માસ સાથે રહ્યા હતા ત્યારે આખો દિવસ અને રાતનો મોટો ભાગ હું તેમની સાથે જ બેસતો, ઉઠતો અને ફરતો તથા વિવિધ વાર્તાલાપ થતો. અહીં મહુડીમાં તેથી ઓછો સમય પણ લગભગ આખો દિવસ તેમની સમીપેજ ગાળતો તથા શરીરની અનુકુળતાએ વાર્તા કરતો. શરીરની અસ્વસ્થતા છતાં પણ તેમનો ઉપયોગ ભારે હતો. જગતહિતના અને જૈન કોમના એકે એક સવાલો તેઓ ગંભીરતાથી જોતા હતા. જરાક સ્વસ્થતા મળી કે છપાતાં પુસ્તકનું પ્રુફ હાથમાં લે, ટપાલ વાંચે, એકાદું આવેલું માસિક કે અઠવાડિક ઉથલાવે, પ્રશ્નકર્તાને જવાબ આપે અથવા તેવી કાંઇ પ્રવૃત્તિ થતીજ હોય. નિઃસંગભાવે શરીરની દરકાર રાખ્યા વિના પ્રભુ-પ્રીત્યર્થે, આપણા શબ્દોમાં આત્મહિતાર્થે કરાવાતી પ્રવૃત્તિનો આદર્શ અહીં મને જોવા મળ્યો અસ્વસ્થતામાં અને અંતિમ આત્મ-ગંભીરતામાં પણ તેમની તરફથી તેમના શ્રોતાઓને, અનેકમાર્ગી ભકતોને અપૂર્વ રસ મળી રહ્યો હતો. એ હું કદિ પણ ભૂલી શકીશ નહિ. મૂનિરાજ શ્રી કીર્તિસાગરજી અને માણુસાવાળા ચંદુલાલ તલકસીનો આધ્યાત્મિક ચર્ચાત્મક વિનોદ કરાવાય અને તેમાં મારા એકાદ પ્રશ્નનો ઉત્તર કઢાવવાનો સુંદર હેતું રખાવય એ તેમની સિદ્ધકળાનું સંસ્મરણ કેમ ચૂકી જવાય ? ભૂલ્યું પણ કેમ ભુલાય ? મહુડીના શ્રાવકોએ આચાર્યશ્રીની બહુજ ભકિત સાચવી. બહાર ગામના શ્રાવકોમાં ગુરૂશ્રીના પરમ ભકત વયોવૃદ્ધ વકીલજી મોહ-લાલભાઇ. મેસાણાવાળા સાચા ભકત મોહનલાલ ભાંખરિયા અને દેરોલ વાળા મોતીલાલ નાનચંદ એ ગુરૂસેવામાં હાજર રહેનારાઓમાં મુખ્ય ગણાય.

તેમના પ્રતિ આચાર્યશ્રી મધુરવાણીનો ઉપયોગ કરે એમાં કાંઇ

નવીન નહિ. તેમાં જગત્ મહત્ત્વ માને નહિ. પણ જે કોઇ દર્શનાર્થે આ ચોમાસાની વિનંતીના માટે આવ્યું તેના પ્રતિ પણ એજ ભાવ! પશુપક્ષીના પ્રતિ પણ તેને ધર્મનો લાભ થવાની સદાની ઉદાર આશા! હાલ પણ પૂર્વના જેવીજ હયાત. ઈર્ષાળુ જીવોના મન એ કદાચ હાંસી જેવું લાગે, કેમકે મહત્ સત્ય જીરવવું એ સર્વને માટે અશક્ય છે. પણ એમાં હાંસી જેવું આ અવસરે મને ન લાગ્યું. અંત્યજ મુસલમાન, કોળી વાઘરી વગેરે ક્ષુદ્રવર્ણો પર્યંત આચાર્યશ્રીની જેમ ઉદારતા અને વિશાલતા જેઓએ ન ધારણ કરી હોય તેવા પામરો કદિપણ ઉમદા આશયને ન સમજે. તેમનામાં કોઇપણ જાતની નબળાઇ કે ભૂલ નજ હતી એમ એઓશ્રી માનતા ન હતા. આપણે પણ તેમ નજ માનીએ. તો પછી તેઓ ઉલ્લેખ હું ક્યાંથી કરૂં? પણ એટલું તો હું કહીશ કે આ અવસરે તેમનામાં ઘણી વાતે સરળતા અને શુદ્ધિ જોવામાં આવતી હતી. એકાદ દૃષ્ટાંત ટાંકુ? જુઓ તેમનો ઉદારાશય અને સાધુતા અને તીર્થ સેવાની મહત્તાનો ખ્યાલ!

તેમની આગળ આચાર્ય શ્રીવિજયનેમિસૂરિજીની માંદગીના સમાચારની વાત થઇ. કોઇએ તે વિષે ઘસાતો વિચાર જણાવ્યો કે તરતજ તેઓ બોલી ઉઠયા. " જૈન સાધુ ક્યાંથી ? તેઓ ઘણું જીવો અને તીર્થ સેવા કરો. તેઓને આરામ થાય એમ હું ઇચ્છું છું "

અમદાવાદમાં શેઠ હઠીભાઇની વાડીમાં આચાર્ય શ્રી નેમિસૂરિજીની આગળ વાતચીતમાં કહ્યા પ્રમાણે એકસો આઠ ગ્રન્થો પુરા કરી શ્રીમાન્ બુદ્ધિસાગરજી પરલોક જવાની સ્પર્ધામાં આગળ વધ્યા છે. પણ કેવી રીતે ? કેટલા ઉદાર હૃદયથી ! સર્વ સાધુઓની સાધુતાપર તેમને આદર અને રાગ હતો. તે સિવાય અત્યારની વાત ચીતમાં કાંઇ વિશેષતા તેમના સહવાસીને તો નહિજ લાગવાની. પણ ઉદારાશયનું આ સુસ્મરણ આજકાલ વધારે નોંધવા જેવું નથી ? નવદીક્ષિત સાધુના પ્રતિપણ નિરભિમાનીપણે પ્રેમ અને લાગણી દર્શાવી તેને વિશ્રંભ આપવો એ તેમની જીંદગીનો મહાન્ ધડો કોણ ન લે ?

શ્રીમાન્ બુદ્ધિસાગરજીની સાથેનાં આ બહુજ થોડા દિવસોના સમાગમમાં પણ મને અનેક બાબતો સંસ્મરણીય થઇ પડી છે. સાતમના બપોરે ત્રણુવાગતાં હું તેમના સંથારાપર હાથ મૂકતાં બોલ્યો કે સંથારો બહુજ ઓછો છે. તેમાં અન્ય કમ્બલાદિ નાખવાં જોઇએ. તેઓ સ્પષ્ટ ન સાંભળે તેમ હું ધીરેથી બોલ્યો હતો. મારાથી બોલાઇ જવાયું હતું. પણ તેઓએ તે સાંભળી લીધું અને બોલ્યા કેમ સિદ્ધિમુનિજી તમે જાણતા નથી કે હું એક આસનપરજ નિરંતર પડયો રહેનારો છું ? અત્યારે આટલાયે કુચા બીજાઓએ ઘાલી દીધા છે. શરીરની શી શુશ્રુષા ? " સાધુઓએ ભક્તિથી થોડાંઘણાંપડ સંસ્થારકમાં વધાર્યાં તેયે આવી માંદગીની સ્થિતિમાં ! છતાં અણગમતાં ! તેમણે ક્યારેય શરીર અને વસ્ત્રની સફાઇમાં લક્ષ્ય આપ્યુંજ નહતું. એ ટેવ અત્યારે પણ તેવીજ કાયમ હતી. તેમના વીંટીયામાં ક્યારે એકાદુ પણ સારૂં વસ્ત્ર નજ હોય ! એ તેમનો પરિચયી વર્ગ સારી રીતે જાણે છે. એટલે આ વાતમાં હું શું લખું ?

આ સંથારા વિશેની વાત થયા પછી હું પડિલેહવાની ક્રિયા કરવા મારા આસને ગયો. ત્યારે ડૉ૦ માધવલાલે આચાર્યશ્રીને શરીર તપાસતાં પૂછયું " આપનું આ દર્દ હું લેઇ શકું એમ કોઇ રીતે બને ખરૂં કે ? " તરતજ આચાર્યશ્રીએ મને બોલાવ્યો અને કહ્યું " માધવલાલ પૂછે છે તેનું સમાધાન કરો " મેં માધવલાલને જવાબ આપ્યો અને પ્રશ્ન સંબંધી બુધ્ધ્યાનુસાર ખુલાસો કર્યો. તેમના મસ્તકે ગરમીનો વેગ ચઢેલો હતો, તેથી આ કામ મને સોંપ્યું. તો પણ હું ખુલાસો કરૂં છું તે તેમના લક્ષ્ય બહાર નહોતું. મારા ખુલાસાથી ડૉકટરને સંતોષ થયો કે નહિ એ જાણવા તેમણે અંતે પ્રશ્ન કર્યો " કેમ તમારો ખુલાસો થઇ ગયો ને ? " પ્રશ્ન કરનારને સંતોષ થાય એવું વાસ્તવિક સમાધાન કરવું. પણ ઉડતો જવાબ આપી તેને સમાધાન ન થયું હોય છતાં સમાધાન થયાનું મનાવવું નહિ એ તેમની આદત હતી. તે અત્યારે પણ સાચવી. લખવામાં અત્યંત વ્યગ્ર હોય ત્યારે પણ " કાંઇ પૂછવું છે ! " એમ કહ્યા

સિવાય નજ રહે અને પૂછનારને સમાધાન પણ આપેજ. એ તેમની મશહુર હિતબુદ્ધિ આ માંદગીના સમયમાં પણ સદા જાગ્રત હતી એક વાર સવારમાં મેં પૂછયું તમે વધારે સમય આ સંસારમાં હ-યાત રહો તો શું મહત્ કાર્ય કરો ? અથવા જો હયાત ન રહી શકો એમ તમને લાગે તો તમારી ઇચ્છાને અનુસરનારા શખ્સને તમે શુ કરવાનું કહો ? તેઓએ સ્પષ્ટ કહ્યું, હું હવે ઝાઝો સમય કાઢીશ નહિ, પણ માનો કે હું વધારે જીવું તો આ મહુડી પ્રદેશમાં એક ગુરૂકુલ માટે પ્રત્ન કરૂં કે જેમાંથી સમર્થ જૈનો બને એવા પિતાઓ તૈયાર થાય અને સમર્થ આચાર્યો બને એવા નિસ્પૃહીઓ નિવડે. તથા નેતાઓ થવાને ભોગ આપનારા પણ પાકે. આ કાર્ય હું ન કરી શકું તો અજીતસાગર સૂરિજી અને તમે તે કરો એમ હું ઇચ્છું છું, બાકી મારૂં લેખન કાર્ય તો મારી જીંદગીના અંત સુધી લગભગ ચાલુજ રહેશે. ખરેખર તેમણે લગભગ મરણાંત સુધી તે કાર્ય કર્યા કર્યું છે. પાલીતાણાના ગુરૂકુલને વધારે સારી સ્થિતિમાં લાવવા અને મહુડીના પ્રદેશમાં એક આદર્શ ગુરૂકુલ સ્થાપવા તેમની ભાવના હતી. તે મનમાંજ રાખીને અહીંથી ચાલ્યા ગયા છે આ પ્રદેશમાંની અઢારે વર્ણ અને મુસ્લીમ પ્રજાની આંખમાં અશ્રુ વહેતાં કરી તેઓ પોતાનો કાર્યભાગ બનતો પુરો કરી અનાદિના પંથે પડયા છે. મારે અથવા જૈન સાસનનું હિત ચાહનારા અન્ય કોઇએ હવે તે વાતો સ્મરવાની રહી. એટલુંજ નહિ પણ તેવાં સંસ્મરણોથી કાંઇ બનતું કરવાનું પણ રહ્યું. મારા માટે કંઈ બોલી શકે તેવું કરવાને શાસનદેવતા મને જોઇતું બળ આપે અને શાસનને અનુકૂળ સદ્બુદ્ધિ સદા કાયમ રહી પુરૂષાર્થ કરવાની પ્રેરણા કરે એજ.

શાંતિઃ શાંતિઃ શાંતિઃ

# હતો એ સાચ્ચો સન્તમણિ!

તા. ૯ મી જુન ૧૯૨૫ મ્હારા જીવનમાં કાયમી સુસ્મરણ તિથિ હશે. એ ભૂંસી ભૂંસાય તેમ નથી. વિસારી વિસરાય તેમ નથી. વિદ્યાર્થી તરીકે હું ઇતિહાસના કોઇ પણ અગત્યના બનાવની પણ સાલ યાદ રાખવાનો રસિક ન હતો. સાલ યાદ રાખવી એ મ્હારા સ્વભાવમાંજ નથી. સ્વભાવમાં નથી ત્યારે ૯ મી જુન ૧૯૨૫ કેમ યાદ રહેશે ? જે પ્રસંગ યાને બનાવ આપણા જીવન સાથે સીધો સંબંધ ધરાવતો નથી તેનું સ્મરણ ન રહે એ સ્વાભાવિક છે. પોતાના સ્વજનનો યા તો પુન્યજનનો જે દિવસ શાશ્વત વિયોગ કરાવે છે તે દિવસ યાને પળ હરકોઇ મનુષ્યને સહજ યાદ રહે છે. આ નૈસર્ગિક નિયમ છે અને એને હરકોઇ આધીન છે, તો પછી હું કાં ન હોઉં ? તા. ૯ મી જુન ! અહો ! એ કારમો દિવસ ! ભૂલ્યો કેમ ભૂલાય ? વિસાર્યો કેમ વિસરે ! ! કારણ ? મ્હારા જીવનમાં અમુક અંશે સત્ય પ્રકાશ પાડનારનો, મારા જીવનને સત્યદિશામાં દોરવાનો સચ્ચા સલાહકાર અને ઉપદેશકનો, જેમને હું અન્યધર્મી હોવા છતાં પ્રેમસ્વરૂપ, ધર્મ-નિષ્ઠ, નૈષ્ઠિક બ્રહ્મચારી, અને સાચા વિરલ સમર્થ સન્ત માનતો એવા પુન્યજનનો તા. ૯ મી જુને આ ફાની આલમમાંથી કાયમી અન્ત આણ્યો ! એ પ્રેમસ્વરૂપ ભવ્યાત્મા તે કોણ ? એ વાચક તું તુરતજ શમજી શક્યો હોઇશ અને કદાચ ન કળી શક્યો હોય તો જાણ એ ભવ્યાત્મા તે સન્તમણિ પૂજ્યપાદ શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિજી ! !

હું અન્યધર્મી હોવા છતાં એઓશ્રીના સત્સંગનો લાભ શી રીતે પામ્યો ? મ્હારા કેટલાક મિત્રો જૈનધર્મી છે અને તેઓ એઓશ્રીના ચુસ્ત અનુયાયીઓ છે. તેમની દ્વારા હું એઓશ્રીનો પરિચય પામ્યો. સન ૧૯૨૦નું ચોમાસું એઓશ્રીએ વિજાપુર કરેલું ત્યારે હું એમના દર્શનાર્થે પ્રથમજ ગયો. મ્હેં દંડવત્ પ્રણામ મ્હારી રીતિ મુજબ કર્યા કે તુરતજ મ્હને મ્હારૂં નામ વિગેરે પૂછી લીધું. મારા

નામથી એઓ પરિચિત હતા. કારણ મ્હ.રી ઓળખ મ્હારા મિત્રોએ એમને આપેલી હતી. પોતાનું બધું જ કામ બાજુપર મૂકી મ્હારી સાથે જીવનની વાતો કરવી શરૂ કરી. વાર્તાલાપ પરથીજ મ્હારા સ્વભાવમાં પરમાત્મ પ્રાપ્ત માટે કયો ગુણ પ્રાધાન્યપણું ભોગવે છે એ એમણે જોઇ લીધું. બસ ખલાસ ? મારો સ્વભાવ જાણી લીધા બાદ મ્હને કયી રીતે ઉપયોગી થવું અને જીવનની સાચી ચાવી બતાવવી, એજ ભાવના એઓના મનપ્રદેશમાં રમ્યા કરતી. આ ભાવના મ્હારા એકલા પ્રત્યેજ એઓશ્રીએ બતાવી છે એમ નથી પરન્તુ હરકોઈ જીજ્ઞાસુ અને સુમુક્ષુ બન્ધુને એઓશ્રીને સદ્દરસ્તે દોરવાની તિવ્ર ઝંખના હતી. પોતાનામાં જે જ્ઞાન અનુભવસિદ્ધજ્ઞાન હતું તે જ્ઞાનનો રસ, પોતાને પરિચિત તેમજ અપરિચિત એવા સર્વે બન્ધુઓ પીતા થાય એ એમનો ખાસ મહામંત્ર હતો. દુનિયાની અસારતા, દુનિયાના વૈભવોની ક્ષુલ્લકતા, અને માયાની જાળમાંથી પાછા હઠી આત્મપરાયણ થતા સંસારીજીવોને કરવાનાં અનેક વ્યાખ્યાનો, પત્રો, બોધવચનો, ભજનો અને ગ્રન્થો એઓશ્રીના લખેલા છે. આ વધું બતાવી આપે છે કે એમનું લક્ષ્ય આત્માભિમુખી હતું. એ આત્મરસનુ પાન કરવાનું વ્યસન એઓને એટલું બધું સજ્જડ હતું કે જ્યારે જ્યારે પોતે પોતાની પ્રવૃતિમાંથી ફારેક થતા કે તુરતજ ધ્યાનમાં બેસી જતા અને એકજ આસને લાંબા સમય સુધી એ અજબ આત્મરસની લહેજ્જત લેતા. એઓનો સદા આનંદી સ્વભાવ, સતત્ પ્રવૃત્તિમય જીવન, એમના ત્યાગની જવલંત ધગશ, એમની બ્રહ્મચર્ય પ્રીતિ, એમનું વિશાળ અનુભવસિદ્ધ જ્ઞાન અને આત્મરમણુતા વિગેરે અનેક સદ્દગુણોથી એમના પરિચયમાં આવેલી ભાગ્યેજ કોઇ વ્યક્તિ અજ્ઞાત્ હશે. અમર રહો એ ભવ્યાત્મા. ૐ ॥

ધર્મની વિશાળ ભાવના એઓશ્રીની એટલા અંશે હતી કે પોતાની પાસે અંત્યજો, મુસલમાનભાઈઓ, ફકીરો, અન્ય સંપ્રદાયના સાધુઓ અને અનુયાયીઓ બહુ છુટથી આવતા અને પોતાની પાસે આથી હંમેશાં ભારે મેદની એ બધા ભાઇઓની જામતી.

ધર્મના અને આત્મા પરમાત્માના વિવાદો બહુ રસભર્યા અને યથાશાસ્ત્ર થતા. આ વિવાદોમાં પોતે એટલા બધા તલ્લીન થઇ જતા કે પોતાને પોતાની સાંપ્રદાયિક વિધિ કરવાના સમયનું પણ સ્મરણ ન રહેતું. આત્મા–પરમાત્મા સંબંધી જ્ઞાનનું વિવરણ પોતે એવી અજબ શૈલીથી કરતા કે અન્યધર્મીને કદિ એમ ન જણાય કે એઓ પોતે એ વિવરણ જૈન દૃષ્ટિએ કરે છે. આત્મા–પરમાત્માને હરકોઇ નામથી સંબોધવામાં પોતે જરા પણ વિરોધ માન્યો નથી. પોતાનાં ભજનોમાં વિશુદ્ધાત્મા–પરમાત્માને રામ, કૃષ્ણ, અલ્લા એવાં અનેક નામોથી સંબોધ્યા છે. નામ અનેક હોવા છતાં વસ્તુ એક છે એવી સાચી અને અનુભવી સ્હમજ પોતાની હતી સ્હને પોતાને એઓ-શ્રીએ જૈનધર્મનું સ્વરૂપ પ્રથમ મુલાકાતે જે દૃષ્ટિએ સ્હમજાવ્યું તે દૃષ્ટિ મ્હેં અગાઉ કોઈ જૈન બન્ધુ પાસેથી સાંભળી ન હતી. મ્હેં જ્યારે એ મિમાંસા સાંભળી ત્યારે મ્હારી ઘણા અંશે ધર્મની ભેદા-ભેદ દૃષ્ટિ ઓછી થઇ અને અને હું જૈનધર્મનો પૂજારી બન્યો.

મ્હારા પરના એક ઉપકારની ખાસ નોંધ આ પ્રસંગે જો હું ન લઉં તો મ્હારી એઓશ્રી પ્રત્યેની આ સ્નેહાંજલી અપૂર્ણ લેખાય. એઓશ્રીનો અદ્યાપિ સુધીનો અપ્રસિદ્ધ ગ્રંથ નામે “ પ્રેમગીતા ” જે તદ્દન સંસ્કૃતમાં જ પોતે લખ્યો છે અને પોતાના વિશ્વાસું અનુયાયીઓ કે જે એ ગ્રન્થ વાંચવાની, વિચારવાની અને યથા-શક્તિ આચરવાની લાયકાતવાળા હતા તેઓને જ ફક્ત એ ગ્રંથ વાંચવા વિચારવા અપાયો હતો. તે ગ્રન્થ એઓશ્રીએ મ્હને અત્યંત પ્રેમ પૂર્વક અથથી તે ઈતિ ભણાવ્યો અને વિચારાવ્યો. મ્હેં એ ગ્રન્થ એ ચોમાસામાં પુરો કર્યો પ્રેમનું એટલું વિશાળ સત્ય અને શુદ્ધ સ્વરૂપનું એ ગ્રંથમાં વર્ણન કરાવ્યું છે કે મ્હને ભણાવતી વખતે હમો બન્ને પોતાનું સ્વભાન ભૂલી ફકત પ્રેમ લહરીઓજ જાણે -નુભવતા હોઈએ એવું ભાન થતું.એ ગ્રન્થનું ગુજરાતીમાં ટીકાસહ ભાષાન્તર મ્હને પોતાની પાસે રાખી મ્હારી પાસે કરાવવાની એમની ખાસ ઇચ્છા હતી; પરન્તુ હું બેવકુફ ! મ્હારી કર્મવશાત્

પ્રવૃતિમાંથી આજ દિન સુધી ફારેગ ન થયો અને એ કાર્ય નિર્માણ મુજબ અપૂર્ણ જ રહ્યું હું. એઓશ્રીની ઇચ્છાને માન નથી આપી શકયો એને માટે હું ખરેખર એઓશ્રીનો અપરાધી છું, પરન્તુ એ દયાના સાગર, પ્રેમમૂર્તિ મ્હને જ્યાં હશે ત્યાંથી ક્ષમા આપશે એવી શ્રદ્ધા રાખી હું મ્હારૂં સમાધાન કરી લઉં છું. આ ગ્રંથ કેટલો અદ્ભુત છે તેતો ભવિષ્યમાં જ્યારે એ પ્રસિદ્ધ થશે ત્યારે ભવિષ્ય જ બોલશે. એ ગ્રન્થ મ્હેરા મન્તવ્ય પ્રમાણે ફક્ત જૈન સમાજને જ નહિ પરન્તુ સમસ્ત વિશુદ્ધ પ્રેમી આલમને અજબ વારસારૂપ જણાશે.એઓશ્રીના ગ્રન્થો પ્રસિદ્ધ કરતું "શ્રી આધ્યાત્મ-જ્ઞાનપ્રસારક મંડળ" એની પ્રસિધ્ધિ સત્વર કરે એજ આ સેવકનું નમ્ર સૂચન અને વિનતિ આ પ્રસંગે છે.

આવા અનેક ગુણરત્નોથી ભરેલા સાચા સન્ત અને ફકીરનું નિર્વાણ ફક્ત જૈન આલમને નહિ પરન્તુ એમના સત્સંગના લાભ પામેલા હરકોઇ અન્યધર્મીને પણ ભારે ખોટનું કારણ બન્યો છે !! આ ખોટ કોઇથીયે ન પૂરાય એ બહુ જ સ્પષ્ટ છે, પરન્તુ કર્મનો શાશ્વત નિયમ તદ્દન પ્રમાણિક છે એવુ જાણનાર આપણ સર્વને આ અસહ્ય પ્રસંગ કર્મના એ ગહન નિયમને વધુ દૃઢતાસહ સ્હમજવાની અને અનુભવવાની શકિત અને બળ આપનારો નિવડો. અસ્તુ. અંતમાં ભગવાન્ વીર પોતાના એ સાચા પૂજારીને શાશ્વત શાન્તિ આપો એજ હૃદયની અત્યંત પ્રેમ અને ભકિતભાવે અભ્યર્થના સહ ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

૨૭-૭-૨૫ નર્મદા. આશ્રમ. શુકલતીર્થ } મુલચંદ.

# સદ્દગત્ શાસ્ત્રવિશારદ યોગનિષ્ટ જૈનાચાર્ય શ્રીમદ્ બુદ્ધિસાગર-સૂરિશ્વરજીના ચારિત્રની રૂપરેખા તથા

## તેમનો સંદેશ.

अधर्मस्य विनाशाय, धर्म स्थापन हेतवे ।
आत्मज्ञानि मुनीन्द्राणा, मघतारा महीतले ॥
अज्ञानादि विनाशेन, सद्गुणाना प्रकाशनात् ।
धर्मो धारक योगीन्द्रा, गीयन्ते इश्वरा जनैः ॥

શબ્દાર્થઃ અધર્મ વિનાશાર્થે અને ધર્મ સંસ્પનાર્થે આ વિશ્વમાં આત્મજ્ઞાની મુનીન્દ્રોના અવતારો થાય છે. અજ્ઞાન, નાસ્તિકય આદિ આસુરી સંપત્તીના નાશ વડે અને જ્ઞાન દર્શનાદિ સદ્દગુણોનો વિશ્વમાં પ્રકાશ કરવાથી વિશ્વજનો વડે તે ધર્મોધારક યોગીન્દ્રો ઇશ્વરો ગવાય છે, સેવાય છે. —કર્મયોગ.

જે સત્ય તે મ્હારૂં સદા માનીપ્રરૂપે સત્યને,
તે ધર્મના ગુરૂઓ ભલા ધન્ય ધન્ય તેના કૃત્યને.

( ભારત સહકાર શિક્ષણ કાવ્ય. )

આંગ્લ તત્વજ્ઞોએ " Man is a rational animal, " " મનુષ્ય બુદ્ધિવાળું પ્રાણી છે, " એ વાખ્યા કરી મનુષ્ય અને અન્ય પ્રાણીઓમાંનો ભેદ વ્યક્ત કર્યો છે. બીજાં સર્વ પ્રાણીઓની સરખામણીમાં મનુષ્ય પોતાની બુદ્ધિની શકિતએ કરી એ સર્વથી જુદો પડી જાય છે. જેટલે અંશે મનુષ્ય આ શક્તિને અનુસરીને વર્તે તેટલે અશે તે મનુષ્ય ધર્મ પાળે છે એમ કહી શકાય ફક્ત પચીસ વર્ષના જુવાનીયા બહેરદાસે જ્યારે સં. ૧૯૫૬ની સાલમાં એટલે આજથી પચીસ વર્ષ પૂર્વે દિક્ષા લીધી ત્યારે તેમના પ્રાતઃસ્મરણીય ગુરૂશ્રી સુખસાગરજી મહારાજજીએ ખરેખર જોયુંજ હશે કે એમનામાં આ

શક્તિ અગાધ હતી અને તેથીજ એમણે "બુદ્ધિસાગર" કહ્યા, અને આ બદલ સંપૂર્ણ ગુરૂભક્તિથી "શ્રી સુખસાગર ગુરૂગીતા" લખનાર સદગતે પોતાના પુજ્ય ગુરૂવર્યે આપેલું નામ છેલ્લાં પચીસ વર્ષમાં સંપૂર્ણ રીતે શોભાવ્યું છે એ નિઃશંસય વાત છે. એમનું નૈષ્ઠિક બ્રહ્મચર્ય અને આક્ષેપ રહીત જીવન, બાળવયથીજ આહાર પ્રત્યેની નિસ્પૃહતા, અલ્પનિદ્રા લેવાની ટેવ, અને નિર્ભય સ્વભાવ એજ બતાવે છે કે એઓશ્રી એક દૈવી-પુરૂષ હતા. Supér-man હતા. એમનું શરીર મનુષ્યનું હતું પરતું તેમાં રહેલો આત્મા દિવ્ય કોટીનો હતો. એઓ એક અવતારી પુરૂષ હતા, એવી તો એમના જીવતાંજ ઘણાની ચોક્કસ માન્યતા થઇ ગઇ હતી.

× × ×

ગુરૂવર્યે કવિ, લેખક, વક્તા અને તત્વજ્ઞ તરીકે જે અદ્વિતિય નામના મેળવી છે તેજ બતાવે છે કે એમના પર દેવી સરસ્વતીના ચારે હાથ હતા. તેઓશ્રી ગુજરાતી તેમજ સંસ્કૃત ભાષાના શીઘ્ર કવિ હોઇ, લખવું હોય કે બોલવું હોય તો એમને ભાગ્યેજ પ્રથમથી વિચાર કરવો પડતો. દર્શનાર્થે આવેલા ભાવિક ભક્તો સાથે ઘણુંખરૂં વાતો કરતાં કરતાંજ એમણે એમને પોતાને થયેલા વર્ષોનાઃ સ્વાનુભવનાં ૧૦૮ થકી પણ અધિક પુસ્તકો લખ્યાં છે.ભાષણ કરતી વખતે તો એમના વિચારોની ઝડપ અને એમની વાણી વચ્ચે જાણે સ્પર્ધા ચાલતી હોય એવું દેખાતું. એમનાવાંચન અને વિચારની વિશાળતા તેમજ વૈવિધ્યને લીધે, ભિન્ન ભિન્ન મતના વિદ્વાનો, મહાત્માઓ તેમજ અવધૂતોના સંબંધને લીધે, તેમજ યોગનિષ્ઠપણાએ કરી એમનું તત્વજ્ઞાન ઘણુંજ ઉંચ કોટીનું અને મધ્યસ્થ ભાવના ભર્યું હતું. "ગમે તે વેષ વા આચારધારક મનુષ્ય હોય પણ તે સમતા-ભાવના ઉપાયોનું અવલંબન કરીને મુક્તિ સુખની પ્રાપ્તિ કરે છે એમાં અંશ માત્ર શંસય નથી. સમતા ભાવ આવ્યા વિના પરબ્રહ્મપદની, મોક્ષપદની પ્રાપ્તિ થઇ શકતી નથી." આ લખનાર મહાત્મા માત્ર-જૈન ધર્માચાર્યજ નહોતા, પરંતુ વિશ્વધર્માચાર્ય હતા. એમ

કહેવું અતિશયોક્તિ ભરેલું જણાતું નથી. કારણ કે જેમ સરોવર માં ઉત્પન્ન થઇ નિકળેલું સુંદર કમળ માત્ર તે સરોવરના જળનેજ શોભા આપતું નથી પરંતુ જળથી ઉંચું મુખ રાખી જગત સમસ્ત ને પણ સ્વરૂપ તેમજ સુવાસથી આનંદ આપે છે. તેમ તેમણે પણ જૈનધર્મની ઉન્નતિ માટેજ પ્રયાસો કર્યા નથી, પણ તેમનો સંદેશ પૃથ્વીની સર્વ પ્રજા તેમજ ધર્મ–ધર્માનુયાયીઓ માટે છે. તેમના ગ્રંથોનો મોટો ભાગ એવા તો સર્વદેશિય વિચારોથી ભરેલો છે કે વાંચક ચાહે તે ધર્મનો અનુયાયિ હશે તો પણ તેને એ ગ્રંથોના વાંચનમાં અવશ્ય રસ પડશેજ.

× × ×

"ગુરૂઓ સાતમા માળપર ચઢેલા હોય છે તો પણ તેઓ ભક્ત શિષ્યોના પૂર્ણ પ્રેમથી પહેલા બીજા માળ સુધી અને છેવટ જમીનના તળીયા સુધી હેઠા ઉતરીને પોતાની ફરજ બજાવે છે. અને શિષ્યોનો, ભક્તોનો ઉદ્ધાર કરે છે."

બાળક યુવાન કે વૃદ્ધ, ત્યાગી કે ગૃહસ્થ, સ્ત્રી કે પુરૂષ, સુશિક્ષિત કે અસિક્ષિત, સૌને પ્રત્યેકની અવસ્થા તેમજ શક્તિ અનુસાર સચોટ રીતે અસરકારક ઉપદેશ આપવાની તેમની શક્તિ અદ્ભુત તેમજ પ્રશંસનીય હતી. ફક્ત એક વારજ જે મનુષ્ય તેમના પ્રેમથી ઉપદેશામૃતનું પાન કરતો, તેને તેમના પ્રતિ માન અને સદ્બુદ્ધિ ઉપન થયા શિવાય રહેતી નહી. લોખંડના નાના નાના ટુકડા જેમ લોહ ચુંબકથી ખેંચાય તેમ, એઓ જ્યાં જ્યાં વિહાર કરતા ત્યાં ત્યાં ગામ તેમજ પરગામના જીજ્ઞાસુ તેમજ અધિકારી શિષ્યોની ઠઠ એમને ફરતી રહેતીજ. આ ઉપરાંત એમણે હમેશ પત્રો લખીને પણ ભાવિક શિષ્યવર્ગને તેમજ જીજ્ઞાસુ જૈનેતરોને ઉપદેશ કરવામાં મણા રાખી નથી. સ્વપ્ન દ્વારા પણ ઉપદેશ કરવાની એ મહાત્માની શક્તિ હતી. એમના યુક્તિપૂર્વક ઉપદેશથી ઘણા નાસ્તિકો આસ્તિક થયા છે. તેમજ પિતા અને પુત્ર ભાઇ અને ભાઇ, પતિ અને પત્નિ મિત્ર અને મિત્ર, કોમ વચ્ચેના નાના અને

મોટા અણુબનાવો શામી ગયા છે. જે જે જૈનોને કે જૈનેતરોને એમના સામિપ્યનો થોડો પણ લાભ મળ્યો છે તે સર્વને એમની ઉપદેશગંગામાં મારેલા એકાદ પણ ડુબકાનું સ્મરણ સ્વજીવનમાં એ મહાત્માના એક સ્મૃતિચિન્હ, relic, જેવું રહેશેજ એ નિર્વિવાદ છે.

"પંચેન્દ્રિય વિષય મોહ વિનાનો રાગ, તે પ્રેમ છે."

સદ્દગુરૂના ચારિત્રની ઉત્તમતા સૌથી વિશેષ ઝળકી ઉઠે છે, તેનું કારણ એજ કે, એઓ કવિ, લેખક, વકતા, તત્વજ્ઞ તેમજ પ્રખર ઉપદેશક હતા, એટલુંજ નહી પણ સાથે સાથે દિવ્ય પ્રેમ એમને રૂંવે રૂંવેથી સ્ફુરતો હતો. અદભુત ત્યાગની સાથે એમનામાં અદભૂત રસિકતા હતી. ' રસ " એટલે શુ ? એનો ખ્યાલ એમને ઘણોજ અલૌકીક હતો. "પ્રેમ" ને એઓશ્રી એક મોટો યોગજ માનતા હતા. અને "પ્રેમી" ને "માતા" ના નામથી સંબોધતા. પ્રેમમાં અદભૂત અધ્યાત્મ–બળનું અસ્તિત્વ છે, એવો એમનો દ્રઢ વિશ્વાસ હતો વર્ષોની યોગસાધના તેમજ તપશ્ચર્યાથી એમની લાગણીયો શુન્ય નહિ થઈ જતાં, તીવ્રતર થઇ ગઈ હતી; તે અધિકારી શિષ્યવર્ગથી અજાણ્યું નથી. પોતાના પ્રિય શિષ્યને સ્હેજ પણ ઉદાસ જોઇ એમનું હૃદય દ્રવી પડતું, તેમજ શિષ્યના સહજ આનંદથી એમનું હૃદય એવું તો ઉલ્લાસપૂર્ણ થઈ જતું કે એમના નીખાલસ હાસ્યથી ઉપાશ્રય ગાજી ઉઠતો. સ્વશિષ્ય ઉપરાંત સર્વ મનુષ્ય તેમજ અન્ય પ્રાણીવર્ગ ઉપરની એમની મમતા ભુલાય એવી નથી. ઠલ્લે (મળવિસર્જનાર્થે) જતાં પણ પ્રત્યેક સન્મુખ આવતા મનુષ્યને "ધર્મલાભ." ના આશિષ મળતા, તેમજ સ્નેહભરી રીતે તેમની ખબર અંતર પુછાતી. ઉપાશ્રયમાં આવતું કુતરૂ પણ એમના નિર્મળ સ્નેહનું પાત્ર બનતુ. ટુંકમાં **કુદરત લયલાના એઓ એક મસ્ત મજનુન હતા.** વનસ્પતિ પશુ, પક્ષી, કે માનવ, જડ કે ચેતન સકળ કુદરત પરનો પ્યાર એમના હાવ ભાવમાં પ્રત્યક્ષ થતો અને એ પ્યાર એમના અમુલ્ય પુસ્તકોની થાપણમાં એમણે એવો તો ઓતપ્રોત કરી મુકયો છે કે, હરકોઇ હૃદયવાળો વાંચક, પુસ્તકોના સહજ વાંચનથી જોઇ શકશે, સમજી શકશે.

વળી સદ્દગત એક અટલ રાષ્ટ્રપ્રેમી હતા તે વિશે, હાલનો રાષ્ટ્રિય પ્રવૃત્તિનો કાળ જોઇ સહેજ લખ્યા શિવાય ચાલતું નથી. હિંદ એક રાષ્ટ્ર બને નહી ત્યાં સુધી હાલની પરતંત્રતામાંથી તેનો ઉદ્ધાર નથી એવી એમની ખાસ માન્યતા હતી અને એક રાષ્ટ્ર બને તે માટે હિંદમાં વસતી સર્વધર્મિય પ્રજાઓ વચ્ચે પ્રેમનો નાતો, સહકાર, ઉત્પન્ન થવાની ખાસ જરૂર છે, એવો એમનો દ્રઢ વિશ્વાસ હતો.

જેમ કરકંકણ જોવા આરસીની જરૂર નથી તેમ સદ્દગત્ એક મહાન્ યોગી હતા, તે લખવાની પણ કાંઇ જરૂર નથી. જે જીજ્ઞાસુ શિષ્યોએ, ભકતોએ એમનું સાન્નિધ્ય સેવ્યું છે તેઓનેજ આ બાબતનો ચોક્કસ અનુભવ છે. આ ઉપરાંત એઓ મંત્ર સાધનાદિમાં પણ ઘણાજ આગળ વધેલા હતા યોગી પુરૂષો પોતે કયી ભૂમીકાપર છે, પોતામાં કઇ કઇ શકતીઓ ખીલી નીકળી છે, ઈત્યાદી બાબતો કોઇને કહેતા નથી. પરંતુ પ્રસંગોપાત, અંધકારમાં વિજ ચમકે તેમ, એમની મહત્તા ઝળકી ઉઠે છે અને તે પરથી એમની ઉંચ્ચ સ્થીતિની કલ્પનામાત્ર જનસમાજ કરી શકે છે.

નૈષ્ટિક બ્રહ્મચર્ય તેમજ યુવાવસ્થામાં કરેલી હઠયોગની કઠણ તપશ્ચર્યાથી તથા વ્યાયામથી ગુરૂશ્રીનું શરીર ભવ્ય તેમજ મુખ તેજસ્વી લાગતું હતું. મૂળ અલમસ્ત શરીર, તેમજ બુદ્ધિનો પાયો મુજબુત હોવાથી યોગબળે એમનો વિહંગ ઉડતાં એમની કલમને ઓર ઉત્તેજન મળ્યું અને જેમ જેમ ઉચ્ચ સ્થિતિ થતી ગઇ તેમ તેમ પુસ્તકના ઢગલા લખાવા લાગ્યા, અને પાને પાને આધ્યાત્મરસ ઝરવા લાગ્યો. મહાત્માનો વીકાસ જેમ જેમ થવા લાગ્યો તેમ તેમ જગતવિકાસના પ્રયાસો આરંભ્યા.

દેશ Space નો પ્રતિબંધ એમને માટે રહ્યો ન હોતો. કયાં શું થાય છે તે એઓ સહજા-સહજ દેખી, સાંભળી તેમજ જાણી શકતા. અમુક દિવસે વાંદવા આવનાર છે ઇત્યાદિ વાતો કોઇ કોઈ વાર મુખમાંથી નીકળી પડતી, અને બનતુ પણ તેમજ, વળી વચનસિદ્ધીની લબ્ધી એમને પ્રાપ્ત થઇ હતી. એઓ આશીષ આપતા તે ફળતીજ અને એમના સંકલ્પમાત્રથી બીજાનાં દુઃખ ટળતાં.

પાશ્ચાત્ય મેસમેરીઝમ, હીપ્નોટીઝમ, ક્લેર વોયન્સ ( દૂરની સ્થિતિ જોવી ) ક્લેર ઑાડીયન્સ ( દુરની વાતો સાંભળવી ) થૅાટ રીડીંગ ( વિચાર પારખવા ) થોટ ટાસફરંસ ( વિચારના આંદોલન મોકલવાં ) ઇત્યાદી પ્રયોગો એમને મન "યોગરૂપ સુર્યના કિરણુ જેવાં" લાગતાં અને તેથી એવાં કિરણુમાં મોહી રહેલાને એથી પર સુર્યનો સાક્ષાત્કાર કરવા માટે, વૃત્તિઓનો નિરોધ કરી, મન, વાણી, અને કર્મનો યોગ, પ્રથમ સાધવા, એઓ હંમેશ પ્રેરતા.

*　　　*　　　*　　　*

"કર્મે જન્મ ને મૃત્યુ છે."

જેમ જેમ ગુરૂવર્યનો ઉંચ્ચતર અંતરાત્માઓમાં પ્રવેશ થતો ગયો તેમ તેમ, પરિશ્રમ જેવો ને તેવો ચાલુ રહેવા છતાં, શરીર પ્રત્યેની એમની કાળજી તદ્દન ઓછી થતી ચાલી, અને તેથી એમની પહેલવાન જેવી શરીરપ્રકૃતિ લથડી. છેલ્લા ત્રણુ ચાર વર્ષથી એમનો ઉંડેલો આત્મવિહંગ, દેહપિંજરમાંથી "ઉડુ ઉડુ" કરી રહ્યો હતો. જુના વસ્ત્ર પરથી જેસ સાધારણુ મનુષ્યનું મન ઉઠી જાય તેમ અમને શરીર સંબંધમાં થતું. લાંબી મુસાફરીએ નીકળનાર મનુષ્ય જેમ પ્રવાસને લગતી તૈયારીઓ કરવા માંડે છે તેમ છેલ્લા દોઢ બે વર્ષથી ચાલતુ હતું. જનહિતનાં કાર્યો એમણે ઝપાટાથી આટોપવા માંડયા અને વિદ્વાન ડોકટરોએ છ માસમાં એમને દેહ તજવો પડશે એવો અભિપ્રાય આપ્યાં છતાં લગભગ દોઢ વર્ષ જેટલો સમય, એમણે સંકલ્પ બળથી જીવન ટકાવી રાખ્યું. એમણે ધાર્યું હોત તો સર્વ પ્રવૃત્તિ બાજુપુર મુકી નિવૃત -ચિત્તે કેટલીક યોગ ક્રીયાઓથી શરીરને પુનઃ અસલ સ્થિતિપર લાવી મુકવા એ સમર્થ હતા અને આ બાબત જ્યારે કેટલાક શિષ્યો તરફથી એમને પ્રાર્થના થઇ ત્યારે એકજ ઉંત્તર મળયો. "કર્મના ભોગ ભોગવી લેવાથીજ આત્મોન્નતિ થાય છે. રોગ ઉત્પન્ન થવાનું કારણુ માંઠાં કર્મનો ઉદય છેઃ અને સારાં માઠાં કર્મનો ઉદય લાગી હેવાથી મુકિતથી દૂર ને દૂર જવાય છે." આ અને

એવી ઉદાત્ત ભાવનાવાળા બીજા પ્રસંગો સાંભરતાં હૃદય ભરાઈ આવે છે. ધન્ય ! આ ભાવના.

*　　　*　　　*　　　*

" The love which survives the tomb is one of the noblest attributes of the soul. If it has its woes, it has likewise its delights." Washington Irving.

" મૃત્યુ પછી પણ ટકી રહે તો પ્રેમ એ આત્માનો એક ઉમદામાં ઉમદા ગુણ છે. જેમ તેનાથી દુઃખ થાય છે તેમ તેમાં આનંદ પણ સમાયવો છે. "

વોશીંગ્ટન ઇરવીંગ.

જેમ એક મધમાખી અનેક સુવાસં-ભર્યાં પુષ્પો પર બેસી તેમાંનું મધ ચુસી લઇ મધપુડામાં સીંચે છે તેમ આ મહાત્માએ ભિન્ન ભિન્ન ધર્મોના અનેક પુસ્તકોનું અધ્યયન કરી, ધ્યાનાદિથી તેમાંના રહસ્યોનો અનુભવ કરી, તે અમુલ્ય તત્વોનો પોતાના ગ્રંથોમાં સમાવેશ કર્યો છે. એટલુંજ નહીં પરંતુ પોતાના જીવન તેમજ ચારિત્રને સ્વપુસ્તકને પાને પાને ઓતપ્રોત કરી દીધાં છે. પોતાના ભાવીક શિષ્યો તેમજ ભકતોનેજ નહિ, પરંતુ સમસ્ત જગતને એમણે એ પુસ્તકોમાં ઉપદેશ દીધો છે. એજ એમનો જીવન સંદેશ છે.

ગુરૂવર્ય હવે નથી. એમનો દેહ પડચો છે ઇત્યાદી વિચારોથી ખરેખર એમના ભાવિક શિષ્યોને દુઃખ થયા વિના રહેતું નથી. પરંતુ જે પ્રેમથી વિરહાવસ્થા ઉત્પન્ન થાય છે તેજ પ્રેમથી આનંદાવસ્થા પણ ઉત્પન્ન થાય છે, વિરહમાં દુઃખ છે, પરંતુ સમાગમમાં આનંદ છે. સદ્ગતનું શરીર પડતાં હવે એમના ભકતોને એમના ગ્રથોમાં સમાયલા ઉપદેશનાં મનન, તેમજ તદનુસાર મન, વાણી, અને કર્મથી આચરણ એ શિવાય અન્ય શું હોઇ શકે ?

ટુંકામાં એમનો સંદેશ એમના પોતાના જ થોડા શબ્દોમાં લખી વીરમીશું:—" છેવટે સાર રૂપ શિક્ષા કરવામાં આવે છે કે હે મનુષ્ય !!! હે આત્મન !!! સર્વ કર્મથી મુક્ત થવા અને અનંત સુખ પ્રાપ્ત કરવા માટે પુર્ણ શ્રદ્ધા વડે ધર્મ યોગ્ય કર્તવ્ય કાર્યો કરવાથી અંતે પરમ શાન્તિ પ્રાપ્ત થવાની છે એમ નિશ્ચય કર. ધર્મ યોગ્ય કર્તવ્ય-કર્મો કરવાથી જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય, આયુષ્ય, નામ, ગોત્ર, અને અન્તરાય, એ અષ્ટ કર્મોનો નાશ થાય છે. કર્મમાં પ્રવૃત થયા વિના કદાપી કર્મયોગથી મુક્ત થઇ શકાય તેમ નથી બ્રહ્મણોએ, ક્ષત્રીયોએ, વૈશ્યોએ, અને શુદ્રોએ, ગુણ કર્માનુસાર કર્મોનો વ્યવસ્થિત સબંધ ન સાચવ્યો તથા ધાર્મિક કર્મોનો વ્યવસ્થિત સંબંધ ન સાચવ્યો તેથી ચારે વર્ણની પડતી થઇ, તથા ત્યાગી મહાત્માઓએ ધાર્મીક કર્તવ્ય-કાર્યોનો પ્રવૃતિ સંબંધ જે સ્વાધિકારે હતો તે ન સાચવ્યો તેથી વિશ્વમાં સુખ શાંતિની વ્યવસ્થા અસ્તવ્યસ્ત થઇ. આર્યોનો પુનઃ ઉદય રૂપ સુર્યનો ઉદય થાઓ. વિશ્વવર્તિ સર્વ મનુષ્યો અનંત સુખમય પ્રભુમય જીવનની પ્રાપ્તિ કરો, અનન્ત સુખમય પ્રભુમય જીવન કરવાને સ્વાધિકારે કાર્ય કર્યા કરો. કથની કરવાથી કંઇ વળવાનું નથી.હવે તો જાગૃત થઇ કાર્યો કરો આત્મમાં સ્વર્ગ અને આત્મમાં મુક્તિ છે. આત્મસ્વાતંત્ર્ય ને પ્રાપ્ત કર. શ્રી પરમાત્મા મહાવીર દેવની આજ્ઞાનુસારે સ્વાધિકારે કર્તવ્ય કર, જેથી સર્વ પ્રકારના મંગલોનો તું સ્વામી બની શકે. સર્વ પ્રકારના ધર્મોનો સાર એ છે કે કર્તવ્ય કર્મો કરીને આત્માની શુદ્ધતા પ્રાપ્ત કરવી. કર્મયોગની દશા પૂર્ણ થયા પશ્ચાત્ સમતાયોગની પ્રાપ્તિ છેવટે થાય છે માટે ચરમ દશાની પ્રાપ્તિ-યોગ્ય કર્મોને છેવટે કરવાં યોગ્ય છે. વિશ્વવર્તિ સર્વ મનુષ્યો આત્માની અનંત જ્ઞાન-દર્શન-ચારિત્રની પ્રાપ્તિ કરો."

"Lives of great men all remind us,
We can make our lives sublime"

" મહા પુરૂષોના જીવન ચરિત્રથી આપણે પણ આપણાં જીવન ઉચ્ચ બનાવી શકીએ એવું આપણને ભાન થાય છે."

ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

વડોદરા. } ગુરૂવર્યનો દાસાનુદાસ, જયંતિલાલ ઓચ્છવલાલ મહેતા, બી. એ. એલ. એલ. બી.

## મસ્ત યોગીરાજ !

જે મહાપુરૂષના દેહ વિલય માટે શોક પ્રદર્શિત કરવા આપણે એકત્રિત થયા છીએ તેના જીવનનો યથાશકિત પરિચય આપવા હું ઉદ્યુકત થયો છું. મહાપુરૂષના જીવનનો પરિચય મહાપુરૂષોજ આપી શકે. ઇતર જનની શકિત બહારનું તે કામ છે પાંચ ઇંદ્રિયમાં રસનેંદ્રિય જીતવી ઘણીજ મુશ્કેલ છે અને એ ઇંદ્રિય ઉપર જે કાબુ મેળવી શકયો હોય તેની બીજી ઇંદ્રિયો પોતાનું સામર્થ્ય બતાવી શકતી નથી. એ મહાત્મા માટે ઘણાઓએ જોયું છે, તેમ તેઓ સરસ આહારને નીરસ કરીને વાપરતા હતા આથી તેઓનાં વિરકતદશા સમજી શકાય છે. દુનિયા ૫૦ વર્ષ પાછળ છે. તેને પોતાના સમકાલીન મહાપુરૂષોની કદર નથી. કારણ કે જ્ઞાની અને જગત્‌ને પોતપોતાના વ્યવહારને અંગે કશો મેળ આવતો નથી. જગત્ મહાન્ પુરૂષને પોતાનાં ( ચર્મ ) ચક્ષુએ જુએ છે. જયારે તે મહાન્ પુરૂષ જગત્‌ને પોતાનાં ( જ્ઞાન ) ચક્ષુએ જુએ છે. યોગીરાજ આનંદઘનજીની કદર તેમના સમકાલીન મનુષ્યોને થોડી હતી.

જગ જાણે ઉન્મત્ત ઓ, ઓ જાણે જગ અંધ;
જ્ઞાનીકું જગમેં ઇસ્યો, યૂં નહિ કોઇ સબંધ.

જ્ઞાની અને જગતને આવોજ વ્યવહાર હોય છે, છતાં આ મહાત્માને જગતે વહેલા પિછાની લીધા હતા અને તેમના સમાગ-

---

* મેસાણામાં પાટીદારોની સદ્ગુરૂ માટેની શોક પ્રદર્શક પ્રચંડ સભામા આપેલું ભાષણ.

મનો લાભ લીધા કરતા હતા. એમની સાહિત્ય પ્રવૃત્તિ ઘણી હતી ૧૮૮ ગ્રન્થો ૩૦ પૂજાઓ અને ભજનપદ સંગ્રહના ૧૧ ભાગો વગેરે ફળ ૨૪ વર્ષના દીક્ષાપર્યાયમાં ઘણું કહેવાય. તેમનાં ભજનો ઉચ્ચ-ભાવવાહી છે અને તે વિવિધ વિષયો વાળાં છે. ગુર્જર ભૂમિ, સ્વદેશી ચીજો; ખાદી વાપરવા માટેનાં કાવ્યો વિશિષ્ટતા ધરાવે છે ( અત્રે વક્તાએ તેમનાં કાવ્યોના કેટલાક નમુનાઓ રજુ કર્યા હત. ) તેઓનું મગજ મ્હોટે ભાગે નવી નવી રચનાઓમાં રોકાયેલું જણાતું હતું, બહિર્ભૂમિથી સ્થાને આવવાની સાથેજ લખવા બેસી જતા હતા. ખાવાની પણ પરવા ઓછી હતી. ગોચરી વખતે ઉતાવળથી ધ્યાન વગર જે તે વાપરી લેતા હતા. આ ઉપરથી તેમની માનસિક ક્રિયા કયે રસ્તે ચાલતી હતી તે સ્પષ્ટ સમજી શકાય છે. આવી વ્યક્તિ સ્વાધ્યાયને અંગે નિર્જરા વધારે કરી શકે. નરસિંહ મહેતાને ઘેરથી કોઇ ચીજ લેવા મોકલે એટલે રસ્તે ભક્ત ભજનમંડળીમાં ભળી જાય અને ચીજ મંગાવનાર રાહ જોઇ રહે. 'જેને જેમાં લ્હે લાગી તેને તે વિના બીજું નહિ ગમે' એ કથન આવી વિભૂતિ શાળી વ્યક્તિઓને અક્ષરશઃ લાગુ પડે છે. એઓ દેહથી ગયા છે. અનક્ષર દેહે આત્મસ્વરૂપે હયાત છે. પણ આપણને દૃષ્ટિગોચર થવાના નથી આપણે એમના જીવનનું યથાશક્તિ અનુસરણ કરીએ તો તે આપણે માટે ઘણું હિતાવહ છે અને આપણે એકત્રિત થયા તેની સાર્થકતા છે.મહાપુરૂષોના જન્મમાં કુદરતનો ખાસ સંકેત હોય છે,જગત્માં જે બાબતમાં ઉણુપ હોય તે પૂરવા માટે તેમનો જન્મ હોય છે.રામાવતાર વગેરેમાં જૈનેતરો એવોજ સંકેત માને છે. મહાવીરનો જન્મ અહિંસાની સ્થાપના અર્થે હતો. સ્વર્ગસ્થ સૂરિજીનો જન્મ પાટીદાર કોમમાં થયેલો છે તે માટે અલબત્ત એ કોમ ગૌરવ લેઈ શકે. એ કોમની ફરજ છે કે તેમની સ્વર્ગગમન તિથિએ તેઓ સર્વ કાર્ય બંધ કરે અને તેમની છબી આગળ બેસી ભજન કરે, ગુણોત્કીર્ત્તન કરે. એમના જીવનના અવશેષ અંશો અન્યને બોલવા માટે રહેવા દઈ હું મારૂં બોલવું સમાપ્ત કરૂં છું.

માસ્તર દલભદાસ કાલીદાસ.

# શ્રીમદ્ આચાર્યશ્રી બુદ્ધિસાગરજી સૂરિશ્વરજીને ચરણે.

શ્રીમદ્ આચાર્યશ્રી બુદ્ધિસાગરજી સૂરિશ્વરજીના સ્વર્ગવાથી આજે જૈન સમાજનું ધાર્મિક અંગ અપંગ થયું છે. તેઓશ્રીના જીવનની યથાર્થ સમાલોચના તો જેણે જ્ઞાન ગંગાને ઘુંટડે ઘુંટડે પીધી હોય તેજ કરી શકે, છતાં પણ જ્ઞાન ગંગાને કાંઠે બેસી ચંચુપાત કરનાર તેમના પવિત્ર જીવનનું આછું પણ ચિત્ર દોરવા પ્રયત્ન કરે તો તે અસ્થાને નહિ ગણાય.

હીરાઓ પૃથ્વીના અભેદ્ય પડોમાં ગુપ્ત રીતે પાકે છે. મહાપુરૂષોની બાલલીલાનાં ચરિત્રોની કથની પણ કંઇક એવાજ પ્રકારની હોય છે. જગતના મહાન્ ધર્મનેતાઓ, યોદ્ધાઓ, કવિઓ, તત્વજ્ઞાનીઓની જીવન કથાં ઘણે ભાગે ઝુંપડીથીજ શરૂ થાય છે. આચાર્યશ્રી બુદ્ધિસાગરનું બાલ્યજીવન પણ વિજાપુરની એક ગરીબ ઝુંપડીમાં વીત્યું હતું. તેમના પિતાશ્રી કે જેમનું નામ શિવદાસ હતું તે તે એક સાધારણ ખેડુત હતા. વસુદેવ અને નંદ જેવાઓ પણ માયાની ભુલવણીમાં ગુંચવાઇ જઇ શ્રી કૃષ્ણચંદ્રના ચરિત્રને ન સમજી શકયા તો આ મહાત્માશ્રીના અભણ પિતા પોતાના બાલપુત્રમાં ગુપ્તપણે રહેલી જ્ઞાનપિપાસાને ન કળી શકે એ સ્વાભાવિકજ છે. તેમનો અભ્યાસ માત્ર ગુજરાતી છઠ્ઠા ધોરણ સુધીનોજ હતો. પરંતુ જેને સ્વયંભૂ સૂક્ષ્મજ્ઞાનનો સાક્ષાત્કાર થયો છે તેમનાં જીવનનાં ઉંડાણ સ્થુળ અભ્યાસના માપથી શી રીતે મપાય ? આ વાતની સાક્ષી જેમનો સ્થુળ દેહ બંગાળામાં હતો પણ જેનો સૂક્ષ્મદેહ સર્વવ્યાપી હતો એવા પરમહંસ શ્રી રામકૃષ્ણનું પવિત્ર જીવન સારી રીતે પૂરે છે. ગામઠી નિશાળમાં અભ્યાસ છતાં મહાન્ ધુરંધર પંડિતોની તીવ્ર બુદ્ધિથી પણ અગમ્ય એવા સ્વયંભુ આત્મજ્ઞાનની રસ ગંગામાં તેઓશ્રી નિરંતર રસબોળ રહેતા. આચાર્ય શ્રી બુદ્ધિસાગરજીનું સમસ્ત જીવનવૃત્તાંત એજ વાર્તાનું સાક્ષીભૂત છે.

બાલ્યાવસ્થાના વહેવા સાથે જ્ઞાનપિપાસા પણ વધતી ચાલી.

એક જૈન ગૃહસ્થ નથુભાઈ મંછારામના સબંધમાં તેઓશ્રી આવ્યા. આ ગૃહસ્થને મહારાજશ્રીની જ્ઞાનપિપાસાના તનમનાટનો અનુભવ થયો. જ્ઞાનવૃક્ષના અંકુરોનો મહારાજશ્રીમાં તદ્વાભાસ થતાં તેમણે જૈન તત્વજ્ઞાનનાં પુસ્તકો વાંચવાનો તથા આગળ સંસ્કૃતનો અભ્યાસ કરવાની જોઇતી સગવડતા કરી આપી. સોનામાં સુગંધ ભળી. વૃત્તિને અનુકુળતા મળી. માયાનો પડદો ધીમે ધીમે ઉપડવા લાગ્યો. એ પડદાની પાછળ ડોકીયું કરતાં આત્માનુભવની ઝાંખી થઇ. સ્થુળ જગતનું દ્વંદ્વપણું સૂક્ષ્મજ્ઞાનની ચિનગારીથી બળી ભસ્મ થયું. આત્માનુભવના સુખદાયી સંવેદનોનો આસ્વાદ વધારે ને વધારે ચાખ્યો. ઇંદ્રવાયણાંના ફળ જેવા આ બહારથી સુંદર દેખાતા પણ અંદરથી કડવા એવા જગત્ ઉપર ધીમે ધીમે ઉદાસીનતા આવતી ગઇ. આખરે આ નૈષ્ઠિક બ્રહ્મચારીએ આત્મયોગનાં વ્રત ધારણ કર્યાં. દિક્ષા લીધી ત્યારે તેઓશ્રીની ઉમર ૨૭ વર્ષની હતી બસ પછીતો પૂછવુંજ શું ? જ્ઞાનાગ્નિ ભભૂકી ઉઠયો. જ્ઞાનપિયૂષ ધરાઈ ધરાઇને પીધાં. જ્ઞાનમાં તરબોળ થયા.

પણ મહારાજશ્રી એકદેશી ન હતા. તેમ સ્વાર્થી પણ ન હતા. તેઓશ્રીને તો વહાણ જેવા ગુરૂ બનવું હતું. પોતે તરીને બીજાને તારવાની જીજ્ઞાસા હતી. નિષ્કામ ,કર્મયોગ એ એમના જીવનનો હેતુ હતો. તેઓશ્રીની પાસે જનાર મુમુક્ષુઓને પણ નિષ્કામકર્મ-યોગનોજ પાઠ ભણાવતા. વિચારમાં તેઓશ્રી બહુદેશી હતા. તેઓશ્રીની વિચાર સૃષ્ટિ ઘણી વિશાળ હતી. ધર્મના ઝગડાઓમાં તેઓ ભાગ ન લેતા. ધર્મના વાડાઓના બંધનોથી તેઓ મુક્ત હતા. જ્ઞાનામૃતનાં જેમણે પાન કર્યાં છે તેઓ તો સકલ સૃષ્ટિને આત્મવત્ જુએ છે, તેઓ જાણે છે કે બધા ધર્મના હેતુ આત્મસાક્ષાત્કાર કરવાના છે. જુદા જુદા પંથ એ તો જુદા જુદા રસ્તાઓ છે. જૂદી જૂદી નદીઓનાં વહેણ અંતે તો સમુદ્રમાંજ ભળે છે, તેવી રીતે જૂદા જૂદા ધર્મોનો હેતુ આત્માના કલ્યાણ માટે છે.

વિજાપુરમાં તેઓશ્રીએ એક જ્ઞાન મંદિર સ્થાપ્યું છે. જ્ઞાન-

મંદિર એટલે અગત્યનાં તત્વજ્ઞાનનાં અણુમુલ પુસ્તકોનો ભંડાર. આ ઉપરાંત તેઓશ્રીની બધી પ્રવૃત્તિઓ જગતના કલ્યાણ માટેજ હતી. પોતાના જીવનની પળેપળ તેઓશ્રીએ જગત હીતાર્થે ખરચીછે. ગમે ત્યારે તમે તેઓશ્રીનાં દર્શનાર્થે જાઓ પણ તેઓશ્રી તો કંઇને કંઇ લખતા હોય, જ્ઞાનગોષ્ટિ કરતા હોય કે મુમુક્ષુઓને જ્ઞાન પંથે ચઢાવતા હોય. તેઓશ્રીનું વાંચન ઘણું વિશાળ હતું. તેઓશ્રીએ લગભગ ત્રીસ હજાર પુસ્તકો વાંચ્યાં હતાં. બહોળા વાંચનને પરિણામે તેઓશ્રી એક ઘણા અસરકારક ઉપદેષ્ટા બન્યા હતા. સરળ વાણીમાં ઘરગથ્થુ દૃષ્ટાંતોથી આત્મજ્ઞાન જેવા કઠણ વિષયનું પણ તેઓશ્રી સામાન્ય બુદ્ધિગ્રાહ્ય નિરૂપણ કરી શકતા. તેઓશ્રીએ લગભગ ૧૦૮ પુસ્તકો લખ્યાં છે. આટલા ઉપરથી તેઓશ્રીના જ્ઞાનની વિશાળતાનો ખ્યાલ આવી શકશે.

આવા મહાત્માઓ જે જનસમાજમાં ઉત્પન્ન થાય છે તેને ધન્ય છે. પણ તેની સાથે કહેવું જોઇએ કે આવા મહાત્માઓ કંઇ હર વખત નથી ઉત્પન્ન થતા. સિંહનાં ટોળાં નથી હોતાં. ખરા વન-કેસરીઓ તો જવલ્લેજ મળે છે. તેવુંજ જ્ઞાનકેસરીનું સમજવું. જનસમાજની ફરજ છે કે તેમને પગલે પગલે ચાલવું. તેમના ઉપદેશને જીવનમાં રગેરગે ઉતારવો અને એ રીતે તેમના તરફનું રૂણ અદા કરવું. શ્રીમદ્ આચાર્યશ્રીના આત્માને પૂર્ણ શાન્તિ મળો.

ૐ શાન્તિ. શાન્તિ. શાન્તિ.

ચુનીલાલ દુર્લભદાસ.
પુના લૉ કોલેજ.

ૐ

# વચન સિદ્ધિ.

વચનસિદ્ધિ એ સંત પુરૂષોની લબ્ધિ યા પ્રસાદી છે. જેઓ ધ્યાનના અભ્યાસી છે અને પોતાના મનની સાથે પ્રત્યવેક્ષણ કરી સદા કાયિક, વાચિક અને માનસિક કર્મો પરિશુદ્ધ કરે છે; તેમજ જે કામવિકાર, દ્વેષબુદ્ધિ, આળસ, અસ્વસ્થતા અને સંશયનો ઉચ્છેદ કરનાર છે અને આત્યંતિક ચિત્ત વિમુક્તિથી ગ્રસ્ત છે તેમનેજ વચનસિદ્ધિ વરમાળા સમર્પણ કરે છે. બાકી શુદ્ધ વૈરાગ્ય અને સદ્દજ્ઞાન વિના તેનું અવતરણ મહાપુરૂષમાં થતું નથી. ચંદનનાં વૃક્ષ જેમ અલ્પ હોય છે, તેવી રીતે આ જગત્‌ની સપાટી ઉપર આવા યોગીઓ મહર્ષિઓ પણ વિરલ હોય છે. જેઓ શુદ્ધ ચારિત્ર્યવાન હોય છે, જેઓનું ચિત્ત હંમેશાં શાંતિ પ્રજ્ઞાસંબોધ અને નિર્વાણમાં રક્ત હોય છે તેમનાજ વચનની અસરો વીજળીની માફક જગતના એક છેડેથી બીજે છેડે પહોંચે છે. બાકી તો જેમ ફુટયો ઢોલ વાગે નહીં. તેવી રીતે જેઓનું શુદ્ધ ચારિત્ર હોતું નથી તેઓના બોલો હવામાં ઉડી જાય છે, તેમ તેમની અસરો પણ ફલાત્મક થતી નથી. આટલું પ્રાસ્તાવીક કહી હવે હું વાચકનું લક્ષ આપણા પરમ પૂજ્ય શાસનના ધોરી સદ્દગત્ "જ્ઞાન વિશારદ યોગ-નિષ્ઠ શ્રીમદ્દ આચાર્ય બુદ્ધિસાગરજીસૂરિજી" પરત્વે ખેંચુ છું. તેઓના હૃદયની નિખાલસતા, હાર્દિક પ્રેમ, નિર્મોહી, નિર્લોભી નિષ્કામી અને નિર્માનીપણું; શુદ્ધ વૈરાગ્ય રંગ, વિશુદ્ધજ્ઞાન અને શાસન પ્રત્યે અચલ અને અલૌકિક શ્રદ્ધાના બળે તેઓ મહાત્મામાં "વચનસિદ્ધિ" નો પ્રાદુર્ભાવ હતો. જેનો મને સ્વતઃસિદ્ધ અનુભવ છે. જે નીચેના દાખલા ઉપરથી સ્પષ્ટ સમજાશે.

આજથી દશકા ઉપર હું તેઓ મહાત્મન્ પાસે બેઠો હતો. તે વખતે અમુક સાંસારિક આત્યંતિક ઉપાધિથી મારૂં ચિત્ત ચિન્તામાં રક્ત હતું અને સાથે અનિષ્ટ સૂચક ડાબા ચક્ષુનું સ્ફુરણું થતુ હતું. આથી સદ્દગત મહર્ષિએ મારી સામું જોઇને મને કહ્યું કે તમારા દિલમાં કોઇ મહાન ચિન્તાનો ઉપદ્રવ હોય તેમ લાગે છે." મેં કહ્યું સાહેબ આપે શી રીતે જાણ્યું ? ત્યારે તેઓ મહાત્માને કહ્યું

કે તમારા મગજની આસપાસ પીળી ઓરાઓ "પિત્તલેશ્યાનાં પરમાણુંઓ" હું જોઉં છું, તેથી મને લાગે છે.

મ્હારી ચાલુ ચિન્તા બદલ મેં કહ્યું કે સંસારી જનોને તે સ્વાભાવિક છે. મ્હારે તેમને ગુરૂશિષ્યનો સંબંધ હતો. તેમનો હાર્દિક પ્રેમ પણ મ્હારા ઉપર હતો. જેથી તેઓ મહાત્મને કહ્યું કે એવી તે શી ચિન્તા છે તે મને કહો. હું કંઇ બોલ્યો નહીં. પરતુ છેવટ તેમના અનુપમ ધર્મસ્નેહને લીધે મેં મ્હારી વાતનો ખુલાસો કર્યો. તેજ વખતે તેઓ મહર્ષિએ કહ્યું કે "જા જા બધું સારૂ થશે" તેમાં કાંઇ ફીકર નથી. "અમુક ગણજ્યો" આ કહેવાની સાથેજ મ્હારૂં અનિષ્ટ સૂચક આંખનું ડાબા અંગનું સ્ફુરણ બંધ થયું અને બીજા દિવસે ઘેરથી તારમાં શુભ સમાચાર મલ્યા, મ્હારા હૃદયને શાન્તિ થઈ

આ ઉપરથી વાચક બંધુઓને ખાત્રી થશે કે તેઓ મહાત્મન્ને જે "શાસ્ત્રવિશારદ અને યોગનિષ્ઠ"નું અનુપમ બીરૂદ હતું તે યોગ્યજ હતું. આવા વિરલ રત્નો આ વસુંધરામાં બહુ અલ્પ હોય છે. આપણેજ કમનશીબ છીએ કે વસ્તુ સ્થિતિ જાણ્યા છતાં અનુભવ્યા છતાં પણ તેનો જોઇએ તેટલો લાભ ઉઠાવી શકતા નથી. તેઓ મહર્ષિ મને કેટલીક વખત કહેતા કે "હિંદુઓ ઘોર પૂજીઆ છે" અર્થાત તેઓ યોગીઓની હૈયાતીમાં જોઇએ તેવો લાભ ઉઠાવી શકતા નથી. તેમ તેમની કિંમત પણ આંકી શકતા નથી પરંતુ તેમના મરણ બાદ તેમના ગુણ સંભારી રૂએ છે અને તેમનું દિનરાત રટન કરે છે, તેમજ તેમનાં યશોગાન ગાય છે.

કહેવાનો ફલીતાર્થ અને તાત્પર્ય એ છે કે હમેશાં યોગીઓને, જ્ઞાનીઓને, ચારિત્રવાનને ઓળખતાં શિખવું જોઇએ, અને તેનો યથાશકિત લાભ ઉઠાવવો જોઇએ. હજારો દિવસની મહેનતના પરિશ્રમે જે વસ્તુ પ્રાપ્ત કરવી મુશ્કેલ હોય છે, તે યોગીઓ પાસેથી સ્હેજે પ્રાપ્ત કરી શકાય છે. માટે હમેશાં સંતસમાગમ સેવવો અને તેના સદ્દાચરણોપાસક થવું એજ આ લેખની ઉપસ્થિતિનો હેતુ છે.

ઇત્યલમ્

શંકરલાલ ડાહ્યાભાઇ કાપડીઆ.
સુપ્રીન્ટેન્ટ જૈન ગુરૂકુલ.

# સાહિત્યરત્નાકર યોગનિષ્ઠાધ્યાત્મજ્ઞાનદિવાકર શ્રીમદ્ બુદ્ધિસાગરસુરિશ્વરનાં જીવનદૃશ્યો.

ભારતવર્ષની ભવ્યભૂમિપરના અદ્ભુત યોગીશ્વરોમાંના એક અધ્યાત્મજ્ઞાની મસ્ત યોગી શ્રીમદ્ બુદ્ધિસાગર સૂરિશ્વરજીએ સંવત ૧૯૮૧ ના જેઠ વદી ૩ ના સવારે સવાઆઠ વાગે વિજાપુરમાં શરીર રૂપી વાહનનો ત્યાગ કરી આત્માના શુદ્ધોપયોગમાં નિર્ભય થયા. આ પરમપુરૂષે સંસારનો ત્યાગ કરી આત્મકલ્યાણનો માર્ગ આરંભ્યો ત્યારે કોણ જાણતું હતું કે તેઓશ્રી ૧૦૮ મહાગ્રંથોના પ્રણેતા જગદુદ્ધારક સાહિત્યરત્નાકર યોગનિષ્ઠ બુદ્ધિસાગરસૂરિ થશે? યોગીશ્વરની કૃપા અને દયાથી થોડા વર્ષ માટે નીકટ પરિચીત બની કર્મયોગીની પ્રવૃતિનો અલભ્ય લાભ મને પ્રાપ્ત થયો તેમાંનો થોડો નીચે મુજબ—

સં. ૧૯૮૦ માં જ્યારે ડો. કુપરે ગુરૂશ્રીનો દેહ ટુંક સમય માટે છે એમ જણાવ્યું ત્યારે ગુરૂદેવે મ્હને પત્રથી લખ્યું. “ મારા શરીર માટે ડો. કુપરનો મત જાણ્યો. મ્હને તો ક્યારનો શરીરનો ભરૂંસો નથી. જેટલું ચેતાય છે તેટલું ચેતીએ છીએ. આવતી કાલે મૃત્યુ આવે ત્હોયે આત્મા અને મૃત્યુનું સ્વરૂપ જાણવાથી નિર્ભય દશા વર્તે છે. આત્મશાંતિ વર્તે છે. હું તો પરવારી ક્યારનો બેઠો છું. વિશેષ ભાગે કર્મયોગીની પ્રવૃતિ સેવાય છે. ” આ ઉપરથી શ્રીમદ્‌ની અધ્યાત્મદશા તથા તીવ્ર વૈરાગ્યનો ખ્યાલ આવી શકે છે. શ્રીમદ્ મહાયોગી ધ્યાની તેમજ મસ્ત કવિરાજ હતા. હંમેશા સવારે તથા સાંજે મલ વિસર્જનાર્થે જતાં એકાંત સ્થાનમાં, મસીદો કોતરો, ગુફાઓ વીગેરેમાં ધ્યાન ધરતા. કેટલીક વખતે મહુડી (મધુપુર) ના કોતરોમાં ધ્યાન ધરતા હોય ત્યારે વાઘ, દીપડા આદિ ક્રુર પ્રાણીઓ પાસેથી ચાલી જતાં. એક સમયે હું તથા ગુરૂદેવ મહુડીમાં ઘંટાકર્ણવીર પાસે રાત્રીના સમયે ધ્યાન ધરતા તેવામાં અચાનક છ થી સાત પુટનો કાળો નાગ પાસે આવતો જોયો. મેં શ્રીમદ્‌ને




साहित्याचार्य मस्तकविराज

श्रीमद् बुद्धिसागर सूरिश्वरजी.

K P P. Bombay 2

વિનંતિ કરી, કૃપાનાથ! નજીકમાં સર્પ છે, એમ કહી ઉભો થયો. તરત જ મહાયોગીરાજે મારી સામી દષ્ટિ કરી કહ્યું નીર્માલ્ય! બીકણ! શા માટે ડરે છે! તે તો સંત મહાત્માઓ પાસે આનંદ કરે છે. "પછી તરતજ સેકન્ડમા સર્પ અદ્રશ્ય થયો.

નાના બાળકોને પ્રભુનું પીછાન કરાવવા તેઓશ્રી પ્રસંગે પ્રસંગે આનંદ કરાવી શિક્ષણ આપતા. એક પ્રસંગે મહેસાણામાં મારો નાનો-ભાઈ પોપટ ગુરૂવર્ય પાસે રાત્રીના સમયે પ્રભુના સવાલો પુછતો કે પ્રભુ કેવા હોય, પ્રભુ ક્યારે થઈએ ? પ્રભુ શું કરે છે મને પ્રભુ મળે કે કેમ ? ગુરૂદેવે નિર્દોષ બાળકનું સમાધાન કરવા તરતજ તેનાં ચક્ષુ પર અંગુઠો મુકી આત્મસ્વરૂપની જ્યોતીનો ચંદ્રમા જેવો પ્રકાશ દેખાડયો.

આ બાળબ્રહ્મચારી મહાબળ કાન્તિવાન દેહ છતાંયે ડુંગર કોતર કે ગુફાઓમાં થેકતા આઠમણ વજનવાળા જેણે શ્રીમદ્‌ને જોયા હશે તેનેજ ખબર છે કે કલાકોના કલાક હઠયોગમાં મસ્ત બનતા અને આખી રાત્રી સુધી જ્ઞાનચર્ચામાં લીન બની જઈ સવાર થતાં દીનચર્ચામાં પ્રર્વતતા. મહાન્ યોગીશ્વરનો અંત સમય નજીક જણાયો ત્યારે પત્રથી સૂચવ્યું કે " મારી શરીર પ્રકૃતિ હવે નરમ રહે છે તેનો ઉપયોગ રાખો. વીજાપુરથી એક બે દિવસમાં મહુડી જઈશ " મ્હને સમાચાર મળતાં સૂરિશ્વરના દર્શને ગયો. પરંતુ તે સમયે વીજાપુરના સંઘને વ્યાખ્યાનમાં શ્રીમદ્ ઉપદેશ તથા દરેક ભકતો સાથે આત્મિક હિસાબ ચુકાવી ક્ષમાપના કરતા હતા. વીજાપુ-રના સંઘને જ્ઞાનમંદિર હસ્ત લખાણથી અર્પણ કર્યું. આ અંતિમ ઉદ્ગારો દરેકના હૃદયને વીંધી નાંખતા હતા.તેઓશ્રી મહુડીમા પ્રવેશ કરી અધુરૂ લેખન કાર્ય પૂર્ણ કરવા મસ્ત રહેતા. આ સમયે મ્હને આત્માની રમણતા, દરેક કાર્ય નિર્લેપ અવસ્થામાં કરવુ, જૈન ધર્મનુ સ્વરૂપ વીગેરેનો ઉપદેશ આપતા. પરમ પુરૂષનો દેહ છુટવા અગાઉ વિનંતિ કરી. કૃપાનાથ! કપડા તથા પાગેણી જીર્ણ (ફાટી) થયાં છે. ગુરૂશ્રીએ હસ્તે મુખડે કહ્યું! મોહન લે છેવટનો વાસક્ષેપ! પંદર દિવસ પછી નવાં કપડા પહેરીશું. તેમજ બન્યુ. પરંતુ પ્રેમ તથા,

ભકતીમાં અંધ થએલાને ઉપર ના શબ્દો સત્ય ના લાગ્યા ( છેવટના બે માસ શ્રીમદ્‌ની સાથે લેખકની હાજરી હતી ) વધારેમાં પાદરાવાસી મોહનલાલ વકીલજી તથા મારી સાથે જેઠ વદી ૨ ના બપોર ક્ષમાપના કરી. કોણ જાણતું હતુ કે આવતી કાલે સવારે આઠ વાગે શ્રીમદ્‌નાં દેહ રૂપી વસ્ત્ર બદલાશે ! વચનસિદ્ધ અનેક સીદ્ધીઓભર્યા યોગના અનેક ચમત્કારોવાળા તથા મહાજ્ઞાની હોવા છતાં પણ જાણે તે બાબત પોતે જાણુતા નથી એવું અજ્ઞાત જીવન જીવતાં તેમને તેમના સત્ય સ્વરૂપમાં કોણ પિછાને ? જ્યાં મહાપુરૂષો જાતેજ ચમત્કાર રૂપ ત્યાં શી વાત !

બે મહિના અગાઉ પોતાના દેહ ને ભસ્મ કરવાની જગ્યા મુકરર કરવી, પખવાડીયા પહેલાં પોતાના ચીર પ્રવાસ માટે સૂચનાઓ આપી સૌ સાથેના આત્મિક હિસાબો ચુકતે કરી શીષ્યપરિવાર જે સૂચનાઓ આપી પોતાનુ અદ્દભૂત્ જ્ઞાનમંદિર સંઘને સમર્પી દઇ અમર લોક યાત્રાર્થે તૈયાર બેઠેલા તેમને જોઇ ભકતીવશે તે નહિં માનનારા હું પણ આ મહાયોગી પરમ પુરૂષને ઓળખી ના શકયો.

મહાપુરૂષના પીછાંન તો મૃત્યુજ કરાવે !

**મોહનલાલ નગીનદાસ ભાખરીઆ.**

## સાચા સૂરિશ્વરજી !

હાલના કળીકાળમાં સદ્દગત્ આચાર્ય મહારાજ **શ્રી**મદ્ બુદ્ધિ સાગર સૂરિશ્વરજી જૈન ધર્મના એક સ્થંભ રૂપ હતા. તેમના સંબંધી કાંઇ પણ લખવું, તે લેખકની શકિતની બહાર છે. શ્રીમદ્‌ના જ્ઞાન; અધ્યાત્મ અને યોગમાર્ગ સંબંધી કાંઇ પણ વીશેષતા રૂપે હું લખું તે લેખક સોનાને ગીલીટ ચઢાવવા જેવું માને છે. તેમણે સમસ્ત દેશને એવો એક મહાચમત્કારી મંત્ર શીખવ્યો હતો કે, જે મહામંત્રના પ્રભાવથી તેમને સર્વ ધર્મના અનુયાયિયો પોતપોતાના ઇષ્ટ માનવા લાગ્યા, એમનો વિશ્વના તમામ ધર્મ પ્રત્યે શુદ્ધ પ્રેમ હતો.

જેથી તેમની પાસે તમામ મતવાદી ચર્ચા કરવાને આવતા અને તેમની સાથે હમેસા આનંદથી જે જેને પ્રીય લાગે તેવી રીતની તેમની રહેણીથી જૈનદ્રષ્ટિએ વાદવીવાદ કરી આત્માની પીછાન કરાવતા. તેમને સરસ્વતિદેવી વરેલી હતી. એમ કહેવામાં હું કાંઇ પણ અતીશયોક્તી જોતો નથી. આવા મહાપરોપકારી શાસન-રક્ષક વ્યવહારે જૈનઆચાર્ય મહારાજશ્રીના સ્વર્ગગમનથી સમસ્ત વીશ્વને ખોટ પડી છે. જૈન સમાજે પોતાના હાથમાં આવેલો કોહીનુર હીરો ગુમાવ્યો છે. સમાજ તેમનો જીવતા લાભ લઇ શકી નથી, એને માટે લેખક દીલગીર છે. પણ સમાજ પોતાની દ્રષ્ટિ આચાર્ય મહારાજશ્રીએ અથાગ શ્રમ લઈ આત્મજ્ઞાનથી, વૈરાગ્ય–આદી મહા વિષયોના જ્ઞાનના ઝરા વહાવી જે મહાન્ ૧૦૮ ગ્રંથો રચી; આપણા ઉપર મહાન્ ઉપકાર કરીને જે મૂકી ગયા છે તેના તરફ ફેંકશે અને તે રચેલાં પુસ્તકોને હમેશા ઉત્સાહથી વધાવી લઇ જ્ઞાનનો સારો ફેલાવો કરી સમસ્ત વિશ્વને સારો લાભ આપશે એમ લેખક ઇચ્છે છે.લેખક માને છે કે સમાજ જેમ પૂર્વાચાર્યો શ્રીહીરવી-જયસૂરી,શ્રીહેમચંદ્રાચાર્ય,શ્રીસિદ્ધસેન દિવાકરસૂરી,શ્રીયશોવીજયજી શ્રીઆનંદઘનજી જેવા મહાપુરૂષોને યાદ કરી આંસુ લુછે છે;તેજ દશા આપણે થોડા સમય પછી અનુભવવાની છે.માટે સમાજ પ્રત્યે લેખક-ની નમ્ર વીનંતી છે કે કોઇપણ વ્યક્તિ સમાજમાં ઘર કરી રહેલ ઇર્ષાને અંગે આપને કાંઇપણ કહે તો તે વ્યક્તિને તેમની સમક્ષ તેમના મહાન્ રચેલા ગ્રંથોને હાજર કરી, ન્યાયથી આ મહાન્ આચાર્યની જ્ઞાનશક્તિની તુલના કરવા તે વ્યક્તિને વિનવશે, અને સમાજ મારૂં તે સારૂં, એ દ્રષ્ટિને દુર કરીને સારૂં તે મારૂં એ નીતિ આદરશે. તથાસ્તુ.

લી. વાડીલાલ રાઘવજી.

# મહાન્ સાહિત્યાચાર્ય !

યોગનિષ્ટ આચાર્ય શ્રીમદ્ બુદ્ધિસાગરજી જેઓના જીવનની કિંમત વર્તમાન કાળની પ્રજા કરતાં ભવિષ્યકાળની પ્રજા વિશેષ આંકવાની છે, પીછાનવાની છે, તેમના મહાન ગ્રંથોની કિંમત પણ ભવિષ્યમાંજ થશે.વર્તમાન પ્રજાએ પણ લાભ તો અસાધારણ લીધેલ છે. તેઓશ્રીના બનાવેલા ૧૨૫ ગ્રંથોમાંથી માત્ર આજે શોધ કરતાં થોડા ગ્રંથો જે વર્તમાન કાળે મળે છે તે હવે પછી મળશે કે કેમ તે એક સવાલ છે. કારણ કે આપણી કોમ નિર્ગુણી છે એ લખવામાં કે કહેવામાં ખોટું નથી. કંઇ કંઇ મહારાજોનાં સ્મારકો થયાં અને પછી ભાંગ્યાં છે. જેનો વર્તમાન કાળે પત્તો લાગતો નથી. ઉકત મહારાજશ્રીના ભકતો શિષ્યો પૂજનારાઓ સારા લાગણી વાળા છે. ધારે તો મહારાજશ્રીની કૃતિના અમૂલ્ય ગ્રંથો એકજ સાઇઝમાં નમુનારૂપ આપી શકે તેવા છે. તેવી વર્તમાન કાળે તેમની ભાવના છે. ભવિષ્યમાં તે અમરતા ને પામે એવી મારી પરમાત્માને વિનંતિ છે મહારાજશ્રીએ મારા ઉપર અથાગ ઉપકાર કરેલ છે અને મારા પ્રત્યે જે લાગણી ક્ષમાપાની બુકમાં બતાવી છે, તે જોઇને હું તો આભોજ બની ગયો કે એક જૈનકોમના આચાર્યશ્રી તે હું પામરની કળજી ભોગવે અને ક્ષમાપનાની બુક અર્પણ કરે એ તેમના ઉદાર જીવનની શાક્ષી નહિ તો બીજુ શું હોઈ શકે ? મહારાજશ્રીના માટે હું મનથી કે ધનથી જેટલા ભોગ આપું તેટલા ઓછા છે, છતાં તેઓશ્રીની લાગણી જૈન કોમમાંથી અજ્ઞાનતા દુર કરવાની હતી અને તે માટે તેઓએ દિક્ષા લીધી તે દિવસથી તે સ્વર્ગે ગયા ત્યાં સૂધી પોતાની કલમ ચાલુને ચાલુ રાખી. તેમના આત્માને શાંતિ મળો.

શાહ મેઘજી હીરજી. મુંબાઇ.

# શ્રી ગુરૂ દેવને ચરણે !

હું લેખક નથી, છતાંયે ગુરૂદેવનો ભક્ત તો છુંજ. મારો ગુરૂદેવ સાથે વર્ષોનો પરિચય હતો. મને ખરા આત્મધર્મના માર્ગે દોરનાર એજ હતા. મને તો જ્ઞાન કરતાંએ એમની ભક્તિ કરવાનું ગમતું. ને મેં તે યથાશક્તિ કરી. અવસાનકાળે તેમને વિજાપુર લાવવામાં હું અને વકીલ મોહનલાલભાઈજી નીમિત્ત હતા. તેમના જેવા સુસાધુ આ દુશમ કાળમાં થવા જણાતા નથી. એમનાં શા ગુણ ગાન કરૂ ? લખવામાં જે ન આવી શકે, બોલવામાં બોલી ન જ શકાય, તેનું શુ કરૂ ? હું તો એ મહાયોગીના શ્રી ચરણે મારૂ હૈયુ ધરી તેમના આત્માની શાંતિજ ઇચ્છુ છું.

ગુરૂબાલ.

જવેરી મોતીલાલ નહાનચંદ.

વીજાપુરવાળા.

## સદ્ગત્ ગુરૂદેવનું ટુંક જીવનચરિત્ર.

પુજ્ય ગુરૂશ્રીનો જન્મ શહેર વીજાપુરમાં સં. ૧૯૩૦ ના મહાવદી ૧૪ (શીવરાત્રી) ના રોજે પટેલ શીવાભાઈને ત્યાં અંબાબાઇની કુખે થયો હતો. યોગ્ય ઉમ્મરે સારો અભ્યાસ કરી ધાર્મીક જ્ઞાન મેળવી સં. ૧૯૫૭ ના માગસર શુદ ૬ ના દીને શહેર પાલણપુરમાં હાથીના હોદ્દે ઘણા આડંબરયુક્ત મરહુમ ક્રિયાયોગી, શ્રીમદ સુખસાગરજી મહારાજ પાસે શ્રીમદે દીક્ષા અંગીકાર કરી હતી. ક્ષયોપસમના બળથી થોડાજ સમયમાં ન્યાય, વ્યાકરણ, કાવ્ય અલંકાર, અને ષડ્દર્શનનું જ્ઞાન તેમણે બહુ સારૂ પ્રાપ્ત કર્યું હતું. આધ્યાત્મિકજ્ઞાનમાં તો તેમની બરોબરી કરનાર અન્ય કોઇ જણાતું નથી. સીદ્ધાંતના વીષયમાં તેમની તીક્ષણ બુદ્ધિ હતી. હૃદયની વિશાલભાવના, સર્વ જીવો ઉપર સમાન ભાવ અને પ્રેમ ભરી દ્રષ્ટી તેમજ મહાન્ સમર્થ પુરૂષ હોવા છતાં,

વળી અનેક શ્રીમંતો અને રાજા મહારાજાઓના માનીતા હોવા છતાં, તેમનું સાદુ જીવન અને સાદી રહેણીકરણી કોઈનાથી અજાણ્યાં નથી. આવા સાચા સાધુ, કડક ત્યાગી મહાત્માઓ, આ જમાનામાં બહુજ વીરલ પ્રાપ્ત થાય છે. મરહુમશ્રીની વીચારદ્રષ્ટિ તેમની લેખનીથી લખાએલા ૧૦૮ ઉપરાંત ગ્રંથો અવલોકવાથી જણાઈ આવે છે, કે આ મહાત્માએ પચીસ વર્ષની દીક્ષામાં અભ્યાસ કયારે કર્યો, અને પુસ્તકો કયારે લખ્યાં ? તેઓએ ખરેખર ભુખ કરીને ખાધું નથી, અને ઉંઘ કરીને ઉંઘ્યા નથી. જ્યારે જ્યારે જુઓ ત્યારે લેખીની અને કાગળો તેમની પાસે હોય અને કંઇ ને કંઇ લખતાજ હોય. કંઇ જુના મહાત્માઓને તેઓશ્રી ઉદાર ભાવે જાહેરાતમાં લઇ આવ્યા છે. મરણના અગાઉ અઢી દીવસ પહેલાં તેમણે પોતાનું લખવાનું તથા સુધારવાનું કામ પોતાના હાથેજ કર્યું છે. તેઓ વારંવાર કહેતા કે " મારા શરીરમાં એક પણ લોહીનું ટીપું જ્યાં સુધી હશે ત્યાં સુધી હું મારી ફરજ બજાવ્યાજ કરવાનો. " અરે ઓ ! ભારત માતા ! જો તારા ઉપર આવા પચ્ચીસ સંતો એક સાથે પેદા થાય તો જરૂર તને શોભાવે, પણ દુષ્ટ દૈવને એ ગમે શાનુ ? બુદ્ધીનોસાગર ગયો ! અરે ! સદાને માટે તે ગયો ! તેની ખોટ પુરાવી અશકય છે. ખરેખર હીંદવાસી જનો મુડદાને પુજનારા છે, તે જીવાતાને જાણી શકતા નથી. તેમજ મરહુમ મહાત્માને ખરેખરી રીતે ઓળખનારા ઘણા થોડા જ જનો હતા. તથાપી તેમના વચનો યાદ આવતાં રહેશે, અને તેની કીંમત થશે, અને સમાજને પણ પસ્તાવો થશે કે આપણા હાથમાં ચીંતામણી આવ્યો હતો પરંતુ આપણી અજ્ઞાનતાથી તેને જાણી શકયા નહીં, મરહુમશ્રીને સં. ૧૯૭૦ ની સાલમાં પેથાપુર આચાર્ય-પદ આપવાની પેથાપુરના સંઘે ઇચ્છા જાહેર કરતાં અમદાવાદ વીગેરે ઘણાં ગામો અને શહેરના સંઘ સમક્ષ આચાર્યપદ આપ્યું હતું. તેઓ શ્રીના બોધથી તીર્થોદ્ધાર, નવીન જીનાલય, ઉપાશ્રયો. બોરડીંગો, ગુરૂકુળ, પાઠશાળાઓ, જ્ઞાનમંદીરો, આગમસુધારણ, લાયબ્રેરીઓ વીગેરે ઘણાં સારાં સારાં સમાજસુધારણાનાં કામો

અનેક સ્થળે થયાં છે. તેનો વીગતવાર હેવાલ થોડાજ વખ-ખતમાં જનસમાજના હાથમાં આવશે. તેમના લખેલા એકસો ને આઠ ગ્રંથો છે. શીષ્યસમુદાય પંદરનો છે. સાધવી સમુદાય બહોળો છે. તેઓ સરવે મરહુમને પગલે ચાલે અને તેમના સાહીત્યનો ફેલાવો કરે, તેમંજ તેમની મેળવેલી ખ્યાતિમાં વધારો કરે, તેમ ઇચ્છી મહુંમના આત્માને પુર્ણ શાંતી પ્રાપ્ત થાઓ એમ ઇચ્છું છું.

લલ્લુભાઇ કેરમચંદ દલાલ.

યોગનિષ્ટ અધ્યાત્મજ્ઞાન દિવાકર જૈનાચાર્ય શ્રીમદ્ આચાર્ય

# શ્રી બુદ્ધિસાગરસૂરિનું ચમત્કારીક જીવન

જૈન શાસનમાં જે અનેક સાધુ મુનિરત્નો પ્રગટ થયાં છે, તેમાં પુજ્યપાદ્ પ્રાતઃસ્મરણિય અખંડ બ્રહ્મચારી શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય યોગનિષ્ટ જ્ઞાનદિવાકર શ્રીમદ્ શ્રી બુદ્ધિસાગરસૂરિજી ઘણું ઉંચુ પદ ભોગવે છે, એમ કહ્યા વગર છુટકો નથી. મુંબાઇમાં તેઓએ જે વખતે ચાતુર્માસ કર્યું હતું તે વખતે જ હું તેમના પ્રથમ સંબંધમાં આવવા ભાગ્યશાળી થયો હતો અને અન્ય સાંસારિક ફરજોના કારણે જો કે હું તેમના અતિ ગાઢ પરિચયમાં આવ્યો નહતો, તોપણ તેમની વૈરાગ્યવૃત્તિ અને ઉત્કૃષ્ટ દયાળુ હૃદય પગલે પગલે નિહાળવાના પ્રસંગો મને પ્રાપ્ત થયા હતા ખરા. તે બાદ મને તે મહાત્માના દર્શનનો લાભ મળ્યો નથી, પણ તેમના વખતો વખત પ્રગટ થતાં લાખો અને પુસ્તકોએ મને તેમના તરફ ખેંચી રાખ્યો હતો અને મને લાગ્યું હતું કે આવા અનેક જૈનાચાર્યો અને મુનિરાજોની જૈનશાસનમાં જરૂર છે. શ્રીમદ્ વિજયાનંદ સૂરિશ્વરે આખા પંજાબમાં અને તે બાદ ગુજરાત અને યુરોપમાં જૈનશાસનનો ડંકો વગાડયો હતો. તેમ શ્રીમદ્ વિજયધર્મસૂરિશ્વરે

પાશ્ચાત્ય દેશોમાં અને વિદ્વાનોમાં જૈનદર્શનની ઉચ્ચતા પ્રસિદ્ધ કરી હતી:

સદ્‌ગત્ સૂરિશ્વરજી પણ દેશમાં ફરી રાજ્ય સતાધિશો, અમલદાર વર્ગ અને રાણા અને રાજવીઓ ઉપરાંત અશ્રદ્ધાળુ થતા જૈનોને જૈન ધર્મની ઉત્કૃષ્ટતા સમજાવી રહ્યા હતા, અને ઉદાર વિચારોની જરૂર સાથે દેશમાં વસ્તા અન્ય દર્શનીઓ સાથે મૈત્રી રાખવાથી ધર્મીને લાભજ થાય છે તે પ્રત્યક્ષ રીતે દેખાડી રહ્યા હતા અને પોતાની હૈયાતી દરમિયાન, એ બીના સાબીત કરી રહ્યા હતા કે આ સંસાર છે, સંસારમાં જો સાચો સાથી ખરેખરો હોય તો તે ધર્મ છે—શ્રી મહાવીર છે—શ્રીમહાવીરની વાણી છે—અને તનના અને ધનના ફકીરો જ દુનીયામાં સર્વત્ર મોટો ઉપકાર કરી શકે છે. તેઓએ પોતાના જીવન દરમિયાન, મનુષ્ય પ્રાણીઓને બુઝાવવાને પ્રયત્ન કરતાં કેટલીક રાજાઓ અને મહારાજાને જ બુઝાવ્યા હતા. એટલુંજ વહિ પણ અનેક વૈષ્ણવ પિંડતો, શિવમાર્ગી પંડિતો પારસીઓ અને મુસલમાનોને પણ જૈન ધર્મની ઉત્કૃષ્ટતા તરફ પોતાના ઉપદેશથી તેમજ ઉંચ આચારથી ખેંચ્યા હતા અને અહિંસક બનાવ્યા હતા. તેઓ દેશવિરતિ ધર્મનો ઉપદેશ પોતાના સંબંધમાં આવતા દરેક મનુષ્યને કરતા હતા અને કોઇને એક વ્રતની, કોઇને બે વ્રતની કોઇને પાંચ મહાવ્રતની તો કોઇને શ્રાવકોના બાર વ્રતની બાધા આપી તે પાળવા તરફ તેમને હમેશ પ્રેરણા કરતા. તેમના જીવન વિષે હું બહુ સબંધમાં નહિં આવ્યો હોવાથી વધુ લખી શકું એમ નથી. તે છતાં જે જે મેં દૂરથી અવલોકન કર્યું છે અને સાંભળ્યું છે તે ઉપરથી મારાથી સહસાજ લખાઇ જાય છે કે તેઓ સંસારમાં રહેવા છતાં યોગી હતા તેઓ આત્માનુરાગી હતા, તેઓ આત્માની રમણતામાં હમેશા રોકાઇ રહેતા હતા—શ્રી મહાવીરપરની શ્રદ્ધા તેમની રગેરગમાં પ્રસરી રહી હતી અને પુસ્તકો મારફતે જૈન ધર્મની સેવા કરવામાં તેમનો કોઇપણ હરીફ આ કાળમાં તો પાકયો નથી. મરણના બે ત્રણ દિવસ અગાઉ સુધી તેઓના હાથ જૈન ધર્મની સેવામાં કંઇક લખવાને રોકાયલા

હતા અને અત્યાર સુધિમાં તેઓએ લગભગ ૧૫૦ ગ્રંથો લખ્યા છે. જેમાંના કેટલાક ગ્રંથો તો એક હજાર પૃષ્ઠો કરતાં વધુ પૃષ્ઠોના છે.

તેમનું અધ્યાત્મિક જીવન શ્રીમદ્ આનંદઘનજી મહારાજ, શ્રીમદ્ દેવચંદ્રજી મહારાજ, શ્રીમદ સણિચંદ્રજી મહારાજ વિગેરે આત્મગગનમાં વિહાર કરતા પવિત્રાત્માઓનીજ યાદ આપે છે. તેઓ મોટે ભાગે એકાંત સેવતાં. સ્ત્રીઓથી ગૃહસ્થ અવસ્થામાં પણ દૂર રહ્યા હતા અને સાધુ અવસ્થામાં પણ તેમના દર્શને આવતી સ્ત્રીઓને વ્યાખ્યાન પ્રસંગેજ દર્શનનો જોગ મળે, તેટલોજ સંબંધ તેઓએ સ્ત્રીઓ સાથે રાખ્યો હતો. એટલે કે તેઓ સ્ત્રીઓ સાથે વાતચિત કે કાગળ પત્રનો વ્યવહાર કદી પણ રાખતા નહતા.જ્યારે પણ તેમને વખત મળતો ત્યારે તેઓ આપણા તિર્થોના પહાડોની ગુફાઓમાં; અને બીજા ગામમાં એકાંત જગ્યાઓમાં પ્રભુ ચિંત્વન કરવા ચાલ્યા જતા હતા અને ઘણીક વખત તો ઘણાઓને તેમને શોધી કાઢવામાં મુશ્કેલી નડતી. આવા એક ઉત્કૃષ્ટ જીવાત્માના અવસાનથી આ કાળના જૈનોને મોટી ખોટ પડી છે, જે કદિ પણ પૂરાય એમ નથી. તેમના જેવા જૈન ધર્મોનુરાગી પ્રભુ સેવકોની બહુ જરૂર આ કાળમાં છે એમ મને પળે પળે લાગે છે. તેઓ જૈન સાહિત્યના સૂર્ય રૂપ હતા, યોગના મહાન્ ઉપાસક હતા, અને સંસાર તરફ વિરાગ દશા ધરાવનાર એક ઉત્કૃષ્ટ આત્મા હતા. એવા એક ઉત્કૃષ્ટ જીવના જીવન સાથે અનેક ચમત્કારિક આખ્યાયિકાઓ જોડાયલી છે, જેમાંની કેટલીક મેં સાંભળી છે તે હું નીચે આપું છું:—

## એક અંધ અન્યદર્શનીને દેખતો કર્યો.

શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિજીનું બ્રહ્મચર્ય ઘણુંજ ઉત્કૃષ્ટ હતું અને તેના પ્રભાવે તેઓનો પ્રભાવ જેમ જનો તેમ અન્ય દર્શનીઓ ઉપર પણ પડતો. આ કારણથી કેટલાક વૈષ્ણવો, શીવમાર્ગીઓ સ્વામીનારાયણ ધર્મોનુયાયીઓ અને મુસલમાનો પણ તેમના

તરફ ભક્તિભાવ ધરાવતા હતા. એક વખત એવું બન્યું કે માણુ-
સાના રહીશ અને હાલ કાલકાદેવી, મોરારજી ગોકળદાસ ચાલમાં
૩૯ નંબરની રૂમમાં રહેતા વીસાનાગર વૈષ્ણવ જ્ઞાતના ઝવેરીનો
ધંધો કરનાર ગૃહસ્થ શેઠ મથુરદાસ છગનલાલ ઝવેરીની આંખો
મેટ્રીકનો અભ્યાસ કરતાં બંધ થઇ ગઇ અને તેઓ અંધ થઇ ગયા.
તેઓ પોતાની આંખો ઉઘાડી શકતા ન હતા અને મુંબઇના
અને મીરજના બાહોશ દાક્તરોની સહાય લેવા છતાં અને કાંકરા
માફક પૈસા ખંચવા છતાં તેમની આંખ મહીનાઓ સુધી ઉઘડી નહી
અને તેઓ અંધ રહ્યા.તેઓ માણુસાના રહીશ હોવાથી અને મહારાજ
સાહેબની શક્તિ વિષે ઘણું સાંભળ્યું હોવાથી મહારાજના પરમભક્ત
શ્રી માણુસા ઠાકોરની સહાયથી શ્રીમદ્ પાસે ગયા અને પોતાનું
દુખ કહ્યું. મહારાજશ્રીએ તેમને જોતાંજ કહ્યું કે તમારી આંખો
કોઇપણ દવાથી ઉઘડી શકશે નહિ, પણ દોઢ મહિના પછી વગર
દવાએ ઉઘડશે. પેલા દુખી ભાઇએ મહારાજશ્રીને, પોતાનું દુખ
કહી અતિ આગ્રહ કરતાં મહારાજશ્રીએ તેમને કહ્યું કે જો તમારે
આ બીનાની ખાત્રીજ જોઇતી હોય તો જુઓ હું હમાણાંજ આંખો
ઉઘાડું છું પણ તે હંમેશ માટે ઉઘડવાને તો દોઢ મહિનાનો
વિલંબ જ છે. એ બાદ મહારાજશ્રીએ તેમની આંખ પર પોતાનો
અંગુઠો અડાડયો અને આંખો ઉઘડી ગઇ. મહારાજશ્રીએ આંખ
એમ ત્રણ દિવસ માટે ઉઘાડી રાખી, તેમને દેખતા કર્યા.બાદ તેમને
કહ્યું કે જે ઇષ્ટદેવને તમે ભજતા હો તે ઇષ્ટદેવ તમને દેખાશે
અને તમારે તેમને તમારી આંખો ઉઘડવા માટેનો ઉપાય પુછવો.
તેઓ જે કંઈ કહે તે પ્રમાણે કરજો. શ્રી મથુરદાસે તે બાદ પોતાના
ઇષ્ટદેવને સંભાર્યા અને તેમણે હાજર થઇ દોઢ મહિનાની મુદત
આપી, અમુક વિધિ પ્રમાણે કરવા કહ્યું. તે પ્રમાણે શ્રી મથુરદાસે
કરતાં દોઢ મહિને તેમની આંખ સંપૂર્ણ ઉઘડતી થઇ અને તેઓ
દેખતા થયા. હજી પણ આ ભાઇ હૈયાત છે અને શ્રી કૃષ્ણના
પરમ ભક્ત છે. તેઓને આ લેખ લખવા અગાઉ એક કલાક
પહેલાંજ હું મળ્યો હતો અને તેઓએ મહારાજ શ્રી તરફ પૂર્ણ

ભકિતભાવ દર્શાવી ઉપલી બીના મને કહી હતી. તેઓ શ્રીમદ્‌ના સ્વર્ગગમનથી બહુજ દિલગીર થયા છે.

### પૂર્વજન્મ જાણવાનું જ્ઞાનઃ

એજ ભકતે જણાવ્યું હતું કે મહારાજ શ્રી પૂર્વજન્મનું ઉંચુ જ્ઞાન ધરાવતા હતા અને મારા પોતાના પૂર્વ જન્મની સ્થિતિ પણ કહી હતી. એ બીનાની સાબેતી માંગતાં હું જેવા દસ્ખત લખું છું, તેવા મારા પોતાના જેવાજ દસ્કત લખીને તે મારા પોતાનાજ દસ્કત હતા કે નહિ તે પુછયું હતું અને મને તે દસ્ખત મારા જેવા જણાતાં આશ્ચર્ય થયું હતું. આવી રીતે દસ્ખતની સાબેતી તેઓ પૂર્વજન્મ વિષે આપતા હતા.

### સીંહ, વાઘ વગેરેનું વર્તન.

મહુડીમાં રહેતા અને આચાર્ય મહારાજશ્રી સાથે સંબંધમાં આવેલા કેટલાક ગૃહસ્થો તરફથી મને ખબર મળી છે કે મહારાજશ્રી તરફ સિંહ, વાઘ, સર્પ વગેરે ક્રુર અને ઝેરી જાનવરો પણ સંપૂર્ણ માનથી વર્તતાં અને એ જાનવરો તેમની પાસેથી શાંતીથી પસાર થઈ જતાં હતાં. મહારાજશ્રી કેટલીક વખત ગુફામાં ધ્યાન ધરતા ત્યારે સિંહ અને વાઘ જેવાં જાનવરો,ગુફાને દરવાજે બેશી રહેતાં અને સર્પો તો શાંતિથી ધ્યાન ધરતા હોય એમ જણાતું હતું. આ ચમત્કારો ઘણા ભકતોએ જોયા છે. મહારાજશ્રીની પ્રેરણાથી તૈયાર થયેલા શ્રી ઘંટાકરણના મંદિરનાં દર્શને એક કુતરો દરરોજ આવતો હતો, જે એવો તો વૃતધારી હતો કે તિથિના દિવસે ઘણીક વખત ભોજન કરતો નહિ અને રાત્રે પણ ખાતો હતો નહિ.

### ભવિષ્ય જાણવાની શકિત.

એમ પણ કહેવાય છે કે મહારાજ શ્રી ભવિષ્ય જાણવાની અપૂર્વ શકિત ધરાવતા હતા અને ઘણા સુશ્રાવકો તેમના વેણુ માત્રથી લક્ષ્મીવાન્ અને ધર્મશીળ થયા હતા. તેઓએ પોતાના શિષ્ય વૃદ્ધિસાગરજીનો મૃતદેહ સ્મશાનમાં બળતો હતો ત્યારે પોતાનું મૃત્યુ નજદીક હતું તેનું ભવિષ્ય ભાખ્યું હતું અને પોતાની લાસ કઇ જગ્યાએ બાળવામાં આવશે તે પણ જણાવ્યું હતું. વળી ચૈત્ર વદિ

ત્રીજના દિવસે તેઓએ પોતાના ભક્તોને પોતાના નજદીક આવતા અવસાનની ખબર આપી જે કંઈ લાભ લેવો હોય તે લઈ જવા જણાવ્યું હતું. વળી મૃત્યુ રાજયોગમાં ૮ વાગ્યે થનાર હોવાથી તેઓએ મહુડીથી વીજાપૂર પહોંચવા માટેના સમય તરીકે ૬ વાગ્યાનો વખત નિર્ણીત કર્યો હતો.

## મૃત્યુ પછીના ચમત્કારો.

આચાર્ય મહારાજના મરણ બાદ ઘણા ચમત્કારો થવાની વાત બહાર આવી છે. તેમાંનો મુખ્ય ચમત્કાર એ છે કે જે સમયે મહારાજે કાળ કર્યો તે વખતે વિજાપૂરથી ત્રણ માઇલ દુર આવેલા મહુડી ગામના ઘંટાકરણ મંદિરનાં દ્વાર બંધ છતાં ગભારાનો ઘંટ વાગવા માંડયો હતો અને તેમ કેટલોક વખત સુધી ચાલુ રહ્યું હતું. વળી તેજ વખતે નજદિકની નોબત બંધ બારણે વાગી હતી અને હજી પણ કેટલીક વખત વાગે છે. તેમના કાળધર્મ પામવાના સમયે મહુડીમાં વસ્તા ઘણા માણસોએ મહારાજશ્રી ને સાધુવેષમાં વિહાર કરતા જોયા હતા એમ પણ કહેવાય છે. વળી મૃત્યુ પછીના બીજા દીવસે તેમના મૃતદેહની રાખ ઘંટાકરણના મંદિર નજદિક એક ઘડામાં રાખવામાં આવી હતી તેમાંથી મોટી જ્યોતિ નીકળતી કેટલાકોએ જોઈ હતી એમ પણ કહેવાય છે.

## મહારાજશ્રી પ્રકાશ આપે છે.

હાલમાં પણ ઘણાક સજ્જનોને મહારાજશ્રી દેખા દે છે, એવી બીના પણ સાંભળી છે. એમ દેખા દેતાં મહારાજશ્રીએ કેટલાકોને પોતાના વ્રત અને નિયમો બરોબર પાળવા, ધર્મસ્નેહ જાળવવા અને અપ્રગટ પુસ્તકો પ્રગટ કરવા માટેનો પ્રકાશ આપ્યો હતો અને કેટલીક વખત તો અમુક ગ્રંથો કયાં છે તે પણ દેખાડયું હતું.

આવા ચમત્કારી આચાર્ય મહારાજના અવસાનથી જૈન પ્રજાને મોટી ખોટ ગઈ છે એ નિસંશય છે.

સાકરચંદ માણેકચંદ ઘડીઆળી
મુંબઇ.

## એ દયાળુ ગુરૂદેવ !

...આ સ્થળે ગુરૂદેવની પ્રકૃતી અવસ્થ હોવા છતાં પણ લખાણું, ઉપદેશ, ચર્ચાઓ વિ. માં શ્રીમદ્ સતત્ પરિશ્રમ લેતા હોવાથી અમોએ તે ઓછાં કરવા કહેતાં, જગદ્ઉપકારી ગુરૂદેવે જણાવ્યું કે "જ્યાં સુધી આ દેહમાં શ્વાસોશ્વાસ ચાલે છે, ત્યાં સુધી તો કોઈ પણ કાર્ય કરતાં પરિશ્રમ નહિ ગણું. આ જીવનને જગત્‌ના ઉપકારાર્થે વાપરવામાં કેમ નિર્બળતા ધરવી ?"....

શ્રી કીર્તિસાગરજી.

× × × ×

...ગુરૂદેવની હાર્દિક પરોપકારની છાંયા તેઓશ્રી સ્વર્ગસ્થ થયા છતાં પણ અખિલ વિશ્વમાં પ્રતિધ્વનીત થઈ રહી છે, તેનું મુખ્ય કારણ એજ કે દયાળું ગુરૂદેવે પોતાના નીખાલસ આત્મભાવથી સમસ્ત જગત્‌ની નિઃસ્વાર્થ સેવા કરવારૂપ તાત્વિક રસમય ૧૦૮ મહાગ્રંથો નિર્માણ કરી જન સમાજને અક્ષયપાત્ર રૂપે આપ્યા છે.......!

પં૦ શ્રી મહેન્દ્રસાગર ગણિ.

× × × ×

...અધ્યાત્મવિદ્યાને સંપૂર્ણ ખીલવનાર એક મહામસ્ત યોગીરાજ વિશ્વમાંથી વિદાય થયા. × × તેઓશ્રી મહાજ્ઞાની હતા. દ્રવ્યાનુયોગ, નય, નિક્ષેપ અને યોગના વિષયમાં તો એમનુસ્થાન ઘણું ઉચું હતું × × × ગુરૂશ્રી મહા આનંદી હતા. તેઓનું મુખ સદાએ આનંદી અને હસ્તુજ દેખાતું....ચર્ચા કરતાં થાકતા પણ ન હતા. આહાર કરવાનું પણ ભુલી જતા. મુમુક્ષુઓના ઉદ્ધારને લગતી, જૈન શાશનની, જૈનધર્મ વિશ્વવ્યાપક ધર્મ બને ને જૈનો બહાદુર બને એજ ભાવના એમની રગેરગે નિતરતી હતી. "બહાદુર

બનો કાયરતા દુર કરો ” એ એમની કાયમની હાકલ હતી....ગુરૂ મળો તો ભવોભવમાં એવાજ મળજો........

શ્રી ઉત્તમસાગરજી.

× × × ×

....પોતે વિજાપુરના રહીશ અને પાટીદાર હતા અને બાલ બ્રહ્મચારી હતા. તેમનું ચારિત્ર ઉત્તમ હતું, ને નવાઇ જેવું તો એકે ભંગીઆ, બારોટ, ચારણ, ભાવસાર કે હરકોઇ કોમના માણસ સાથે તેમનો પ્રેમ કોઇ પણ શ્રીમંત જૈન કરતાં ઓછો નહતો. મોટા કે નાના, શ્રીમંત કે ગરીબ સૌને સરખા ધર્મની દૃષ્ટિએ જોતા........

વકીલ નગીનદાસ સાંકળચંદ.

× × × ×

....પરમપૂજ્યશ્રી એક વિદ્વાન જૈનાચાર્ય હોઇ તમામ ધર્મોપર સદ્‌ભાવ રાખતા. શ્રીમદ્ એક અલૌકીક મહાત્મા નીવડયા હતા. આ જમાનામાં આવા સંપૂર્ણ સદ્દગુણી મહાત્મા જવલ્લેજ થશે........ તેમના મુખની આજુબાજુ સુર્યનાં કિરણો જેવાં કિરણો સ્ફુરી રહેતાં....

દેસાઇભાઇ ભુલાભાઇ પટેલ.

જૈન જૈનેતર તમામપર તેમનો વિશુદ્ધ પ્રેમ હતો, ને અનેક માણસો તેમની અમૃતવાણીનો લાભ લેતા. દરેકને તેઓશ્રી આત્મ સ્વરૂપ ધારતા. પત્ર લખતા ત્યારે ઉપદેશકને અર્થસૂચકજ લખતા. તેમનો ઉપદેશ ધાર્મિક તેમજ વ્યવહારીક પણ હતોજ.જૈનો નિર્માલ્ય ન હોવા જોઈએ, ઉન્નતદશાવાળા હોવા જોઇએ,એ ભાવના તેમનામાં વિલસી રહેતી હતી. વિજાપુરે એક મહાન્ પુરૂષ ખોયો છે. આખા દેશને તેમની ખોટ પડી છે....

ડાહ્યાભાઇ નથુભાઇ દેશાઇ.

× × ×

....શ્રીમદ્દનું યોગજીવન પરમાદર્શ છે. શ્રીમદ્દનાં આધ્યાત્મ-જીવન, પ્રેમ જીવન, પંડિત જીવન, સાધુ જીવન, મસ્ત ફકીરીજીવન વિગેરે ઉંચ દશામાં વર્તતાં હતાં..........અતિ પરિશ્રમે સ્વાનુભવે શ્રીમદે યોગેંદ્રપણું પ્રાપ્ત કર્યું હતું...........

માસ્તર ચીમનલાલ સાંકળચંદ પેથાપુર.

× × × ×

....ગુરૂદેવે મને મનુષ્યત્વ આપ્યું.જીવનની ઉત્તમોત્તમ સ્થિતિ અને આદર્શ તેમણે મને શિખવ્યાં. આત્મસ્વરૂપની પિછાન કરાવી. તેમના આયુષ્યની છેલ્લી ક્ષણ સુધીની તેમની મેં કરેલી સેવા મને હમેશાં સંતોષ આપશે. એમણે મને શું નથી આપ્યું ? આત્માની અનંતી રિદ્ધિ મેળવવાની ચાવી આપ્યા પછી શું આપવું બાકી રહ્યું ? એમનો બદલો શો વળે ? જેમના જીવનની પ્રત્યેક ક્રિયા-ક્ષણ ને વચન, આદર્શ તત્વજ્ઞાનનાં જીવતાં સૂત્રોજ જાણે હોય ત્યાં તેમની સેવામાં રહેનાર યોગ્ય હોય તો ન્યાલ કેમ ન થાય ? એવા દાનેશ્વરીના ચરણે તો નમનજ. ( બાણુ )

રતીલાલ મોહનલાલ હીમચંદ
પાદરા.

× × × ×

....શ્રીમદ્દને સવાલો કરીએ તો આપણે શું કહેવા માંગીએ છીએ તે શ્રીમદ્ તુર્ત સમજી જતા, અને તેનો જવાબ મુદ્દાસર અને સંતોષકારકજ આપતા. આવા પ્રસંગોએ અન્યદર્શનોના તત્વજ્ઞાનની તેઓની માહેતી આશ્ચર્યકારક હતી. જેમણે પૂર્વ અને પશ્ચિમના તત્વજ્ઞાનનો અભ્યાસ કર્યો હોય, તેજ અન્યદર્શનોની સરખામણીમાં જૈન ધર્મ કેવી રીતે ઉત્તમ છે તે સમજાવી શકે.......

× × × શ્રી મણિલાલ દોલતચંદ શાહ
બી. એ, એલ. એલ. બી.

× × × ×

.... .... .... ગુરૂશ્રી એક બાળબ્રહ્મચારી, યોગનિષ્ઠ અદ્‌ભુત યોગી હતા.તેમનાં ભજનોના અગીઆર ભાગો જૈનો, વૈશ્નવો, મુસલમાનો, ઠાકોરો વિગેરે ભકિતથી ગાય છે. તેઓશ્રી ૧૦૮ પુસ્તકો સ્વહસ્તે લખી વિશ્વને માટે અમૂલ્ય જ્ઞાન ભંડાર મુકી ગયા છે. તેઓ તો પોતાનો ફેરો સફળ કરી ગયા છે........

... ... ...જવેરી મોહનલાલ ચુનીલાલ મહેતા.
ઉપ. પ્રમુખ જૈન સ્વયંસેવક મંડળ મુંબઈ.

× × × ×

.... .... .... હરેક યુવક ગુરૂશ્રી પાસે બહુજ છુટથી વાતચીત કરી શકતો. આધુનીક સમયે કેટલાક મુનિ મહારાજાઓ રૂઢિ પ્રમાણે વસ્તુસ્વરૂપ સમજાવ્યા વિના બાધાઓ આપવાનો કદાગ્રહ રાખે છે, તેવો ભય ગુરૂશ્રી પાસે જતાં નહતો. તેઓ તો હમેશાં જ્ઞાન સાથે આત્મસ્વરૂપ સમજાવતા. વિષયચર્ચંતા ને અંતે ધાર્યું કરતા.

× × × રતીલાલ કેશવલાલ. પ્રાંતીજ.

× × × ×

.... .... .... શ્રીમદ્‌નામાં મહાન્ ગુણ એ હતો કે ગમે તેવામાંનો સદ્‌ગુણ પોતે અપનાવી લેતા. તેઓશ્રી ઉંચ ચારિત્રવાન મહાપુરૂષોના ભક્ત બની જતા. તે પછી સાધુ, બાવો, ફકીર કે ગમે તે હોય, જેના જીવનમાંથી ગુણ મળે તેને તેઓશ્રી કદીએ ભુલતા નહી. ....

શા. મણીલાલ હીરાચંદ પેથાપુર.

× × × ×

# ગુરૂદેવનાં સ્વર્ગગમન સ્મરણો.

---

**પ્રાંતીજ**—હડતાળ પાડી હતી. સ્કુલોમાં રજા પાડી હતી. ગરીબોને અનાજ વહેંચ્યું હતું. સ્મારકફંડમાં રૂ. ૧૫૦૦ ભર્યા હતા. અઠ્ઠાઇ મહોત્સવ શાંતિસ્નાત્ર વરઘોડો અને શ્રીમદ્‌ની પાદુકાની પ્રતિષ્ઠા ૧૯૮૨ ના માગશર શુદ ૫ ના રોજ શ્રી અજિનસાગર-સુરિજીના હાથે કરવામાં આવી હતી.

**વરસોડા**—હડતાળ, અઠ્ઠાઇ મહોત્સવ, વરઘોડો, સ્વામિ વાત્સલ્ય, ગાયોને ઘાસ નાંખવા આદિ કાર્યો થયાં હતાં.

**લાઘપુર**—હડતાળ પાડી, પુજા ભણાવી, મહુડી ખાતે સમાધિ મંદિરમાં રૂ. ૬૦૦) મોકલી આપ્યા.

**ઇડર**—પાખી પાળી પૂજા ભણાવવામાં આવી હતી.

**પ્રાંતીજ**—સ્વર્ગવાસના ખબર મળતાં પાખી પાળીને ગરીબોને અનાજ તથા જાનવરોને પાલ નાંખવામાં આવ્યો હતો. ઘણાં સ્ત્રી પુરૂષો અંતિમ દર્શન માટે વિજાપુર ઉપડી ગયાં હતાં. ગામે દીલગીરી જાહેર કરી હતી.

**વડાલી**—પાખી પાળવા ઉપરાંત પૂજા ભણાવી હતી.

**પાલણપુર**—જાહેર સભા મળી દીલગીરીનો ઠરાવ કર્યો અને પૂજાઓ ભણાવી હતી.

**ઉંઝા**—પાખી પાળી, પૂજા ભણાવી તથા આંગી ભાવના થયાં હતાં.

**કુકરવાડા**—પાખી પાળી પૂજા ભણાવી હતી.

**પાનસર**—ખબર મળતાં તે વખતે ત્યાં આવેલા યાત્રીકોએ દીલગીર જાહેર કરીને સદ્‌ગતના પુણ્યાર્થે ત્રણ દિવસ પૂજા-આંગી આદી મહોત્સવ કર્યો હતો.

**ખેડા**—ગામમાં હડતાલ પાડી અને દેરાસરમાં પૂજા ભણાવી હતી.

**પાટણ**—પાંખી પાળી ગાયોને ઘાસ નાખવામાં આવ્યું હતું.

**તલેગામ-દાભડા**—( દખણ ) માં દેવવંદન કર્યાં તથા મુનિશ્રી પ્રેમમુનિજીના પ્રમુખપણા નીચે જાહેર સભા ભરીને દિલગીરીનો ઠરાવ પસાર કર્યો હતો.

**વીજાપુર**—સદ્દગતના પુણ્યાર્થે અઠાઈ મહોત્સવ કરી પુર્ણાહુતિમાં અશાડ સુ. ૩ ના આચાર્ય શ્રી અજીતસાગર સૂરિશ્વરજીની હાજરી નીચે શાંતિસ્નાત્ર ભણાવ્યું હતું. બહારગામથી પણ ઘણા ભાઈઓ આવેલા.

**અમદાવાદ**—માં જૈન શ્વે૦ મૂર્તિપૂજક બોર્ડીંગના ગૃહપતિઓ તથા વિદ્યાર્થીમંડળની એક સભા તા. ૨૩ મીએ નાગોરીસરાહના બોર્ડીંગના મકાને મળીને દિલસોજીનો ઠરાવ કર્યો તથા એ બોર્ડીંગ એ સદ્દગતના ઉપદેશનુંજ ફળ છે તેમ જણાવ્યું હતું. તથા મહુંમના પુણ્યાર્થે પૂજા ભણાવી હતી.

**સાદરા**—માં પાખી પાળી મુનિશ્રી ગુણવિજયજી સાથે સંઘે દેવવંદન કર્યું હતું. આ પ્રસંગે શા ઢોલાભાઇ લલ્લુભાઈએ શ્રીફળ વહેંચ્યાં હતાં અને શા. કાળીદાસ દેવચંદ તરફથી પૂજા ભણાઇ હતી. તથા જીવદયા પાછળ સારી રકમ ખરચવામાં આવી હતી.

**પુના**—(લશ્કર)માં આ. શ્રી. બુ. કાળ કર્યાના ખબર મળતાં બધાં બજાર બંધ રાખી, જૈન બંધુસમાજ તરફથી શેઠ મનસુખલાલ નગીનદાસના પ્રમુખપણા નીચે દીલગીરી દર્શાવવા જાહેર સભા મળતાં તેમાં શેઠ પોપટલાલ, વીરજીભાઇ, કેશવલાલ તથા શોભાલાલ વગેરે ભાઇઓએ મહુંમનો પરિચય કરાવવા પછી દીલગીરીનો ઠરાવ પસાર કર્યો હતો.

**ઉંઝા**—સંઘમાં પાખી પાળી દેવવંદન કર્યાં હતાં. તથા વદ પાંચમે સદ્દગતના પૂણ્યાર્થે પૂજા ભણાવી હતી તથા રાત્રે જૈનસંગીતપ્રકાશમંડળના મુકામમાં દીલગીરીદર્શક સભા મળી હતી.

**ગંભીરા**—માં પાખી પાળી પૂજા ભણાવવામાં આવી હતી.

**રામપુરા**— ( ભંકોડા )માં જેઠ વદી ૫ પાખી પાળી દેરાસરમાં પૂજા ભણાવીને આંગી રચાવી હતી.

**સુરત**—આ. શ્રી. બુ. કાળધર્મ પામ્યાના ખબર મળતાં શ્રી મોહનલાલજી મહારાજને ઉપાશ્રયે દેવવંદન થયું હતું તથા ઓચ્છવ શરૂ થયો છે. તેમજ વડાચૌટાના શ્રી જૈનવિદ્યાર્થી આશ્રમની મળેલી સભામાં દીલગીરી દર્શક ઠરાવ કરી તેમના પટ્ટધર શિષ્ય આચાર્ય શ્રી અજીતસાગરને મોકલવામાં આવ્યો હતો.

**પેથાપુર**—માં જેઠ વદી ૭ ના રોજ એક મિટીંગ ભરવામાં આવતાં તેમાં સદ્ગતના સ્મરણાર્થે સ્મારકફંડ ભરવાને શરૂ કર્યું છે. અને તેમાં પેથાપુરના બહારગામ વસતા ભાઈયોને યોગ્ય ફાળો આપવા અપીલ કરી છે તથા જેઠ વ. ૧૧ થી સદ્ગતનાં પુણ્યાર્થે અઠ્ઠાઈ મહોત્સવ શરૂ થયો છે.

**માંગરોળ**—માં દેવવંદન કરી જેઠ વ. ૮ શેઠ મકનજી કાનજી તરફથી પૂજા ભણાવવામાં આવી હતી તથા આંગી કરી હતી.

**વિજાપુર**—ગુરૂશ્રીનો સવારે સવા આઠ કલાકે ધર્મ ધ્યાનમાં સ્વર્ગવાસ થતાં ગામમાં હીંદુ મુસલમાન સર્વ જનોમાં ભારે દિલગીરી ફેલાઈ હતી. ધંધોકામ બંધ કરી સર્વ ક્રિયા કરવા પછી જેઠ શુ. ૪ ભોમવારે અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો હતો. મહીકાંઠામાં પેથાપુર વગેરે ગામોમાં તેમજ અમદાવાદ સાણંદ તરફથી પણ સંખ્યાબંધ જૈનો અંતિમ દર્શનનો લાભ લેવા ઉતરી પડયા હતા. પાલખી ઉપાડવા, જીવદયા, તથા છુટક ધર્મકાર્યોમાં પુષ્કળ દ્રવ્ય વેરાયું હતું. સદ્ગતના માનમાં અત્રે ધર્મ કર્યો સારાં થવાની તૈયારી થઈ રહી છે.સ્મારકફંડ પણ શરૂ કરવામાં આવ્યું છે.

**ભાવનગર**—અત્રે શ્રી સંઘનાં નામે તેમજ જૈન ઓફીસમાં આચાર્યશ્રી બુદ્ધિસાગરજીના સ્વર્ગવાસનો તાર આવતાં પરિચીત

જનોમાં દીલગીરી ફેલાઇ હતી અને આત્માનંદ સભા વગેરે તરફથી દીલસોજીના તાર તથા પત્રો લખવામાં આવ્યા હતા.

**લીંચ**—આચાર્યશ્રી બુદ્ધિસાગરસૂરિજી કાળધર્મ પામ્યાના ખબર મળતાં પાખી પાળવામાં આવી હતી.

**અમદાવાદ**—આચાર્યશ્રી બુદ્ધિસાગરસૂરીશ્વરજીના સ્વર્ગગમનના ખબર તારથી મળતાં શેઠ જગાભાઈ દલપતભાઈ, ભગત વીરચંદભાઇ વગેરે બસો માણસોનું સરઘસ તેમની સ્મશાનયાત્રામાં ભાગ લેવા ઉપડી ગયું હતું. ચંદન તથા પાલખીનો સામાન અત્રેથી લઇ ગયા હતા. અને સદ્ગતના માનમાં અત્રેના બજારો બંધ રાખવામાં આવ્યાં હતાં.

**મુંબઇ**—આચાર્યશ્રી બુદ્ધિસાગરજી મહારાજના સ્વર્ગવાસના ખબર ફરી વળતાં ગુરૂવારે માંગરોળ જૈન કન્યાશાળા, બાબુ પન્નાલાલ હાઇસ્કુલ, કોન્ફરન્સ ઓફીસ, જૈન ગુરૂકુળ ઓફીસ, એજ્યુકેશનલ બૉર્ડ, જૈન એસોસીએશન ઓફ ઈન્ડીઆ વગેરે સંસ્થાએ તેમજ ખાંડ બજાર, સુતર બજાર, તાંબા પીતળ બજાર, ઝવેરી બજાર, મારવાડી બજાર, ધર્માદા કાંટો, ચોકશી બજાર તથા કોટનાં કેટલાંક બજારો બંધ રાખી પાખી પાળવામાં આવી હતી.

**પાલીતાણા**—આચાર્યશ્રી બુદ્ધિસાગરસૂરીશ્વરજીના દેવલોક પામ્યાના સમાચાર મળતાં શ્રી યશોવિજયજી જૈન ગુરૂકુલ-વિદ્યાલય બંધ રાખવામાં આવ્યું હતું તથા જૈન સમાજમાં પડેલી અસાધારણ ખોટ માટે દીલગીરીનો તાર તેમના શિષ્ય આચાર્યશ્રી અજીતસાગરજીને કરવામાં આવ્યો હતો તથા તેમના અવસાનની દીલગીરિ પ્રદર્શિત કરવા ગુરૂકુલમાં મીટીંગ ભરવામાં આવી હતી.

**આણંદ**—સાગરગચ્છાધિપતિ આચાર્ય શ્રી બુદ્ધિસાગરજી મહારાજના દેહોત્સર્ગની ખબર સંઘમાં મળતાં જેઠ વદિ ૪ના રોજ લુહાર, કણબી, પટેલ, ગરાશીઆ વિગેરે બધી કોમમાં પાખી પાળવામાં આવી હતી; તેમજ ગાયોને ઘાસ નિરવામાં આવેલ હતું અને

દેરાસરે ત્રણ દિવસ પૂજા ભણાવવામાં આવેલ હતી.અત્રેથી ગુરૂશ્રીના અગ્નિસંસ્કારની ક્રિયામાં ભાગ લેવાને ત્રીસ માણસો ગયાં હતાં. જેઓએ ગુરૂશ્રીની પાલખી ઉપાડવામાં તેમજ સ્મારક ફંડમાં બાવીસો રૂપિયા ભર્યા હતા. થોડા વખતમાં શોક પ્રદર્શીત કરવા માટે અત્રે સમગ્ર શહેરની જાહેર સભા ભરવામાં આવનાર છે, તેમજ ઓચ્છવ પણ શરૂ થનાર છે.

પાદરા—આચાર્ય શ્રી બુદ્ધિસાગરસૂરીજીના સ્વર્ગવાસનો તાર ફરી વળતાં અત્રે હિંદુ મુસ્લીમ સર્વ પ્રજામાં દીલગીરી ફેલાઇ જતાં ગામે હડતાળ પાડી, ઢોરોને ઘાસ તથા ગરીબોને ખોરાક વહેંચવામાં આવ્યો હતો. દેવવંદન ક્રિયા કરી બન્ને દેરાસરમાં મહોત્સવ શરૂ કરેલ છે. અત્રે ટુંક સમયમાં શોકદર્શક સભા મળનાર છે.

આકોલા—આચાર્ય શ્રી બુદ્ધિસાગરસૂરિના સ્વર્ગગમનના તારથી અત્રે દીલગીરી થઇ. સંઘે દેવવંદન કર્યું તથા પુજા આંગી થયાં હતાં.

ખેરવા—આચાર્ય શ્રી બુદ્ધિસાગરજી કાળધર્મ પામવાના ખબર મળતાં, મુનિ શ્રી રંગવિજયજીયે અનિત્ય ભાવનાનો બોધ કર્યો. ગામે પાખી પાળી હતી.

## ગુરૂશ્રીની ચરણપાદુકાની પ્રતિષ્ઠાઓ.

પ્રાંતીજ—આચાર્ય શ્રીમદ્ અજિતસાગરસૂરિશ્વરજીના સમક્ષ પ્રાંતીજ સંઘે પ્રાંતીજમાં શ્રીમદ્‌ની પાદુકાની પ્રતિષ્ઠા કરી છે. આ પ્રસંગે મહાન્ મહોત્સવો થયા હતા.

પેથાપુર—શ્રીમદ્‌ની પાદુકાની પ્રતિષ્ઠા માટે ગુરૂ મંદિર બંધાવવાનું ખાત મુહુર્ત વકીલ નગીનદાસ સાંકળચંદને હાથે કરવામાં આવ્યું હતું.

વિજાપુર—શ્રીમદ્‌ના દેહને અગ્નિ સંસ્કાર કર્યો તેજ સ્થળે મોટા ખર્ચે એક ગુરૂ સમાધિમંદિર તૈયાર થઇ ગયું છે. અને

આગામી ફાલ્ગુન શુકલ ત્રતીયાના રોજ તેમાં જયપુરથી મોટા ખર્ચે મંગાવરાવેલી આરસની સુંદર ભવ્ય ગુરૂમુર્તિની પ્રતિષ્ઠા ભારે મહોત્સવ પૂર્વક કરવાની તૈયારી ચાલી રહી છે.

પાદુકાની સ્થાપના—મહેસાણામાં સદ્દગત્ આચાર્યશ્રી બુદ્ધિસાગરસૂરિની ચરણપાદુકાની પ્રતિષ્ઠા અશાડ શુદ ૩ બુધવારે સવારના ૮ા વાગતે શેઠ ભાંખરીયાના સુપુત્રોના હાથે થઇ હતી. આ પ્રસંગે પાટણ, અમદાવાદ, પાલણપુર, ઉંઝા, પાદરા, વડોદરા સાણંદ, પેથાપુર, માણસા વગેરે શહેરો અને આસપાસના ગામડાં-માંથી મોટી સંખ્યામાં મેદની આવી મળી હતી. બપોરના શાંતિસ્નાત્ર ભણાવ્યું. અને સાંજના ભાંખરીયા નગીનદાસ રાયચંદ તરફથી નોકારશી થઇ હતી.

આ પ્રસંગે પં. શ્રી મહેન્દ્રસાગરજીના સદ્દઉપદેશથી મેસા-ણામાં શ્રીમદ બુદ્ધિસાગરજી જૈન યુવક મંડળ તથા બાળમિત્ર મંડ-ળની સ્થાપના થઇ હતી.

પાદુકાની પ્રતિષ્ઠાને અંગે અઠાઇ મહોત્સવ થયેલો તેમાં જેઠ વદ ૦)) થી ગુરૂશ્રીના ફોટા સાથે દબદબા ભર્યા સરઘસો ફરેલાં. અશાડ શુદ ૧ ના રોજ રથયાત્રાને વરઘોડો ચઢતાં તેમાં આગળ આચાર્યશ્રીનો ચિત્રપટ સદગ્રહસ્થો સ્વયંસેવકો ઉંચકીને ચાલતા હતા, વરઘોડો શ્રીમદ્ રવિસાગરજી મહારાજની દેરીયે ગયો હતો. બીજને દિવસે નવગ્રહ પૂજન હતું, હમેશાં વિવિધ પૂજાઓ ભણાવ વામાં આવતી હતી.

પાદુકા મહોત્સવ—અમદાવાદમાં શ્રી સંભવનાથજીના મંદિરે ૨૭ દિવસનો મહોત્સવ શરૂ થયો હતો. અશાડ શુ. ૧૨ સદ્દગત આચાર્ય શ્રી બુદ્ધિસાગરસૂરિના પગલાંની પ્રતિષ્ઠા કરવામાં આવી છે. બીજો અઠ્ઠાઇ મહોત્સવ મહુંમના પુણ્યાર્થે જગવલ્લભપાર્શ્વ-નાથજીના દેરાસરે પણ થયો હતો.

શિવાય અન્ય સ્થળોના સમાચારો આવેજ જાય છે.

## શ્રીમદ્ બુદ્ધિસાગરજી સૂરિશ્વરજીના સ્મરણાર્થે જૈન સેનિટેરીઅમ.

મેહેસાણાનિવાસી સુપ્રસિદ્ધ શેઠ ઠાહ્યાભાઇ ઘેલાભાઇએ ઘણા મોટા ખર્ચે મુંબાઇ નજીક સારી હવાવાળા વીલેપારલે ગામમાં બરોબર સ્ટેશન સામેજ એક ઉત્તમ સ્વવડવાળું જૈન સેનિટેરીઅમ ગુરૂશ્રીના સ્મરણમાં એક મોટા મેલાવડા અને પરમપૂજ્ય પં. લલિતવિજયજી મહારાજ સમક્ષ સ્થાપી ખુલ્લુ મુકયું છે. આ વખતે મુંબાઈથી મોટા ધનાઢયો તથા આગેવાનો તેમજ શ્રી સંઘના ભાઈ બહેનોનો મોટો સમુદાય મળ્યો હતો.

સેનિટેરીયમ સંસ્થાપક



શેઠ ડાહ્યાભાઈ ઘેલાભાઇ મહેસાણાવાળા.

આ સેનિટેરીઅમ સાથે શેઠ શ્રીએ પોતાના મહુંમ પિતાશ્રી શેઠ ઘેલાભાઇ કરમચંદનું મુબારક નામ જોડયું છે.

ઓછી હવા-સગવડવાલા મુંબાઇ તથા અન્ય સ્થળોના જૈન ભાઇઓની તંદુરસ્તી માટે આ સંસ્થા ખોલવામાં આવી છે તેમાં લગભગ ૧૦ કુટુંબો સુખસવડ પુર્વક રહી શકે તેવી સવડ છે. જેમને દરેકને અઢીસો અઢીસો વાપરવાની ચીજો શેઠ પુરી પાડી છે.

– આ પ્રસંગે ગવૈઆઓ સાથે પુજાઓ ભણાવવામાં આવી હતી. રોજ સ્વામિવાત્સલ્ય કરવામાં આવ્યાં હતાં.

સેનિટેરિઅમ ખુલ્લુ મુકવા એક મોટી સભા પં. લલિતવિજયજીના પ્રમુખપણા હેઠળ મળી હતી. મંડપ ધ્વજા વાવટાથી શણુગાર્યો હતે તથા બેન્ડ હાજર હતું. સ્ત્રી પુરૂષોની મેદની અપૂર્વ હતી,

આ પ્રસંગે શેઠ મોતીચંદ કાપડીઆ, રા. પાદરાકર, વલ્લભદાસ ત્રી. ગાંધી વિગેરે વકતાઓનાં ભાષણો થયાં હતાં. છેવટ શેઠ ડાહ્યાભાઇએ નીચે પ્રમાણે ભાષણ કર્યા બાદ બપોરે મેળાવડો વિખરાયો હતો.

## સેનિટેરીયમ ખુલ્લું મુકતી વખતે તેમના સુપુત્ર

## શેઠ ડાહ્યાભાઇ ઘેલાભાઈ કરમચંદે આપેલું ભાષણ.

પૂજ્ય મહારાજજી સાહેબો; પધારેલા બંધુઓ અને બહેનો.

મારા આમંત્રણને માન આપી અત્રે પધારવા માટે આપ સૌનો આભાર માનું છું, આજે મારા હર્ષનો પાર નથી. મહારા ગુરૂદેવ સદ્‌ગત પૂજ્ય શ્રી બુદ્ધિસાગર સુરીશ્વરનું નામ અત્યારે મારા હર્ષમાં વધારો કરે છે. સં. ૧૯૭૯ ના શ્રાવણ માસમાં મહારી ભયંકર માંદગી વખતે મેં ગુરૂશ્રીને વિજાપુર પત્ર લખાવી મારી આખર અવસ્થા જણાવતાં, તેઓશ્રીએ ધ્યાન ધરી મને જણાવ્યું કે તમો જરૂર સારા થશોજ પણ સારા થયા પછી તમારે યાત્રા વિગેરે કરવાં, અને અજબ જેવી રીતે મને આરામ થયો. ત્યારબાદ હું વિજાપુર ગુરૂશ્રીના દર્શન ગયો, ત્યાં તેઓશ્રીએ મને લક્ષ્મીનો સદ્‌ઉપયોગ સત્વર કરવા કહ્યું, ત્યારેજ મેં આ સત્કાર્યનો સંકલ્પ કરેલો. આજે ગુરૂદેવનું નામ મારા પિતાશ્રીના નામ સાથે સેનેટેરીયમને જોડી કૃતાર્થ થાઉં છું.

દરમીયાન પં. શ્રીમદ્ લલિતવિજયજી મહારાજ મહારા સદ્‌ભાગ્યે અત્રે પધાર્યા અને તેઓશ્રીની હાજરીમાંજ તેમના વરદ હસ્તેજ આ કાર્ય કરવા મને ઉમંગ થઇ આવવાથી આ કાર્ય આજે ફલીભુત થાય છે તે માટે તેમનો તથા બીજા પ્રેરક સ્નેહિઓનો આ સ્થળે ઉપકાર માનું છું.

આ સેનિટેરીઅમનુ ચિત્રપટ આ અંકમાં આપવામાં આવ્યું છે.

સદ્દગત ગુરૂદેવના સ્મરણાર્થે સ્થપાયેલું




જૈન સેનિટેરીઅમ. વીલે પારલે–મુંબઈ.

# શ્રી ગુરૂ સમાધિમંદિર અને શ્રીમદ્ બુદ્ધિસાગર-સૂરિ સ્મારકફંડ.

શ્રીમદ્ સદ્‌ગુરૂદેવના સ્વર્ગગમન સમયે તેમના સમાધિસ્થાનમાં એક સમાધિ મંદિર બંધાવવા માટે એક સ્મારકફંડ કરવામાં આવ્યું હતુ. જેમાં ગામેગામના ગુરૂભક્તોએ સાચા જીગરથી નીચે પ્રમાણે ફાળો આપ્યો હતો.

શ્રી સદ્‌ગુરૂદેવનું સમાધિમંદિર વિજાપુરમાં સ્ટેશનથી શહેરમાં જમણા હાથ પર, શેઠ કંકુચંદ મૂળચંદની પટ બાંધવાની વિશાળ ખુલ્લી જગ્યા કે જ્યાં ગુરૂશ્રીના દેહને અગ્નિસંસ્કાર કરેલો, તેજ જગ્યાપર બંધાઇ તૈયાર થઇ ગયું છે. આ સમાધિમંદિર મોટા ખર્ચે સુંદર તેમજ આકર્ષક બન્યું છે. તેમાં શ્રીમદ્ ગુરૂશ્રીની આરસની ભવ્ય મુર્તિની પ્રતિષ્ઠા ફાગણ શુદ ત્રીજના રોજ ચઢતે પહોરે કરવામાં આવનાર છે. આ પ્રસંગે શાંતિસ્નાત્ર, અઠ્ઠાઇ મહોત્સવ સ્વામિવાત્સલ્યાદિ વિગેરે ઘણા ઠાઠમાઠ થશે.

| | | | |
|---|---|---|---|
| વિજાપુર | રૂ ૪૭૪૮ | અમદાવાદ | રૂ ૫૭૮ |
| માણસા | રૂ ૧૯૩૧ | પ્રાંતીજ | રૂ ૧૩૪૫ |
| મેસાણા | રૂ ૧૧૩૧ | પાટણ | રૂ ૬૨૫ |
| સાણંદ | રૂ ૨૧૦૮ | રણાસણ | રૂ ૧૪૯ |
| પેથાપુર. | રૂ ૭૨૨ | ગવાડા | રૂ ૩૦૨ |
| પામોલ | રૂ ૨૩૫ | પુંધરા | રૂ ૩૪૨ |
| મહુડી | રૂ ૨૬૮ | લોદરા | રૂ ૪૮૧ |
| આજોલ | રૂ ૧૮૫ | વાઘપુર | રૂ ૨૧૨ |
| રીદરોલ | રૂ ૧૧૪ | ઇલોલ | રૂ ૨૫ |
| સમોઉ | રૂ ૩૫ | પીલવાઇ | રૂ ૩૭ |
| બામણવા | રૂ ૨૬ | કોલવાડા | રૂ ૨૫ |
| મારાડા | રૂ ૫ | ઇટાદરા | રૂ ૫ |
| જંત્રાલ | રૂ ૧૦ | લાખી | રૂ ૧૦ |
| આગલોડ | રૂ ૩૬ | અંકલારા | રૂ ૧૦ |
| બીલીમોરા | રૂ ૧૦૧ | વેરાવળ | રૂ ૭૫ |
| વલસાડ | રૂ ૧૦૧ | ઇઅલકરંજી | રૂ ૨ |
| પરચુરણ | રૂ ૪૯ાા-। | | |
| | ૧૬૦૫૦)-। | | |

## પંડિતપ્રવર સાહિત્યાચાર્ય કવિરત્ન આત્મજ્ઞાનપ્રેમી સદ્ગત ગુરૂદેવે આત્ર પચીશ વર્ષમાંજ નીચે પ્રમાણે ગ્રંથો બનાવ્યા છે.

| ગ્રંથાંક. | પૃષ્ટ | કિંમત |
|---|---|---|
| * ૧ અધ્યાત્મ વ્યાખ્યાનમાળા. | ૨૦૬ | ૦- ૪-૦ |
| * ૨ ભજનસંગ્રહ ભાગ ૨ જો. | ૩૩૬ | ૦- ૮-૦ |
| * ૩ ભજનસંગ્રહ ભાગ ૩ જો. | ૨૨૫ | ૦- ૮-૦ |
| * ૪ સમાધિશતકમ્ | ૬૧૨ | ૦- ૮-૦ |
| * ૫ અનુભવપચ્ચિશી. | ૨૪૮ | ૦- ૮-૦ |
| * ૬ આત્મપ્રદીપ. | ૩૧૫ | ૦- ૮-૦ |
| * ૭ ભજનસંગ્રહ ભાગ ૪ થો. | ૩૦૪ | ૦- ૮-૦ |
| ૮ પરમાત્મદર્શન. | ૪૦૦ | ૦-૧૨-૦ |
| * ૯ પરમાત્મજ્યોતિ. | ૫૦૦ | ૦-૧૨-૦ |
| * ૧૦ તત્ત્વબિંદુ. | ૨૩૦ | ૦- ૪-૦ |
| * ૧૧ ગુણાનુરાગ ( આવૃત્તિ બીજી ) | ૨૪ | ૦- ૧-૦ |
| * ૧૨-૧૩ ભજનસંગ્રહ ભાગ ૫ મો તથા જ્ઞાનદીપિકા. | ૧૦૦ | ૦- ૬-૦ |
| * ૧૪ તીર્થયાત્રાનું વિમાન (આવૃત્તિ બીજી) | ૬૪ | ૦- ૨-૦ |
| * ૧૫ અધ્યાત્મ ભજનસંગ્રહ. | ૧૯૦ | ૦- ૬-૦ |
| * ૧૬ ગુરૂબોધ ( આવૃત્તિ બીજી ) | ૨૯૦ | ૦- ૮-૦ |
| * ૧૭ તત્ત્વજ્ઞાનદીપિકા | ૧૨૪ | ૦- ૬-૦ |
| * ૧૮ ગહુંલીસંગ્રહ ભાગ ૧. | ૧૧૨ | ૦- ૩-૦ |
| * ૧૯-૨૦ શ્રાવકધર્મસ્વરૂપ ભાગ ૧-૨ | ૪૦-૪૦ | ૦- ૧-૦ |
| * ૨૧ ભજનપદસંગ્રહ ભાગ ૬ ઠો. | ૨૦૮ | ૦-૧૨-૦ |
| * ૨૨ વચનામૃત. | ૮૩૦ | ૦-૧૪-૦ |
| ૨૩ યોગદીપક. | ૩૦૮ | ૦-૧૪-૦ |
| ૨૪ જૈન ઐતિહાસિક રાસમાળા. | ૩૦૮ | ૧- ૦-૦ |
| * ૨૫ આનન્દઘનપદ (૧૦૮) સંગ્રહ. | ૮૦૮ | ૨- ૦-૦ |
| * ૨૬ અધ્યાત્મશાન્તિ ( આવૃત્તિ બીજી ) | ૧૩૨ | ૦- ૩-૦ |
| ૨૭ કાવ્યસંગ્રહ ભાગ ૭ મો. | ૧૬૬ | ૦- ૮-૦ |
| * ૨૮ જૈનધર્મની પ્રાચીન અને અર્વાચીન સ્થિતિ. | ૯૬ | ૦- ૨-૦ |
| * ૨૯ કુમારપાલ ( હિંદી ) | ૨૮૭ | ૦- ૬-૦ |

| | | |
|---|---|---|
| * ૩૦ થી ૩૪ સુખસાગર ગુરૂગીતા. | ૩૦૦ | ૦- ૪-૦ |
| * ૩૫ ષડ્દ્રવ્યવિચાર. | ૨૪૦ | ૦- ૪-૦ |
| *÷૩૬ વિજાપુરવૃત્તાંત. | ૯૦ | ૦- ૪-૦ |
| × ૩૭ સાબરમતી ગુણશિક્ષણ કાવ્ય. | ૧૯૨ | ૦- ૬-૦ |
| ૩૮ પ્રતિજ્ઞાપાલન. | ૧૧૦ | ૦- ૫-૦ |
| * ૩૯-૪૦-૪૧ જૈનગચ્છમતપ્રબંધ, સંઘપ્રગતિ, જૈનગીતા. | ૩૦૪ | ૧-૦ -૦ |
| ૪૨ જૈનધાતુપ્રતિમા લેખસંગ્રહ. ભાગ ૧ | | ૧-૦ -૦ |
| ૪૩ મિત્રમૈત્રી. | ૧૭૦ | ૦- ૮-૦ |
| * ૪૪ શિષ્યોપનિષદ્. | ૪૮ | ૦- ૨-૦ |
| ૪૫ જૈનોપનિષદ્. | ૪૮ | ૦-૨ -૦ |
| ૪૬-૪૭ ધાર્મિકગદ્યસંગ્રહ તથા સદુપદેશ ભાગ ૧. | ૯૭૬ | ૩- ૦-૦ |
| ૪૮ ભજનસંગ્રહ ભાગ ૮. | ૯૭૬ | ૩- ૦-૦ |
| * ૪૯ શ્રીમદ્ દેવચંદ્ર ભાગ ૧. | ૧૦૨૮ | ૨- ૦-૦ |
| × ૫૦ કર્મયોગ. | ૧૦૧૨ | ૩- ૦-૦ |
| * ૫૧ આત્મતત્ત્વદર્શન. | ૧૧૨ | ૦-૧૦-૦ |
| ÷ ૫૨ ભારત સહકાર શિક્ષણ કાવ્ય. | ૧૬૮ | ૦-૧૦-૦ |
| * ૫૩ શ્રીમદ્ દેવચંદ્ર ભાગ ૨. | ૧૨૦૦ | ૩- ૮-૦ |
| ૫૪ ગહુંલી સંગ્રહ ભાગ ૨ | ૧૩૦ | ૦- ૪-૦ |
| * ૫૫ કર્મપ્રકૃતિટીકા ભાષાંતર. | ૮૦૦ | ૩- ૦-૦ |
| ૫૬ ગુરૂગીત ગહુંલીસંગ્રહ. | ૧૯૦ | ૦-૧૨-૦ |
| ૫૭-૫૮ આગમસાર અને અધ્યાત્મગીતા. | ૪૭૦ | ૦- ૬-૦ |
| ૫૯ દેવવંદન સ્તુતિ સ્તવન સંગ્રહ. | ૧૭૬ | ૦- ૪-૦ |
| ૬૦ પૂજાસંગ્રહ ભાગ ૧ લો. | ૪૧૬ | ૧- ૦-૦ |
| ૬૧ ભજનપદ સંગ્રહ ભાગ ૯ | ૫૮૦ | ૧- ૮-૦ |
| ૬૨ ભજનપદ સંગ્રહ ભાગ ૧૦. | ૨૦૦ | ૧- ૦-૦ |
| ૬૩ પત્રસદુપદેશ ભાગ ૨. | ૫૭૬ | ૧- ૮-૦ |
| ૬૪ ધાતુપ્રતિમા લેખસંગ્રહ ભાગ ૨. | ૧૮૦ | ૧- ૦-૦ |
| ૬૫ જૈન દૃષ્ટિએ ઇશાવાસ્યોપનિષદ્ ભાવાર્થવિવેચન. | ૩૬૦ | ૧- ૦-૦ |
| ૬૬ પૂજાસંગ્રહ ભાગ ૧-૨. | ૪૧૫ | ૨- ૦-૦ |
| ૬૭ સ્નાત્ર પૂજા. | | ૦- ૨-૦ |
| ૬૮ શ્રીમદ્ દેવચંદ્રજી અને તેમનું જીવનચરિત્ર. | | ૦- ૪-૦ |
| ૬૯-૭૨ શુદ્ધોપયોગ વિ. સંસ્કૃત ગ્રંથ ૪ | ૧૮૦ | ૦-૧૨-૦ |

| | | |
|---|---|---|
| ૭૩–૭૭ સંઘકર્તવ્ય વિ. „ „ ૫ | ૧૬૮ | ૦–૧૨–૦ |
| ૭૮ લાલા લજપતરાય અને જૈનધર્મ. | ૧૦૦ | ૦– ૪–૦ |
| ૭૯ ચિન્તામણિ. | ૧૨૦ | ૦– ૪–૦ |
| ૮૦–૮૧ જૈનધર્મ અને ખ્રિસ્તી ધર્મનો મુકાબલો તથા જૈન ખ્રિસ્તિ સંવાદ. | ૨૨૦ | ૧– ૦–૦ |
| ૮૨ સત્યસ્વરૂપ. | ૨૦૦ | ૦– ૬–૦ |
| ૮૩ ધ્યાનવિચાર. | ૮૫ | ૦– ૮–૦ |
| ૮૪ આત્મશક્તિ પ્રકાશ. | ૧૪૦ | ૦– ૪–૦ |
| ૮૫ સાંવત્સરિક ક્ષમાપના. | ૮૦ | ૦– ૩–૦ |
| ૮૬ આત્મદર્શન ( મણીચંદ્રજીકૃત સજ્ઝાયો ) નું વિવેચન. | ૧૫૦ | ૦– ૪–૦ |
| ૮૭ જૈનધાર્મિક શંકાસમાધાન. | ૫૫ | ૦ ૨–૦ |
| ૮૮ કન્યાવિક્રય નિષેધ. | ૨૦૦ | ૦– ૬–૦ |
| ૮૯ આત્મશિક્ષા ભાવનાપ્રકાશ. | ૧૧૫ | ૦– ૭–૦ |
| ૯૦ આત્મપ્રકાશ. | ૫૬૫ | ૧– ૮–૦ |
| ૯૧ શોકવિનાશક ગ્રંથ. | ૮૦ | ૦– ૧–૦ |
| ૯૨ તત્ત્વવિચાર. | ૧૨૫ | ૦– ૬–૦ |
| ૯૩–૯૭ અધ્યાત્મગીતા વિ. સંસ્કૃત ગ્રંથ. | ૨૦૫ | ૧– ૦–૦ |
| ૯૮ જૈન સુત્રમાં મૂર્તિપૂજા. | ૯૬ | ૦– ૩–૦ |
| ૯૯ શ્રી યશોવિજયજી નિબંધ. | ૨૧૦ | ૦– ૬–૦ |
| ૧૦૦ ભજનપદસંગ્રહ ભાગ ૧૧. | ૨૨૦ | ૦–૧૨–૦ |
| ૧૦૧ „ ભાગ ૧ થી ૪ થી | ૨૦૦ | ૦– ૮–૦ |
| ૧૦૨ ગુજરાત બૃહદ્ વિજાપુર વૃતાંત. | ૨૭૮ | ૧– ૪–૦ |
| ૧૦૩–૪ શ્રીમદ્ દેવચંદ્રજી વિસ્તૃત જીવનચરિત્ર તથા દેવવિલાસ. | ૨૩૦ | ૦–૧૨–૦ |
| ૧૦૫ મુદ્રિત જૈન શ્વે. ગ્રંથગાઇડ. | | |
| ૧૦૬ કક્કાવલી–સુબોધ. | ૪૬૦ | ૧– ૪–૦ |
| ૧૦૭ સ્તવનસંગ્રહ ( દેવવંદન સહિત ) | ૨૭૫ | ૦–૧૦–૦. |
| ૧૦૮ પત્ર સદુપદેશ ભાગ ૩. | | |

* આ નિશાનીવાળા ગ્રંથો શિલકમાં નથી.

× આ ગ્રંથો બ્રિટીશ કેળવણી ખાતાએ મંજુર કરેલા છે.

÷ આ ગ્રંથો શ્રીમંત ગાયકવાડ સરકારના કેળવણી ખાતાએ મંજુર કરેલા છે.